# શ્રદ્ધાંજલિ



સ્વર્ગસ્થ પરમ પૂજ્ય પિતાજી

અમો ભાઈઓની છત્રછાયારૂપ બનીને અમારા ઉછેર અને
પ્રગતિ માટે આપે જે શ્રમ લીધો હતો, ધર્મપ્રેમી
જીવન ગાળી બતાવીને અમારામાં પણ એ પ્રેમના
સંસ્કાર મૂક્યા હતા, અને સુજનતાની સુવાસ
ચોમેર પાથરીને અમને એના મઘમઘતા
વાતાવરણમાં રાખ્યા હતા, તેના સંસ્મર-
ણમાં આ મૂલ્યવાન પુસ્તક પ્રસિદ્ધ
કરી અમે આપને શ્રદ્ધાંજલિ
અર્પી કૃતાર્થ થઈએ છીએ.

લી.

આપનાં બે બાળકો

**શાન્તિલાલ અને રતિલાલ**

# પ્રકાશકોનું નિવેદન...

❀

ાનકવાસી જૈન ધર્મના દરિયાપુરી સંપ્રદાયના સુપ્રસિદ્ધ
નિરાજ શ્રી. હર્ષચંદ્રજી મહારાજ સંવત ૧૯૯૮ માં જ્યારે
ાને ઉપાશ્રયે પધાર્યા હતા, ત્યારે અમારા સદ્‌ગત પિતાશ્રી
ી વખતોવખત તેમના પરિચયમાં આવતા હતા.
શ્રીનું પુસ્તક "ભારતનાં દર્શનો" અમારા પિતાશ્રીએ
નું અને તેથી મુનિરાજશ્રીની લેખનશક્તિ ઉપર તેમનો
યો હતો. એવું જ કોઈ બીજું પુસ્તક મુનિરાજશ્રી લખે તો
પ્રસિદ્ધ કરીને તેનો પ્રચાર કરે એવી તેમની આકાંક્ષા હતી.

ન્તુ એવું નવું પુસ્તક મુનિરાજશ્રી પૂરું કરે તે પૂર્વે તો
વર્ગવાસ થઈ ગયો અને તેમની આકાંક્ષા મનમાં જ રહી
આકાંક્ષા અમારે હસ્તે પૂરી થવાનો આજે પ્રસંગ આવ્યો
રાજશ્રીએ આ "જૈન દર્શનમાં વિકાર" નામનું પુસ્તક તૈયાર
મને આપ્યું તેથી અમે તે પ્રસિદ્ધ કરવાને ભાગ્યશાળી થયા છીએ.

મારા પિતાશ્રી સ્વ. કચરાભાઈનો જન્મ વીસલપુરમાં થયો.
નના પિતાશ્રીની તબિયત સારી રહેતી નહિ, તેથી શ્રી.
ના અભ્યાસ વગેરે ઉપર સીધી દેખરેખ તેમના કાકા
જીભાઈની હતી. તેમણે ખૂબ કાળજી રાખીને તેમને ટ્રેનીંગ
ભણાવ્યા. કોલેજ છોડયા પછી થોડો વખત તેમણે
નમાં શાળાની નોકરી કરી અને પછી અમદાવાદની પ્રોપ્રા-
ઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ત્યારપછી તે મીલ
ધંધામાં પડયા અને તેમાં મહેનતુ, પ્રમાણિક તથા શુભ
ા હોવાથી પોતે ઠીક પ્રગતિ કરી શકયા. ભરતીઓટની પેઠે
તેમણે ઘણી લીલી–સુકી જોઇ હતી અને આફતોનો પણ
ર્યો હતો. ઉત્સાહ અને પરિશ્રમશીલ સ્વભાવને લીધે તે

પોતાનું કામ જાતે જ કરી લેતા, પરાયા આધારે છોડતા નહિ; એ સદ્‌ગુણે તેમને ધંધામાં સારી સફળતા મેળવી આપી હતી.

વીસલપુર એ દરિયાપુરી સંપ્રદાયની ગાદીનું જુનું ગામ ગણાય છે. ત્યાના જૈનોને સાધુ–સંતોના પરિચયનો લાભ તેવડાં જ બીજાં ગામોના પ્રમાણમાં વધુ મળે છે. તેમના સમાગમની શુભ અસરથી શ્રી. કચરાભાઈનું ધર્મવિષયક જ્ઞાન અને ધર્માનુકૂળ જીવન ઉચ્ચ પ્રકારનું હતું. રોજ સામાયિક કરવાનું તે કદાપિ ભૂલતા નહિ.

તેમની શરીરસંપત્તિ સારી હતી; પરન્તુ અવસ્થાની અસર પહેલાં કાનના દર્દરૂપે જણાવા લાગી હતી, અને તે દર્દમાંથી મુક્ત થતાં તેમને લકવાની બિમારી લાગુ પડી હતી. અનેક ઉપચારો છતાં તેમને લાગ્યું કે પોતાનો અંતિમ સમય નજીક છે, એટલે તેમણે સભાનાવસ્થામાં વ્રત–પચ્ચખાણ આદર્યાં, દોષોની ક્ષમાપના કરી, અને ૬૨ વર્ષની ઉમરે અશાડ સુદ ૧૦ ની રાત્રે તેમનું અવસાન થયું. તેમની પાછળ તેમણે સારી રકમ જ્ઞાનદાનમાં ખર્ચવા માટે નક્કી કરી હતી, તેમાંથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આજની સર્વ વસ્તુઓની સખ્ત મોંઘવારીને કારણે આ પુસ્તક પાછળ પ્રમાણમાં ઘણું વધુ ખર્ચ થયું છે; તેનું જે રૂ. ૧ મૂલ્ય રાખ્યું છે તે પડતર કીંમત કરતાં લગભગ અર્ધું છે. આવાં પુસ્તકોનો જેમ બને તેમ વધુ પ્રચાર થાય એ સારૂં છે, પરન્તુ તે માટે પુસ્તકો વિનામૂલ્યે વહેંચવાથી તેનો પૂરો સદુપયોગ થવાનો સંભવ રહેતો નથી; તે કારણથી માત્ર જિજ્ઞાસુઓ જ પુસ્તક ખરીદીને વાંચી શકે એ હેતુપૂર્વક પુસ્તકનું માફકસર મૂલ્ય રાખવું એ જરૂરી જણાયું છે. છતાં જે લોકોપયોગી અને સાર્વજનિક સંસ્થાઓને જોઈશે તેને પુસ્તક વિનામૂલ્યે આપવાની જોગવાઈ પણ રાખવામાં આવી છે.

**શાન્તિલાલ કચરાભાઇ શાહ**
**રતિલાલ કચરાભાઇ શાહ**

# પ્રસ્તાવના

આર્યાવર્ત્તનાં અને ખાસ કરીને જૈન દર્શનનાં પુસ્તકો જોતાં જણાય છે કે આ વિશ્વની હયાતી ઘણા લાંબા કાળથી ચાલુ છે, અને હજીએ ઘણો લાંબો કાળ જશે, તોપણ વિશ્વની સ્થિતિ રહેવાની જ. આ સ્થિતિ ચાલવાનું કારણ જીવોની ઘણા કાળની સક્રિય પ્રવૃત્તિ છે. જીવો ક્યારે પણ નિષ્ક્રિય રહેતા નથી. જો જીવો નિષ્ક્રિય થઇ જાય અને કોઈ પણ ભલી કે ભૂંડી પ્રવૃત્તિ ન કરે તો વિશ્વ આવી સ્થિતિમાં ન જ રહે. પરન્તુ અનુભવથી સમજાય છે અને શાસ્ત્રો કહે છે તે પ્રમાણે જીવો તેમ રહી શકતા નથી. જીવો શરીર સાથે રહેલા છે, એટલે શરીર વાણી અને મનથી–એ કર્મ બાંધવાનાં સાધનોથી–શુભાશુભ પ્રવૃત્તિ કરે છે. એ શુભ અને અશુભ બન્ને પ્રવૃત્તિથી જીવ સુખ કે દુઃખ રૂપે પોતા સાથે કર્મનો બંધ પાડે છે. આ પ્રવૃત્તિનું કારણ જીવની પોતાની ચંચલતા છે. પાણી સ્થિર રહે છે પણ વાયુના યોગે જેમ તે અસ્થિર થાય છે, તેમ જગતના જીવો ઘણા લાંબા કાળની વાસનાના યોગથી ક્ષણે ક્ષણે પરિસ્પંદતા પામે છે, અને અસ્થિર સ્વભાવને સેવે છે. જમીનમાંથી ખનિજ ધાતુઓ અને અનેક પ્રવાહી પદાર્થો નીકળે છે. તેમ આ આત્મા–પૃથ્વીમાંથી અસ્થિરતા, રાગ, દ્વેષ અને મોહનાં ઝરણાં ક્ષણે ક્ષણે વહ્યાં કરે છે. આમ થવાનું કારણ જૈન પુસ્તકો કહે છે કે જીવોની અંદર રહેલી મોહદશા છે. વિશ્વમાં અનંત જીવો છે, તે બધા મોહ અને રાગદ્વેષને વશ પડ્યા છે. જો જીવો રાગદ્વેષ અને મોહને દબાવે તો

# શ્રદ્ધાંજલિ



સ્વર્ગસ્થ પરમ પૂજ્ય પિતાજી

અમો ભાઈઓની છત્રછાયારૂપ બનીને અમારા ઉછેર અને
પ્રગતિ માટે આપે જે શ્રમ લીધો હતો, ધર્મપ્રેમી
જીવન ગાળી બતાવીને અમારામાં પણ એ પ્રેમના
સંસ્કાર મૂક્યા હતા, અને સુજનતાની સુવાસ
ચોમેર પાથરીને અમને એના મઘમઘતા
વાતાવરણમાં રાખ્યા હતા, તેના સંસ્મર-
ણમાં આ મૂલ્યવાન પુસ્તક પ્રસિદ્ધ
કરી અમે આપને શ્રદ્ધાંજલિ
અર્પી કૃતાર્થ થઈએ છીએ.

લી.

આપનાં બે બાળકો

**શાન્તિલાલ અને રતિલાલ**



## પ્રકાશકોનું નિવેદન

સ્થાનકવાસી જૈન ધર્મના દરિયાપુરી સંપ્રદાયના સુપ્રસિદ્ધ પંડિત મુનિરાજ શ્રી. હર્ષચંદ્રજી મહારાજ સંવત ૧૯૯૮ માં જ્યારે છીપાપોળને ઉપાશ્રયે પધાર્યા હતા, ત્યારે અમારા સદ્દગત પિતાશ્રી કચરાભાઈ વખતોવખત તેમના પરિચયમાં આવતા હતા. મુનિરાજશ્રીનું પુસ્તક "ભારતનાં દર્શનો" અમારા પિતાશ્રીએ વાંચ્યું હતું અને તેથી મુનિરાજશ્રીની લેખનશક્તિ ઉપર તેમનો પ્રેમ જાગ્યો હતો. એવું જ કોઈ બીજું પુસ્તક મુનિરાજશ્રી લખે તો તે પોતે પ્રસિદ્ધ કરીને તેનો પ્રચાર કરે એવી તેમની આકાંક્ષા હતી.

પરન્તુ એવું નવું પુસ્તક મુનિરાજશ્રી પૂરૂં કરે તે પૂર્વે તો તેમનો સ્વર્ગવાસ થઈ ગયો અને તેમની આકાંક્ષા મનમાં જ રહી ગઇ. એ આકાંક્ષા અમારે હસ્તે પૂરી થવાનો આજે પ્રસંગ આવ્યો છે. મુનિરાજશ્રીએ આ "જૈન દર્શનમાં વિકાર" નામનું પુસ્તક તૈયાર કરીને અમને આપ્યું તેથી અમે તે પ્રસિદ્ધ કરવાને ભાગ્યશાળી થયા છીએ.

અમારા પિતાશ્રી સ્વ. કચરાભાઇનો જન્મ વીસલપુરમાં થયો હતો. તેમના પિતાશ્રીની તબિયત સારી રહેતી નહિ, તેથી શ્રી. કચરાભાઇના અભ્યાસ વગેરે ઉપર સીધી દેખરેખ તેમના કાકા શ્રી. ધનજીભાઇની હતી. તેમણે ખૂબ કાળજી રાખીને તેમને ટ્રેનીંગ કોલેજમાં ભણાવ્યા. કોલેજ છોડયા પછી થોડો વખત તેમણે વીરમગામમાં શાળાની નોકરી કરી અને પછી અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ત્યારપછી તે મીલ સ્ટોરના ધંધામાં પડયા અને તેમાં મહેનતુ, પ્રમાણિક તથા શુભ નિષ્ઠાવાન હોવાથી પોતે ઠીક પ્રગતિ કરી શકયા. ભરતીઓટની પેઠે ધંધામાં તેમણે ઘણી લીલી-સૂકી જોઇ હતી અને આફતોનો પણ સામનો કર્યો હતો. ઉત્સાહ અને પરિશ્રમશીલ સ્વભાવને લીધે તે

-પોતાનું કામ જાતે જ કરી લેતા, પરાયા આધારે છોડતા નહિ; એ સદ્‌ગુણે તેમને ધંધામાં સારી સફળતા મેળવી આપી હતી.

વીસલપુર એ દરિયાપુરી સંપ્રદાયની ગાદીનું જુનું ગામ ગણાય છે. ત્યાના જૈનોને સાધુ-સંતોના પરિચયનો લાભ તેવડાં જ બીજાં ગામોના પ્રમાણમાં વધુ મળે છે. તેમના સમાગમની શુભ અસરથી શ્રી. કચરાભાઈનું ધર્મવિષયક જ્ઞાન અને ધર્માનુકૂળ જીવન ઉચ્ચ પ્રકારનું હતું. રોજ સામાયિક કરવાનું તે કદાપિ ભૂલતા નહિ.

તેમની શરીરસંપત્તિ સારી હતી; પરન્તુ અવસ્થાની અસર પહેલાં કાનના દર્દરૂપે જણાવા લાગી હતી, અને તે દર્દમાંથી મુક્ત થતાં તેમને લકવાની બિમારી લાગુ પડી હતી. અનેક ઉપચારો છતાં તેમને લાગ્યું કે પોતાનો અંતિમ સમય નજીક છે, એટલે તેમણે સભાનાવસ્થામાં વ્રત-પચ્ચખાણ આદર્યાં, દોષોની ક્ષમાપના કરી, અને ૬૨ વર્ષની ઉંમરે અશાડ સુદ ૧૦ ની રાત્રે તેમનું અવસાન થયું. તેમની પાછળ તેમણે સારી રકમ જ્ઞાનદાનમાં ખર્ચવા માટે નક્કી કરી હતી, તેમાંથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આજની સર્વ વસ્તુઓની સખ્ત મોંઘવારીને કારણે આ પુસ્તક પાછળ પ્રમાણમાં ઘણું વધુ ખર્ચ થયું છે; તેનું જે રૂ. ૧ મૂલ્ય રાખ્યું છે તે પડતર કીંમત કરતાં લગભગ અર્ધું છે. આવાં પુસ્તકોનો જેમ બને તેમ વધુ પ્રચાર થાય એ સારૂં છે, પરન્તુ તે માટે પુસ્તકો વિનામૂલ્યે વહેંચવાથી તેનો પૂરો સદુપયોગ થવાનો સંભવ રહેતો નથી; તે કારણથી માત્ર જિજ્ઞાસુઓ જ પુસ્તક ખરીદીને વાંચી શકે એ હેતુપૂર્વક પુસ્તકનું માફકસર મૂલ્ય રાખવું એ જરૂરી જણાયું છે. છતાં જે લોકોપયોગી અને સાર્વજનિક સંસ્થાઓને જોઇશે તેને પુસ્તક વિનામૂલ્યે આપવાની જોગવાઈ પણ રાખવામાં આવી છે.

શાન્તિલાલ કચરાભાઇ શાહ
રતિલાલ કચરાભાઇ શાહ

# પ્રસ્તાવના

આર્યાવર્ત્તનાં અને ખાસ કરીને જૈન દર્શનનાં પુસ્તકો જોતાં જણાય છે કે આ વિશ્વની હયાતી ઘણા લાંબા કાળથી ચાલુ છે, અને હજીએ ઘણો લાંબો કાળ જશે, તોપણ વિશ્વની સ્થિતિ રહેવાની જ. આ સ્થિતિ ચાલવાનું કારણ જીવોની ઘણા કાળની સક્રિય પ્રવૃત્તિ છે. જીવો ક્યારે પણ નિષ્ક્રિય રહેતા નથી. જો જીવો નિષ્ક્રિય થઇ જાય અને કોઈ પણ ભલી કે ભૂંડી પ્રવૃત્તિ ન કરે તો વિશ્વ આવી સ્થિતિમાં ન જ રહે. પરન્તુ અનુભવથી સમજાય છે અને શાસ્ત્રો કહે છે તે પ્રમાણે જીવો તેમ રહી શકતા નથી. જીવો શરીર સાથે રહેલા છે, એટલે શરીર વાણી અને મનથી—એ કર્મ બાંધવાનાં સાધનોથી—શુભાશુભ પ્રવૃત્તિ કરે છે. એ શુભ અને અશુભ બન્ને પ્રવૃત્તિથી જીવ સુખ કે દુઃખ રૂપે પોતા સાથે કર્મનો બંધ પાડે છે. આ પ્રવૃત્તિનું કારણ જીવની પોતાની ચંચલતા છે. પાણી સ્થિર રહે છે પણ વાયુના યોગે જેમ તે અસ્થિર થાય છે, તેમ જગતના જીવો ઘણા લાંબા કાળની વાસનાના યોગથી ક્ષણે ક્ષણે પરિસ્પંદતા પામે છે, અને અસ્થિર સ્વભાવને સેવે છે. જમીનમાંથી અનિજ ધાતુઓ અને અનેક પ્રવાહી પદાર્થો નીકળે છે. તેમ આ આત્મા—પૃથ્વીમાંથી અસ્થિરતા, રાગ, દ્વેષ અને મોહનાં ઝરણાં ક્ષણે ક્ષણે વહ્યાં કરે છે. આમ થવાનું કારણ જૈન પુસ્તકો કહે છે કે જીવોની અંદર રહેલી મોહદશા છે. વિશ્વમાં અનંત જીવો છે, તે બધા મોહ અને રાગદ્વેષને વશ પડ્યા છે. જો જીવો રાગદ્વેષ અને મોહને દબાવે તો

અવશ્ય ઉચ્ચ ભૂમિ પર આવી શકે છે. એ સ્થિતિ ઉપર આવી ન શકવામાં મૂળમાં અજ્ઞાન-અવળાઇ છે કિંવા અવિદ્યા છે. એ અવિદ્યાના અંધકારથી આ વિશ્વરૂપ નાટ્યભૂમિમાં કંઈ કંઇ વેશ જીવો ભજવી રહ્યા છે, અર્થાત્ અનેક જન્મોની હારમાળામાં જીવો પરોવાઈ રહ્યા છે. આ વસ્તુ સુધરવાને તેઓને મનુષ્યજન્મ, આર્યક્ષેત્ર, આર્યકુટુંબ, અને જૈન ધર્મની આવશ્યકતા છે. જો કે આ વસ્તુ મળવી દુર્લભ છે, તથાપિ ઘણાએ જીવો એ વસ્તુ પામી શક્યા છે, પરન્તુ તેમાંએ અહોભાવ અને સારી સમજણ પામી શકતા નથી.

આપણે જોઇએ છીએ કે ઘણાએ મનુષ્યો મનુષ્ય-જન્મનો આનંદ લેવામાં તરબોળ થઇ ગયા છે. કેટલાક બુદ્ધિમાં ન્યૂન હોય છે અને કેટલાક બુદ્ધિમાં અધિક હોય છે, પરન્તુ બધાય શારીરિક સુખની પ્રાપ્તિ અર્થે કંઇ ખળભળાટ મચાવતા હોય છે. કંઈ લોકો પૈસાને અર્થે વ્યાપારની ધમાલ કરતા હોય છે, કંઈ લોકો શિલ્પ, કળા, ચાતુરી, કારીગરી બનાવવામાં મચી ગયા હોય છે. કંઈ લોકો વાચકોને માટે અભિનવ રસ ઉત્પન્ન કરવા સાહિત્યનું સર્જન કરવામાં ગુંથાઈ ગયા હોય છે. કંઇ લોકો રાષ્ટ્રવિધાન કરવાની પ્રવૃત્તિમાં મચ્યા હોય છે. કંઈ લોકો યુદ્ધને અંગે વ્યૂહની કેમ રચના કરવી એ વિચારમાં પડી ગયા હોય છે. કંઇ લોકો તેને અંગે શસ્ત્ર-અસ્ત્ર-વિમાન-તોપ-ગોળા-રણગાડી વિગેરે સરંજામને ઉત્પન્ન કરવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી રહ્યા દેખાય છે. હકીકત એ છે કે મનુષ્યજન્મ પામીને બુદ્ધિની નિષ્ણાતતા ક્યાં

અને કેમ બતાવવી એ વિષયમાં માનવસમાજ રોકાઇ ગયેલો જણાય છે. એ માનવ વ્યક્તિને કોઇ સાધુજીવી પુરૂષ કહે કે, અરે સુજ્ઞ મનુષ્ય! કંઇ પરલોક વિષે ખ્યાલ આવે છે કે? અરે! બીજું તો ઠીક, પરન્તુ જો પરલોક હશે અને ધર્મરાજા પૂછશે તો તું શું ઉત્તર આપી શકીશ? ત્યારે તે મનુષ્ય એ સાધુપુરૂષ સામે મીટ માંડી સાંભળશે કે ઘુરકવા મંડી પડશે!

પોતાને દુનિયામાં નિષ્ણાત માનતો મનુષ્ય લશ્કરી પોલિસ આગળ જેમ સકંજામાં સપડાઈ જતાં નરમ બને છે, તેમજ કુદરતના દરબાર આગળ તે નાસીપાસ થવાનો; પરન્તુ એ વાત મનુષ્યની આંખ આગળ ખુલ્લી દેખાતી નથી. મનુષ્યવર્ગ કેવળ ઐહિક સુખની લાલસામાં અગણિત તોફાન કરી રહ્યો છે. બળમાં મનુષ્ય બીજા કરતાં જેમ વધારે ચડે છે, તેમ બીજાને વધારે ને વધારે દબડાવે છે. મનુષ્યને જેમ જેમ વધારે મદદ કે સાથ મળે છે, તેમ તેમ એ વધારે જુલ્મ કરે છે. હકીકત એ છે કે શરીરમાં અને ઇન્દ્રિયોમાં મસ્ત થયેલ માનવી અગણિત હિંસાની છોળો ઉછાળી રહ્યો છે. માનવસમુદાય પોતાના સુખને અર્થે અને કીર્તિને અર્થે અનેક ક્રૂર કર્મો કરી રહ્યો છે. જો તેની પાસે બળ–સૈનિકસમુદાય ન હોય તો આટલું અઘોર કૃત્ય તે કરી શકે નહિ. જેમ કોઇ રાજકર્ત્રી પ્રજા સૈનિકોના બળથી અઘોર જુલ્માટ કરે છે, તેને મન પરલોક કે ઇશ્વર નથી, તેમ માનવવર્ગ જગતમાં અઘોર જુલ્મો કરી રહ્યો છે.

કોઇ મનુષ્ય મગ, મઠ, ઘઉં, ચોખા, ચણા, બાજરી, અડદ, વિગેરે અનાજને એકત્ર કરી કૂટી નાંખે છે; કોઈ

મનુષ્ય ચકલાં, કબૂતર, મોર વિગેરેનાં ઈંડાંને લેઇ મસળી નાંખે છે; કોઈ મનુષ્ય હરણુ, રોઝ, વૃક, સસલાં વિગેરે વનચર જીવોંનો સંહાર કરતો હોય છે: માનવજાતિ આમ જુદી જુદી રીતે સમજણપૂર્વક અર્થ માટે કે અનર્થકારક રીતે જગત્‌નાં નાના મોટા જીવો સાથે મસ્તી કરતી હોય છે. કોઇ સુજ્ઞ મનુષ્ય તેને કહે કે, અરે ભલા માણુસ! આમ શામાટે જીવોને પરિતાપના આપે છે? ત્યારે તે મનુષ્ય કહેશે કે, અરે! તે શું ઉપયોગનાં છે? તે તો મારવા લાયક છે, નાશ કરવાલાયક છે; તેમને તો દબાવવા જોઇએ, નહિતો તે બીજાઓને અવશ્ય ત્રાસ આપે; અરે! તેમને તો તદ્દન નિર્મૂળ કરવા જોઇએ. સુજ્ઞ મનુષ્ય તે સાંભળી વિચારી તેને એમ કહે છે કે તે જીવોને ત્રાસ આપો તો તેમને દુઃખ થાય કે નહિ? તે જીવોને દુઃખ થાય છે એમ જો તમે ન સમજતા હો તો કોઇ પણ ધાતુના વાસણમાં ભડભડ બળી રહેલા અંગારાને નાંખી જુઓ અને તે વાંસણને તમે તમારા હાથથી પકડો; જો એ અંગારા ભરેલા ધાતુપાત્રને હાથથી ઝાલતાં તમને કાંઇ પણ ઇજા ન થાય તો તમારી મતલબ બરાબર છે; પરન્તુ તમે તે પાત્રને ઝાલતાં અવશ્ય થરરાટ પામશો અને કહેશો કે એ નહિ જ બને, કેમકે હાથ બળી જાય છે, મૃત્યુની નજીકમાં આવી જવાય છે. તો તાત્પર્ય એ છે કે જેમ તમને દુઃખ થાય છે, તેમ તે જીવોને દુઃખ થાય છે, એ વાત તમે તમારા ગળે ઊતારો; જેમ તમને દુઃખ નથી ગમતું તેમ તે જીવોને પણ દુઃખ નથી ગમતું.

હકીકત એ છે કે આમ આખું વિશ્વ હિંસાના

ઉછાળામાં ઉછળી રહ્યું છે. માનવસમુદાય જે હિંસાને નિવારી શકતો નથી, અથવા જે જગ્યાએ પરિહાર કરવા માનવ અશક્ત બને છે, ત્યાં મનુષ્ય લાચાર છે; પરન્તુ જ્યાં હિંસા કરવાની બિલકુલ જરૂરત નથી ત્યાં માનવસમુદાય બુદ્ધિના અભાવે ધસારો કરી રહ્યો છે; ત્યારે સમજાય છે કે તે હીચકારાનું કાર્ય કરે છે. હીચકારાનું કાર્ય એ માટે છે કે તે જીવોને કાંઇ પણ અર્થ વિના-મોજની ખાતર અથવા પોતાના માની લીધેલા કલ્યાણની ખાતર માનવસમુદાય હણી રહ્યો છે. એ માનવો હિંદુ હોય કે મુસલમાન હોય, આર્ય હોય કે અનાર્ય હોય, સુજ્ઞ હોય કે અજ્ઞ હોય, નર હોય કે નારી હોય, પરન્તુ સૌ કોઇ નાના જીવોથી માંડી મોટા જીવો સુધીનાને કાંઇ-નિસબત સિવાય મારી રહ્યા છે.

આ વાતનું દુઃખ જગતના કોઇ પણ જીવોને લાગતું નહિ હોય, પરન્તુ વીતરાગદર્શનના ઉપદેષ્ટા શ્રી વર્દ્ધમાનને તે લાગી આવ્યું છે. સર્વ જીવો ઉપર તેમની અપાર દયા છે. એ દયાને લીધે તેમણે પોકાર કર્યો છે કે, હે જીવો! કોઇ પણ જીવોને નહિ હણો! નહિ હણો! એ વાત તેમના ઉપદેશેલા આગમોમાં સ્થળે સ્થળે ઊતરેલી છે. આચારાંગ અને સૂત્રકૃતાંગ સૂત્રોમાં દરેકે દરેક અધ્યયનમાં અને ઉદ્દેશમાં અહિંસા માટે પોકાર તરી આવે છે. પ્રભુ શ્રી વર્દ્ધમાને તેમનાં સાધુસાધ્વીઓ અને શ્રાવક–શ્રાવિકાઓને હિંસા નહિ કરવાને ફરી ફરી ભલામણો અને સૂચનાઓ કરી છે. શ્રીમાન્ વર્દ્ધમાનનું હૃદય જેટલું હિંસાથી ધ્રૂજ્યું છે, તેટલું બીજા કોઇ પણ ધર્મ–નાયકનું હૃદય ધ્રૂજ્યું

જણાતું નથી. પરન્તુ એ વસ્તુ શ્રી મહાવીરના અસ્ત થવા સાથે ધીમે ધીમે અસ્ત થવા પામી હતી. સૂર્યના ગયા પછી થોડો વખત પ્રકાશની ઝાંખી રહે છે, પણ પછી અંધકાર ફેલાય છે; તેમ શ્રી વર્ધ્ધમાનના થોડા વંશજો સુધી દયાનો મૂળ સિધ્ધાંત સચવાઇ રહ્યો હતો, પણ પછી અહિંસા અને હિંસા વિષે વિચારનો ભેદ પડતાં ઘોર અંધકારની જેમ હિંસાધર્મની સ્ફુરણાઓ થવા લાગી.

હકીકત એ છે કે જૈન દર્શન રૂપ સ્વચ્છ આકાશમાં હિંસાધર્મનાં વાદળાં થોડે થોડે ભિન્નભિન્ન દિશાઓથી ઉભરાવા લાગ્યાં. એ જ જૈન દર્શનમાં ભિન્ન ભિન્નં વિચારોએ સડો ઘાલ્યો. એ જ મૂળ સ્વરૂપમાં–શુદ્ધ સ્વરૂપમાં વિકાર પેઠો. આજે વિશ્વમાં રૌદ્ર રસ અને વીર રસનાં બ્યૂગલો વાગે છે અને યુદ્ધની મહેફીલો જામે છે, તેમ જૈન દર્શનમાં ચારે તરફથી હિંસાધર્મનાં બ્યૂગલો ફુંકાવા લાગ્યાં અને ષટ્કાય જીવના ભોગની મહેફીલો ઉડવા લાગી. જેટલા તે વસ્તુની આડે આવવા લાગ્યા તેટલાને તેઓ સાફ કરવા લાગ્યા. જે ધર્મમાં ષટ્કાય જીવોને રક્ષણ મળતું હતું અને જે ધર્મ ષટ્કાય જીવના પિતર તરીકે પંકાયો હતો, તે ધર્મમાં ધર્મને ઓઠે ષટકાય જીવોનો હોમ થવા લાગ્યો. બ્રાહ્મણ–વેદો પશુહોમની આજ્ઞા આપે છે અને યજ્ઞોની અંદર પશુઓના હોમ થતા હતા, ત્યારે જૈન દર્શનનાં અંગોપાંગ પછીનાં ચૂર્ણ–ભાષ્ય–વૃત્તિ–ગ્રંથો વિગેરે, પ્રભુને નવાજવામાં ષટ્કાય જીવોનો ભોગ આપવાના હુકમો આપવા લાગ્યા. જો ચૈત્ય અને પ્રભુની ખાતર હિંસા થતી હોય અને તેમાં ધર્મ હોય તો પછી ઉપદેશકોને રહેવા

સારૂ અને તેમના માનપાન સારૂ હિંસા થાય તો તેમાં કોણ ના કહી શકે ? સૌને માનપાન અને સુખ સગવડો જોઇતાં હતાં. હરિભદ્રસૂરિ આદિ સમર્થ વિદ્વાનો હિંસા ધર્મનો એકડો ઘૂંટતા ગયા છે. આજે એ એકડો ખૂબ જાડો અને પહોળો થયો છે. જેમ બીજ વાવ્યા પછી વૃક્ષ ધીમે ધીમે ફાલી ફૂલીને જબરદસ્ત થાય છે અને વિશાળ જગ્યા રોકે છે, તેમ આજે જૈન દર્શનમાં એ હિંસા વૃક્ષ ખૂબ વિકસી ગયું છે. એટલે એ વૃક્ષ શ્રીમાન્ વર્ધ્ધમાનથી વવાતું આવ્યું છે તેવી સમજણ સમાજમાં વિસ્તરી છે. આજે થોડી વ્યક્તિઓના સુખની ખાતર એ અખંડ જૈન દર્શન છિન્ન ભિન્ન થઈ રહ્યું છે. રાજા તરફથી સૂકાએલા રક્ષપાલની જેમ સૂબાઓ પોતે ધણી-ધોરી થઇ પડે અને વસતીને હેરાન કરે, તેમ આ લોકો પોતે શ્રીમાન્ વર્ધ્ધમાનના સૂબાઓ થઇ આખા શાસનના માલેક થઇ પડયા છે. જેને જુઓ કે પૂછો તો તે પોતે જૈનાચાર્ય છે, પોતે આખા જૈન દર્શનનો આચાર્ય છે એમ કહેવરાવે છે. ઉપરાંત ષટ્કાય જીવોના રક્ષક ન રહેતાં ભક્ષક થઇ પડયા છે. તેઓ પોતે એવું માની રહ્યા છે, અને બીજાઓને પાસે મનાવી રહ્યા છે કે અમે જ જૈન દર્શનમાં ઉપરી, મુખ્ય, સમર્થ અને વાચસ્પતિની જેમ વિદ્વાન્ છીએ, અને જૈન દર્શનની નૌકા અમે જ ચલાવીએ છીએ.

સૂર્ય ગયા પછી વિશ્વમાં અંધકાર ફેલાય છે, તેમ આજે આખા જૈન દર્શનમાં અંધકાર ફેલાઈ રહ્યો છે જેમ જેની ઈચ્છામાં આવે તેમ તે ચાલે છે. જેમ ઇચ્છામાં આવે તેમ ઉપદેશ આપે છે. નાયક વિના જેમ

લૂંટફાટ અને ચોરી થાય છે, તેમ આ સમાજમાં સ્વચ્છંદે ચાલનારાઓ લૂંટફાટ ચોરી વિગેરે કરી રહ્યા છે. આનું દુઃખ ઘણા લોકોને આજેજ લાગે છે તેમ નથી, પરન્તુ દરેક વખતે જે જે સુજ્ઞો અને વિચારકો થયા છે તે બધાને એવું જ દુઃખ લાગ્યું છે. એટલે એ લોકો દુઃખનો ઉભરો લોકોની આગળ અથવા પોતાની કૃતિમાં ઠાલવતા ગયા છે. આવી અનેક કૃતિઓ જૈન દર્શનમાં આજે સચવાઇ રહી છે. તેમાંથી એક કૃતિ અહીં આપણે મૂકીએ. આ કૃતિ ઉપાધ્યાય શ્રી. યશોવિજયજીની છે. શ્રી. યશોવિજયજી ઉપાધ્યાયે ગુર્જર ભાષામાં અનેક કૃતિઓ કરી છે, તેમાં શ્રી. સીમંધર દેવને વિનંતિ કરતાં કેટલીક ઢાળો રચી છે, તે બધી અત્રે મૂકવા અવકાશ નથી, તેમ છતાં તેમનું હૃદય આ સમાજનું ચિત્ર દેખી કેટલું બધું બળે છે તે નીચે ઉતારેલી એક ઢાળથી જણાઇ આવશે. આ સ્તવનમાં નાની મોટી ઢાળો થઈ સવાસો કડીઓ છે; તેમાં આ પ્રથમ ઢાળ છેઃ—

સ્વામી સીમંધર વીનતી, સાંભળો માહરી દેવ રે,
તાહરી આણ હું શિર ધરૂં, આદરૂં તાહરી સેવ રે. સ્વામી. ૧

કુગુરૂની વાસના પાશમાં, હરિણ પરે જેહ પડ્યા લોક રે,
તેહને શરણ તુજ વિણ નહીં, ટળવળે બાપડા ફોક રે. સ્વામી. ૨

જ્ઞાન, દર્શન, ચરણ ગુણ વિના, જે કરાવે કુળાચાર રે,
લૂંટે તેને જન દેખતાં, ક્યાં કરે લોક પોકાર રે. સ્વામી. ૩

જેહ નવી ભવ તર્યાં નિર્ગુણી, તારશે કેણી પેરે તેહ રે,
એમ અજાણ્યો પડે ફંદમાં રે, પાપબંધે રહ્યા જેહ રે. સ્વામી. ૪
કામ કુંભાદિક અધિકનું, ધર્મનું કોઇ નવિ મૂળ રે,

દોકડે કુગુરૂ તે દાખવે, શું થયું એ જગશૂળ રે. સ્વામી. ૫
અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના તે ગ્રંથ રે,
પરમ પદનો પ્રકટ ચોર છે, તેહથી કેમ વહે પંથ રે? સ્વામી. ૬

વિષય રસમાં ગૃહી માચીઆ, નાચીઆ કુગુરૂ મદ પુર રે,
ધુળ ધામે ધમાધમ ચલી, જ્ઞાન માર્ગ રહ્યો દૂર રે. સ્વામી. ૭

કલહકારી કદાગ્રહે ભર્યા, થાપતા આપણા બોલ રે,
જીન વચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વામી. ૮

કેઇ નિજ દોષને ગોપવા, રોપવા કેઇ મત કંદ રે,
ધર્મની દેશના પાલટે, સત્ય ભાખે નહિ મંદ રે. સ્વામી. ૯

બહુમુખી બોલ એમ સાંભળી, નવી ધરે લોક વિશ્વાસ રે,
ઢુંઢતા ધરમને તે થવા, ભ્રમર જેમ કમળિની વાસ રે. સ્વામી. ૧૦

ઉપાધ્યાય યશોવિજયજી કહે છે કે આ હૃદયનો પોકાર કોની પાસે જઇને કરૂં? હે પ્રભો! વર્તમાન શ્રી સીમંધર દેવ! તમે સાંભળો કે, લોકો જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણ વિના પોતાને ગુરૂ મનાવી રહ્યા છે બિચારા લોકો પણ હરિણની પેરે જ્યાં ત્યાં આમ તેમ આંટા મારે છે, પણ સદ્ધર્મની પ્રાપ્તિ કરી શકતા નથી. ઉપાધ્યાય કહે છે કે હવે જ્યારે આ લોકો પોતે તરી શકયા નથી, તો પછી બીજાને શું તારી શકશે? કારણકે તેઓ જ્યાં ધર્મનું મૂળ નથી એવા કામકુંભના મૂળમાં રમી રહ્યા છે. ભક્ત લોકો પાસેથી અર્થ કઢાવવાની પ્રવૃત્તિમાં તેઓ પડી ગયા છે. પ્રત્યક્ષ પરમ પદના તેઓ ચોર છે. તેઓથી ધર્મનો પંથ કેવી રીતે ચાલી શકે? આમ ઉપાધ્યાય પોતાના હૃદયનો બળાપો ઠાલવી રહ્યા છે. હકીકત એ છે કે જયારથી આ સડો પેઠો છે, ત્યારથી વિચારકો આમ

પોતાનું દુઃખ પ્રભુની પાસે બતાવી રહ્યા છે, પરન્તુ એ વસ્તુ સુધરી શકી નથી.

આથી આ પુસ્તિકામાં વક્તવ્ય એ છે કે તેઓ ધર્મને બહાને સ્વચ્છંદે ચાલી રહ્યા છે. પોતે નિર્ગુણી અને સદાચારથી રહિત છતાં મૂર્તિ નહિ માનનારને વગોવી રહ્યા છે, અને દ્રોહકારક, ભ્રમજાલક, તથા સદ્ગુણવિઘાતક અનેક લેખો અને ગ્રંથો બનાવી રહ્યા છે. તેમને તેમના પંથના સમર્થ વિદ્વાનો પણ પહોંચી શક્યા નથી, ઉલટા તેઓ લાચારી બતાવે છે. સેવકવર્ગ તેમનાં કાર્યને જો વધાવે નહિ તો અવશ્ય તેઓ કાંઇક પાછા ઓસરે, પરન્તુ સેવ્યવર્ગ અને સેવકવર્ગ બન્ને જ્યાં ભીંત ભૂલ્યા છે ત્યાં કહેવાનું કોને હોય ?

આખા જૈન દર્શનમાં દૃષ્ટિ નાંખીએ તો સમાજમાં જીવન-તત્ત્વ જેવી કોઇ ચીજ જણાતી નથી. જે જૈન દર્શન ચેતનતત્ત્વનું ઉદ્બોધક અને સ્થાપક હતું, તેમાં જ જડવાદે જડ ઘાલી છે, અને સમાજને તે કોઇ ઉંધે રસ્તે દોરી રહ્યો છે; એટલે અસત્ય, હિંસા અને સ્વચ્છંદને માર્ગે જડવાદ સમાજને ચલાવી રહ્યો છે. આમ થવાથી પરિણામ કષાય અને વ્યાકુળતામાં આવ્યું છે. જ્યાં જ્યાં દૃષ્ટિ કરશો ત્યાં ત્યાં ધર્મના સ્તંભસમ ગણાતા કાર્યવાહકો કષાયના અંગારા ઠાલવતા હોય છે, અને જડની પાછળ અગણિત દ્રવ્યનો વ્યય અને હિંસાનાં વહેણ વહેવરાવતા હોય છે.

જૈન તત્ત્વસારના ઉપોદ્ઘાતમાં મૂકેલા નીચેના શ્લોકો જુઓ :

अहिंसासंभवो धर्मः स हिंसातः कथं भवेत् ।
न तोयजानि पद्मानि जायन्ते जातवेदसः ॥

અર્થાત્—જળથી થતાં કમળો અગ્નિથી ક્યારે ય થતાં નથી, તો પછી અહિંસાથી થતો ધર્મ જીવહિંસાથી કેવી રીતે થશે ?

पापहेतुर्वधः पापं कथं छेत्तुमलं भवेत् ।
मृत्युहेतुः कालकूटं जीविताय न जायते ॥

અર્થાત્—પાપનું કારણ વધ છે, તે પાપ છેદવા કેવી રીતે સમર્થ થશે ! કાલકૂટ એ જ મરણ થવામાં અગત્યનો ભાગ ભજવે છે તો તેનાથી જીવિત કેમ રહેશે ?

હકીકત એ છે કે જીવિત, સુખ અને ધર્મનું કારણ અહિંસા છે. સ્થળે સ્થળે જૈન ગ્રંથો એમ પોકાર કરીને કહે છે, તોપણ લેભાગુ લોકો હિંસાના પૂરપાટમાં ચાલી રહ્યા છે.

આજે કેટલાક સુજ્ઞ વિચારકો ઉપરના શ્લોક પ્રમાણે કહે છે કે 'અમે સમજીએ છીએ કે આ જડ પાછળ થતી હિંસાથી અમારૂં હૃદય ધ્રૂજે છે અને ના પાડવા ઇચ્છીએ છીએ પરંતુ એમ જો હવે કરવા જઇએ છીએ તો અમારું સ્થાન અહીં રહેતું નથી, એટલું જ નહિ પરંતુ ચીલે પડેલા લોકો અમને જ રસ્તો પકડાવે છે. હકીકત એ છે કે આ વિકાર પામેલા સમાજમાં મૂર્ત્તિની જે કિંમત આંકવામાં આવી છે તેનાં સહસ્રાંશે પણ સદાચાર કે સત્યવ્રતની કિંમત આંકવામાં આવતી નથી. મૂર્ત્તિ પાછળ હિંસા થવાથી લોકો સ્વર્ગમાં જશે, કે બીજે જશે, તેની ફીકર તેમને પડી નથી. માત્ર તેમનો ચલાવેલો પંથ કેમ અતૂટ

ચાલુ રહે એ એમનો આશય છે. મૂર્તિ પાછળ સમાજ આજે કેટલો સડી ગયો છે તે તો 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ'માં દૃષ્ટિ નાંખવાથી સમજણ પડશે.

જૈન દર્શનમાં વિકાર કે સડો કેવો થયો છે તે વાત આ પહેલાંનાં કંઇ પુસ્તકોમાં બહાર આવી છે. એ વાત આ નાની પુસ્તિકામાં તેમના ઉપરથી જણાવવામાં આવી છે. આમાં અગિયાર પ્રકરણો છે, તેમાં વિષય જે કહ્યા છે, તે અત્રે સંક્ષેપમાં જણાવીએ તો તે ઉચિત લેખાશે.

પહેલા પ્રકરણમાં દર્શાવ્યું કે ધર્મને અંગે મનુષ્યો કેવી ખેંચતાણ કરે છે અને પોતપોતાના ધર્મ ઉપર તેઓ કેવો ઘમંડ રચે છે; પરંતુ ધર્મનું શું ફરમાન છે એ જાણવા ઇચ્છતા નથી. ઉલટું તે સામે કેટલું બધું દુર્લક્ષ્ય સેવવામાં આવે છે.

બીજા પ્રકરણમાં જિન ચૈત્ય શાસ્ત્રોક્ત છે અને તે પૂજવાયોગ્ય છે એમ જે શ્વેતાંબર મૂર્તિપૂજકો કંઇ કાળથી કહી રહ્યા છે તે કહેવામાં આવ્યું છે અને તેની સામી બાજુમાં પુરાવા મૂકયા છે. અર્થ એ છે કે એ શાસ્ત્રોક્ત નથી પરન્તુ જૈન દર્શનથી વિરૂદ્ધ છે; એ સંબંધી તેમનાં પુસ્તકોના પૂરાવા જણાવ્યા છે. ઉપરાંત જિન ચૈત્ય કરવાથી—કરાવવાથી અને અનુમોદન આપવાથી કેવો સંસાર વધે છે અને ન કરવાથી—ન કરાવવાથી અને હિંસાનો નિષેધ કરવાથી કેટલો સંસાર ઘટે છે, તે સંબંધી મહાનિશીથ સૂત્રનો કેટલોક ભાગ મૂળ અને અર્થ સાથે જણાવ્યો છે.

ત્રીજા પ્રકરણમાં, શ્વેતાંબર મૂર્તિપૂજકો મૂર્તિના

અભાવે સ્થાપનાચાર્ય કરવાનું જણાવે છે, તો તે વસ્તુ શાસ્ત્રવિહિત નથી, પરન્તુ પછીના આચાર્યોએ ઉપસ્થિત કરી છે, એ વાત જણાવી છે.

ચતુર્થ પ્રકરણમાં દ્રૌપદી રાજવરકન્યાએ, પરણવા જતી વખતે જિનપ્રતિમા પૂજી છે, એ વાત શ્વેતાંબર મૂર્ત્તિપૂજકો જ્યાં ત્યાં ખડી કરે છે, તો તે કેમ છે એમ કોઇ પણને શંકા થાય તો તેનો ખુલાસો છે કે પરણતી વખતે સ્નાનગૃહમાંથી નિકળી દ્રૌપદી રાજવરકન્યા સ્વયંવર મંડપમાં જવા ઇચ્છે છે, તે પહેલાં એ જિનપ્રતિમાને ઘરે જાય છે અને તે ત્યાં જોતાં પ્રણામ કરે છે પરન્તુ એ જિન-તીર્થંકરની પ્રતિમા છે એમ નથી, પણ કામદેવની હોય એમ તે વખતના સંયોગો જોતાં દેખાય છે. આ સંબંધી દ્રૌપદી ચર્ચા પુસ્તક જે શ્રીમાન્ ધર્મસિંહજી સ્વામીના હસ્તથી કે તે વખતમાં તૈયાર થયેલું હતું, તેમાંથી જે મુખ્ય વક્તવ્ય તેમનું પોતાનું હતું, તે આ પ્રકરણમાં લીધું છે.

પાંચમા પ્રકરણમાં આગમ અંગેની કેટલીક વાતો જણાવવામાં આવી છે, એટલે મૌલિક આગમો કેટલાં હતાં, અને કયારે ઘટી ગયાં, ઉપરાંત તેમાં કેમ વિકાર પેઠો વિગેરે વિષે કેટલીક હકીકત જણાવી છે.

છઠ્ઠા પ્રકરણમાં શતપદી ભાષાંતરનાં કેટલાંક અવતરણો લીધાં છે. એ ગ્રંથકારના વિચારો અહિંસા વિષે કેટલા મળતા છે અને અઘટિત ઘટનાઓ શ્વેતાંબર મૂર્ત્તિપૂજકો જે જે ઊભી કરે છે, તે વસ્તુ કેટલી અસત્ય છે એમ બન્ને બાબતો વાચકોની આગળ જણાવી છે.

સાતમા પ્રકરણુમાં મુખવસ્ત્રિકા મુખ ઉપર ન રાખવી પરન્તુ હાથમાં રાખી મૂકવી અથવા ન જ રાખવી એમ આજે શ્વેતાંબર મૂર્ત્તિપૂજકો કહે છે; તેમની વિરૂદ્ધમાં તેમના તરફના સાધુઓના બનાવેલા ગ્રંથો, વિચારો અને કાગળો આપવામાં આવ્યા છે.

આઠમા પ્રકરણુમાં જૈન સાધુઓ અને સાધ્વીઓ જિન ચૈત્યને ઓઠે ધોધમાર પોતાની ઇચ્છિત જે પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે, તે બધી પ્રવૃત્તિઓ કેટલી બધી કુત્સિત છે, ચૈત્ય અને જિનબિંબ એ તેને ઓઠે નિર્વાહ કરવા ઇચ્છનારા તરફથી લોકોને અપાતાં પ્રલોભનો છે, એવું જે 'સંઘપટ્ટક' બતાવે છે તે સંઘપટ્ટકના કેટલાક શ્લોકો લેવામાં આવ્યા છે. વિચારકો પોતે સમજે કે ચૈત્યની પાછળ કેવી પ્રવૃત્તિઓ ચાલે છે, અને તે પ્રવૃત્તિઓની વિરૂદ્ધમાં કેટલો પોકાર છે : એ આ પ્રકરણુમાં લીધેલા વિષયથી સમજી જવાશે.

નવમા પ્રકરણુમાં એ ત્રણે પ્રકરણોનો જે આશય અને સાર છે, તે સમજાવવામાં આવ્યો છે.

દશમા પ્રકરણુમાં ચૈત્ય પાછળ થતી હિંસા કેટલી બધી નિંદનીય છે અને તેને માટે જૈન સિદ્ધાંતો શું કહે છે તે વિષય લેવામાં આવ્યો છે.

અગિયારમા પ્રકરણુમાં 'જૈન દર્શન'નો શું આશય છે તે સંબંધી જણાવવામાં આવ્યું છે.

જૈન દર્શનમાં જડપૂજા અને તેની પાછળ થતી હિંસાનો ખાસ અવરોધ કરવામાં આવ્યો છે, અથવા એ

છતાં વિકારને મૌલિક પુસ્તકોએ ઘણી અટકાયત કરી છે; તથાપિ એ સડો-એ વિકાર જૈન દર્શનમાં ઓતપ્રોત થઇ ગયો છે. શય્યંભવ બ્રાહ્મણ જ્યારે યજ્ઞાદિ ક્રિયામાં મશગુલ હતો, ત્યારે જૈન નિર્ગ્રંથો તેને સમજાવે છે અને ઉપદેશે છે કે 'अहो कष्टं तत्त्वं न ज्ञायते' અહો, કેટલું બધું એ દુઃખ કહેવાય કે આવું કષ્ટ છતાં તત્ત્વ સમજી શકાતું નથી; તેમ વસ્તુ એ છે કે આવું ઉચ્ચ શાસ્ત્ર સાહિત્ય છતાં જૈન અનુયાયીઓ જડપૂજા પાછળ ઘેલા બન્યા છે એ ખરેખર વિલક્ષણતા છે. સત્યપ્રકાશને-જ્ઞાનને અપનાવો અને અંતરાત્માને તેમાં બહલાવો, એ જૈન દર્શનનો આશય છે, નહિ કે જડવાદમાં આત્માને બહલાવવાનો. એવા લક્ષ્યથી પૂર્વાચાર્યો એ વિષયનું સમર્થન કરે છે. જુઓ, શ્રી હેમચંદ્રાચાર્યનો 'યોગશાસ્ત્ર'માંનો નીચેનો શ્લોક (પ્રકાશ બારમો) આત્માને કેવો ઉપદેશ આપે છે? તેઓ કહે છે કે—

तांस्तानापरमेश्वरादपि परान् भावैः प्रसादं नयं-
स्तैस्तैस्तत्तदुपायमूढभगवन्नात्मन् किमायास्यसि ।
हन्तात्मानमपि प्रसादय मनाग् येनासतां संपदः ।
साम्राज्यं परमेपि तेजसि तव प्राज्यं समुज्जृम्भते ॥

અર્થાત્— હે ઉપાયમૂઢ! હે ભગવન્! અને હે આત્મન્! પરમેશ્વરથી જુદા જુદા ભાવો માટે શાને શ્રમ કર્યા કરે છે? જો તું આત્માને થોડા પણ પ્રસન્ન કરે તો આ સંપત્તિઓ શું કીંમતની છે? અર્થાત્ એ સંપત્તિઓ અર્થ વિનાની છે. તારા પરમ તેજની અંદર આ વિશાળ સામ્રાજ્ય, જો-ખીલી રહ્યું છે.

અર્થ એ છે કે એક પરમેશ્વરને પ્રસન્ન કરવાને અનેક જુદા જુદા ભાવો જડમાં કે જગતની કોઇ પણ ચીજમાં ઉત્પન્ન કરી, હે આત્મા ! શામાટે વખતનો વ્યય કરે છે ? તારામાં-તારા પરમ પ્રકાશિત તેજમાં અપાર લક્ષ્મી છે, સંપત્તિ છે, તો તે આત્માને, હે આત્મન્ ! તું સેવ !' હે આત્મન્ ! આ મોહવિજૃંભિત જડમાં કે વિશ્વમાં મુંઝાવાનો વખત લેવો તે તને યોગ્ય નથી.

મુનિ હર્ષચંદ્રજી.

## અનુક્રમણિકા



# જૈન દર્શનમાં વિકાર

## પ્રકરણ ૧ લું

### પ્રવેશક

'ધર્મ' શબ્દ સમાજભરમાં ઘણો પ્રચલિત છે. ધર્મ શબ્દ ઉપર અનેક વ્યક્તિઓને અત્યંત મોહ હોય છે; પણ ધર્મ શબ્દ જે અર્થનું વહન કરે છે, યા એ શબ્દનો જે અર્થ ઉદ્ભવે છે, તે ઉપર મનુષ્યોનું મન બહુ જતું જણાતું નથી. જગતમાંના અનેક ધુરંધર મહાત્માઓએ ધર્મ શબ્દ સ્વીકાર્યો છે અને તેનો અર્થ સમજાવ્યો છે, પણ જગતમાંના જીવોએ એ અર્થનું જેવી રીતે પાલન કરવું જોઇએ તેવી રીતે તેઓ કરતા જણાતા નથી. મનુષ્યમાં ધર્મને નામે અનેક શાખાઓ અને સંસ્થાઓ પડી ગયેલી જણાય છે. જૈન, બ્રાહ્મણ, બૌદ્ધ ધર્મ ઉપરાંત મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદી વિગેરે અનેક કોમોના જુદા જુદા ધર્મો જનસમાજમાં પ્રવર્તમાન છે. તેઓ સૌ પોતાનો સમુદાય ઉંચો છે અને પોતાનો ધર્મ પણ ઉંચો છે એમ માની રહ્યા છે. છતાં તેમને પૂછવામાં આવે કે તમે તમારા ધર્મના ઉપદેશિત વિચારો પ્રમાણે ચાલો છો ખરા કે? તો તેઓ હા કહેશે કે ના? મનુષ્યને ધર્મ ઉપર માન

છે એ વાત ખરી છે પણ તે પ્રમાણે ચાલવું જ જોઇએ એ વસ્તુ તે સ્વીકારી શકતો નથી. મનુષ્ય વિચાર અને બુદ્ધિમાં ઘણો આગળ આગળ વધતો ગયો છે, પણ વર્તનમાં–સાચા ત્યાગમાં આગળ વધવું તેને પરવડતું નથી. અર્થાત્ મનુષ્ય સદાચારનું યથાતથ્ય પાલન કરવામાં ઘણી જ નિર્બળતા બતાવતો હોય છે.

**ધર્મતત્ત્વના વારસા ઉપર દૃષ્ટિપાત**

જગતના ભિન્નભિન્ન પ્રદેશોમાં થએલા ધર્મધુરંધરો પોતપોતાના વિકાસ પ્રમાણે ધર્મતત્ત્વ પ્રાપ્ત કર્યા પછી તે જનકલ્યાણાર્થે જનસમાજ સમક્ષ મૂકી ગયા છે. તેઓ મર્યાદિત કે અમર્યાદિત સ્થિતિમાં જ્યાંસુધી પહોંચી શકાય ત્યાંસુધી પોતાનો જીવનવિકાસ સાધી શકયા. શરૂઆતમાં આ તત્ત્વ તેમના કેટલાક અનુયાયીઓને સુખ આપનારૂં થયું હોય પરંતુ વખત જતાં એ તત્ત્વ–એ વિચારો જાણે કે ફાંસારૂપ બન્યા ન હોય અગરતો તેમાં જ લોકો મુંઝાઇ ગયા ન હોય, એમ બનેલું જણાય છે. અલબત્ત, મનુષ્યો ત્યાં જ મમત્વના વમળમાં ચઢયા છે અને એ ધર્મતત્ત્વ સંબંધી પુસ્તકો અને ઉપકરણો માટે અર્થહીન લડાઇ કરી રહ્યા છે. કેટલાય લોકો એ વારસામાં મળેલી વસ્તુને આધારે સમાજ ઉપર અપાર સત્તા ભોગવે છે. ધર્મધુરંધરો જે તત્ત્વ–ધર્મવિચાર મૂકી ગયા હતા તે ધર્મતત્ત્વથી પોતાનું અને લોકોનું કલ્યાણ થવું જોઇતું હતું, પરંતુ તેના બદલે એ જ ધર્મતત્ત્વના વારસાથી યુરોપમાં રોમન કેથોલીક ગુરૂઓ પોપશાહી ચલાવી સુખ વૈભવો ભોગવવામાં પડી ગયા છે. તે જ પ્રમાણે પારસી અને મુસલમાનોમાં પણ ધર્મના નામે ગુરૂ થઇ પડેલા મોબેદો, મૌલાનાઓ અને મૌલવીઓ શિષ્યોના ધનનો ઉપભોગ યથેચ્છ રીતે કરી રહ્યા છે.

હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મમાં પણ મૂળ ધર્મસ્થાપકોએ પોતાની પાછળ મૂકેલા વારસાથી પરંપરાએ કરીને પાટે આવેલા અને આવી રહેલા ગુરૂઓ પોતાના શિષ્યોથી અર્પિત થએલા

અઢળક ધન ઉપર પોતાનાં જીવન સુખમય કરી રહ્યા છે. દરેક સમાજ–સેવક વર્ગ એમ માનતો હોય છે કે એ ગુરૂઓથી આપણો ઉદ્ધાર છે અને તેમના કહેવા પ્રમાણે વર્તવાથી સદ્‌ગતિ મળવાની છે. સારાંશ એ છે કે ધર્મસ્થાપકોમાં શરૂઆતની જે ત્યાગની ભાવના હતી તે ભાવના તેમની ઉત્તરોત્તર પેઢીમાંથી ચાલી ગઈ છે.

જેવી રીતે સમાજમાં સડો પેસતો જાય છે તેવી રીતે સમાજમાં વિકાસ પામેલા સમર્થ જીવોથી સુધારો પણ થતો જાય છે. એ સુધારાને આવકાર આપનાર વર્ગ એ મૂળ ધર્મના જુદા–નૂતન માર્ગ રૂપે સ્થાન લે છે. જેમાં મૂળ સડો હોય છે તે સમાજ કાંઈ તદ્દન નાશ પામતો નથી પરંતુ એક વધુ ફાંટાને સ્થાન આપે છે. દરેક સમાજમાં સડો થતાંની સાથે જ નવીન સમુદાય ઉપસ્થિત થાય છે, છતાં એ નવસમાજમાં પણ પાછળથી સડો લાગે છે. કારણ એ છે કે મનુષ્યોમાં એટલી બધી નિર્બળતા હોય છે કે તેને સહજે સુખમાં–ઇન્દ્રિયજન્ય વિષયમાં આનંદ મળતો હોય છે, અને ઇન્દ્રિયજન્ય સુખની તૃષ્ણા લાગવાથી જીવ નીચે ઊતરતો જાય છે.

**જૈનોમાં ધર્મતત્ત્વનો હ્રાસ**

જેમ બીજા સમાજમાં સડો પેઠો અને ધાર્મિક તત્ત્વોનો હ્રાસ થતો ગયો, તેમ જૈન સમાજમાં પણ થવા લાગી ગયું છે. તેનાં ધાર્મિક તત્ત્વોમાં ક્ષતિ લાગી ગઇ છે. જૈન ધર્મ કેટલો ઉંચો હતો એ સમજી શકાય. તો જ આજની સ્થિતિ કેટલી ઊતરી ગએલી છે તે સમજી શકાય, મનુષ્ય બહુધા અજ્ઞાની ને ઇન્દ્રિયસુખની લાલસા વાળો હોય છે, એટલે તેને મૂળ વસ્તુનો ખ્યાલ આવી શકતો નથી. શ્રી વર્ધમાન સ્વામીએ આચારાંગાદિ સૂત્રોમાં બતાવેલો કડક ત્યાગ ક્યાં ને તેમના પગલે પગલે ચાલવાનો દાવો કરનારા ત્યાગી વર્ગનો ત્યાગ ક્યાં? શ્રી વર્ધમાન સ્વામીએ સંસારથી મુક્ત થવાનો બતાવેલો નિષ્પક્ષ માર્ગ ક્યાં ને આજે ધસી રહેલા તેમના અનુયાયીઓનો રાગદ્વેષ સંકલિત પક્ષપાતિક માર્ગ ક્યાં?

શ્રી વર્ધમાન સ્વામી ઉપરાંત બીજા ધર્મધુરંધરો પોતાની દૃષ્ટિએ ગમે તેટલા ઉંચા હોય પણ શ્રી વર્ધમાન સ્વામીની સરખામણીમાં કદી ઊભા રહી શકે તેમ નથી. બીજા ધર્મનાયકોથી શ્રી વર્ધમાન સ્વામી જુદા પડતા હોય તો કારણ એ છે કે છકાય જીવ પ્રતિ જેવી અનુકંપા અને દયા તેમણે દર્શાવી છે તેવી બીજા ધર્મનાયકો દર્શાવી શકયા નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવ ઉપર પોતાના જીવ સમાન દૃષ્ટિ રાખીને શ્રી વર્ધમાન સ્વામી વર્ત્યા છે, તેમ બીજા ધર્મનાયકો વર્ત્યા નથી, એટલું જ નહિ પણ એ છકાયના જીવોને જોઇએ તેવી પરિપૂર્ણ રીતે જાણી શકયા નથી. જગતના જીવો પોતાનાં સુખ માટે બીજા જીવો સાથે ગમે તેમ વર્તી રહેલા હતા ત્યારે શ્રી વર્ધમાન સ્વામીને એ જીવો સાથે નિષ્ઠુરપણે વર્તવું ઘણું અકારૂં લાગ્યું હતું. દયા, દયા, એમ પોકાર કરવાથી દયાપાલન થતું નથી, પણ કોઇ પણ જીવ સાથે નિષ્ઠુરપણે કે નિર્ઘૃણપણે વર્તવું નહિ એ જ દયા છે. આવી કડક અને સખ્ત દયા શ્રી મહાવીરના હૃદયમાં હતી તેથી તેમણે કહ્યું કે 'મા હણો મા હણો'. એ પોકાર તે વખતના કેટલાક સુજ્ઞ વિચારકોએ ઝીલ્યો હતો. કેટલાક ધર્મનાયકોએ અને બીજા કેટલાક લોકોએ આ વસ્તુનો સ્વીકાર ન કર્યો. અર્થ એ છે કે શ્રી મહાવીરના કડક ત્યાગ ભણી થોડાક જ લોકો વળ્યા હતા. આજે પણ શ્રી મહાવીરના એ પોકાર તરફ કોણ ધ્યાન આપે છે?

**વિકાસ કે વિકાર?**

આજે તો શ્રી મહાવીરના નામે છકાયની બલ્કે મુખ્યત્વે સ્થાવર કાયની અપાર હિંસા ચાલી રહી છે. શ્રી મહાવીરના નામ અને પ્રતિમા પાછળ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ કાયના જીવોનો કેટલોય વિનાશ થઈ રહ્યો છે. તેમના જ અનુયાયીઓ કહે છે કે પૃથ્વી વિગેરેમાં અસંખ્ય જીવો છે, પણ પ્રભુ નિમિત્તે તેમને હણતાં પાપ થતું નથી. વીરના અનુયાયીઓની બુદ્ધિમાં થએલો એ વિકાસ છે કે વિકાર? શ્રી વીરના સંદેશવાહક ગણધર

સુધર્મા સ્વામી આચારાંગ સૂત્રમાં કહે છે કે "सव्वे पाणा पियाउया सुहसाया दुक्खपडिकूला अप्पियवहा पियजीविणो जीविउकामा" ॥ "सव्वेसिं जीवियं प्पिय" ॥ સઘળા જીવોને આયુષ્ય વહાલું છે, સુખ ને શાતા ગમે છે, દુ:ખ પ્રતિકૂલ છે, વધ અપ્રિય છે, જીવવું ગમે છે, ને જીવિતની અભિલાષા છે. સર્વ જીવોને જીવન પ્રિય છે. શ્રી વર્ધમાન સ્વામી જગતના જીવોના દુ:ખના જાણનાર હતા. જીવો મરતાં ધ્રૂજે છે એવું શ્રી વીર પ્રભુ બરાબર જાણતા હતા. ત્યારે આજે તેમનો જ અનુયાયી વર્ગ શું કાર્ય કરી રહ્યો છે અને કેવી નિષ્ઠુર અને ઘાતકી પ્રવૃત્તિ ચલાવી રહ્યો છે? વર્ધમાન સ્વામીને તે લોકો બરાબર સમજી શક્યા હોત તો અનર્થ હિંસાની પરંપરામાં તેઓ પોતાનો હાથ ન ચલાવત.

**પરિવર્તનનો કાળ**

શ્રી વર્ધમાન સ્વામી નિર્વાણ પામ્યા પછી થોડી પેઢીઓ ઉત્તરોત્તર સારી રીતે ચાલી પણ પાછળથી એ પાટાનુપાટ વર્ગ વિવાદમાં પ્રવેશવા લાગ્યો હોય એમ જણાય છે. સો બસો વરસ સુધીમાં રાગદ્વેષનો બહુ વધારો થયો નહિ એટલે વસ્તુ કંઇક સારી રહી, પણ પાછળથી દેશકાલમાં મહાન પરિવર્તનનું મોજું ફરી વળ્યું. સ્થૂલિભદ્ર મહાનુભાવના વખતમાં દેશમાં બાર વર્ષનો મોટો દુષ્કાલ પડ્યો. ત્યારપછી બીજો તેટલાં જ વર્ષનો દુષ્કાલ પાંચમા-છઠ્ઠા સૈકામાં સ્કંદિલ આચાર્યના વખતમાં પણ પડ્યો. અને તેટલા જ વખતનો ત્રીજો દુષ્કાલ શ્રી વીરનિર્વાણથી દશમી શતાબ્દીમાં પડ્યો. એ દુષ્કાળે દેશમાં હાહાકાર પ્રવર્તાવ્યો હતો. અન્ન વિના સાધુઓ ઘણું દુ:ખ પામતા હતા. સાધુ સાધ્વી વર્ગ ભોજન માટે ઘેર ઘેર ભ્રમણ કરતો હતો. શ્રી મહાવીર પછી શાસનને ટકાવનાર સમર્થ પટ્ટધરો થોડી પેઢીઓ સુધી જ રહ્યા. પછી આવા વિષમ સંયોગોના બળે એ વસ્તુમાં પરિવર્તન આવ્યું, એટલે શ્રી મહાવીરે બતાવેલો કડક ત્યાગ તેઓ પાળી શક્યા નહિ. શ્રી

મહાવીરની હયાતીમાં ને ત્યારપછી થોડા વખત સુધીમાં બૌદ્ધ ધર્મનો મધ્યમ માર્ગ શ્રી વર્ધમાનના માર્ગમાં ચાલનારી વ્યક્તિઓને લલચાવી શક્યો નહિ. પણ પછી દેશમાં દુષ્કાળના પ્રસંગો ઉપસ્થિત થતાં એ મધ્યમ માર્ગ ભણી શ્રી મહાવીરના નિર્ગ્રંથો લલચાયા, ને કડક ત્યાગથી ધીમે ધીમે દૂર ખસવા લાગ્યા. કડક ત્યાગનું પાલન કરવું અતિ દુષ્કર હતું. દોષરહિત ભોજન મેળવવું કઠિન હતું. દેશ સુખી ન હતો. ધન ગમે તેટલું હોય પણ ધાન્યની અનુકૂળતા ન હતી. લોકની વૃત્તિમાં મોટો તફાવત થયો હતો. લોકોને આકર્ષવા બૌદ્ધો દાનશાલા, સત્રશાલા, દવાખાનાં વિગેરે અનેક લોકોપયોગી કાર્યો કરવામાં રોકાઇ ગયા હતા. બૌદ્ધ લોકોને પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને છકાય જીવના વધ વિષેનો ખ્યાલ ઓછો હતો—બલ્કે ન હતો. તેઓનો સિદ્ધાંત શ્રી મહાવીરના સિદ્ધાંતથી ઘણો દૂર પડતો હતો. બૌદ્ધ લોકો લૌકિક વ્યવસાયમાં ઘણો રસ લેતા હતા. પામર—અનાથ વર્ગને તેમની દોરવણીની આવશ્યકતા લાગતી હતી. નિર્ગ્રંથવર્ગ ઘણા કડક ત્યાગને અનુસરનારો હતો. તેઓનું લક્ષ્ય શ્રી મહાવીરના સિદ્ધાંત તરફ હતું, પરંતુ સંયોગવશાત્ અને લોકરૂચિને અનુકૂળ થવાની વૃત્તિથી તેઓનું લક્ષ્ય બદલાયું. કરવું નહિ, કરાવવું નહિ અને અનુમોદન કરવું નહિ એવી સ્થિતિમાં તેઓ હતા, પણ મધ્યમ માર્ગે તેમને લલચાવ્યા, ને બૌદ્ધ લોકોના વિચારો તેમના દિલમાં ધીમે ધીમે ઘૂસવા લાગ્યા; એટલું જ નહિ પણ જૈન ધર્મના નિર્ગ્રન્થોને ન ઘટી શકે તેવી હિંસાનું અનુમોદન કરવામાં પણ તેઓ પડી ગયા.

બૌદ્ધો બુદ્ધના નિર્વાણ સુધી અને પછીથી કેટલાક વખત સુધી બુદ્ધદેવનું બાવલું ઊભું કરતાં ખમચાતા હતા, પણ પછી તેમણે તે જ બુદ્ધદેવની પ્રતિમા દાખલ કરી અને લોકોને બૌદ્ધ ધર્મ ભણી ખેંચવા સખ્ત મોરચો માંડ્યો. લોકો સ્થૂલ બુદ્ધિના હતા એટલે એકદમ ત્યાં ધસારો થયો.

તે વખતે શ્રી વર્ધમાનના નિર્વાણ પછી પાંચ–છ સૈકા બાદ શ્રી મહાવીરની પ્રતિમા આ લોકોએ દાખલ કરી હોય એમ જણાય છે. જે નિર્ગ્રન્થ વર્ગ અંગાદિ સૂત્રોને પત્ર પર લખવામાં પાપ સમજીને ખંમચાતો હતો તે જ વર્ગ પ્રતિમાની બાજુમાં કેવી રીતે જઈ શકે? પણ જૈન ધર્મના મમત્વને લીધે છૂટી છવાઇ કોઈ કોઈ જગ્યાએ આ વસ્તુ બની હોય એમ લાગે છે. તેમના અનુયાયીઓ એવું કહે છે કે સંપ્રતિ રાજાએ અનેક દેરાસરો કરાવ્યાં; ભરત રાજાએ ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ કરાવી હતી એમ પણ તેઓ કહે છે. આ બધાં ઊભાં કરવામાં આવેલાં અસત્યો છે. કોઇ જગ્યાએ સંપ્રતિ રાજાએ કરાવેલી પ્રતિષ્ઠાનું નામ કે નિશાન જણાતું નથી. રાજા ભરતે પ્રતિમાઓ કરાવ્યાની પણ કોઈ મૌલિક પુસ્તકમાં નોંધ જણાતી નથી. આજનો વિદ્વાન વર્ગ કહે છે કે શ્રી મહાવીરના નિર્વાણ પછી પાંચ છ સૈકા બાદ આ વસ્તુ બની હોય એમ લાગે છે. 'સંઘપટ્ટક' ગ્રંથ કહે છે કે શ્રી મહાવીરના નિર્વાણ બાદ ૮૮૨ વર્ષ પછી ચૈત્યવાસ થયો, એટલે કે સાધુઓ ચૈત્યમાં રહેવા લાગ્યા. આ ઉપરથી એમ સમજાય છે કે તે પહેલાં થોડા સૈકાઓમાં એ ચૈત્યો–મંદિરો ઉપસ્થિત થયાં હશે; પણ તેથી વધારે જૂનું પ્રમાણ મળતું નથી.

**ચૈત્યવાસીઓના સમયની સ્થિતિ**

ઘણા ભીષણ અને ત્રાસદાયક દુષ્કાલો પડવાથી એ સાધુઓ બૌદ્ધ સાધુઓની જેમ રહેવાની અને સુખ–સગવડ મેળવવાની બાજુમાં ઢળી પડયા હતા. શ્રી મહાવીરનું નામ આપી તેઓ ચૈત્યો કરાવતા હતા અને તેમાં રહેતા હતા. એ ચૈત્યને જે અન્ન, ભોજન, ફળ, વિગેરે લોકો ધરાવતા હતા તે વસ્તુઓ ઉપર આ સાધુઓ પોતાનું ગુજરાન ચલાવતા હતા. આજે આ સાધુઓ–શ્રી મહાવીરના જ અનુયાયીઓ તેની પ્રતિમા નિમિત્તે વરઘોડા, ઉદ્યાપન, સંઘપટ વિગેરે પાછળ જેમ

મનગમતા લહાવા લઇ રહ્યા છે, તેમ તે વખતે પણ લગભગ એવી જ સ્થિતિ ચાલતી હતી. ભક્ત વર્ગ જ્યાં અંધ હોય ત્યાં પૂજ્ય વર્ગ ધર્મના બહાના નીચે પોતાને મનગમતી લીલા ચલાવે છે. આજે સમાજ આવી સ્થિતિ જોઈ ખળભળે છે, પણ આ કરતાં વધારે ખરાબ સ્થિતિ શ્રી વર્ધમાનના અનુયાયીઓ, શ્રી હરિભદ્રસૂરિના કહેવા પ્રમાણે, તેમની પહેલાં કરી રહ્યા હતા. આજે શ્રી મહાવીરની પાટે આવનાર પૂજ્ય વર્ગ અંધશ્રદ્ધાળુ લોકોના પૈસાનો ગેરવ્યય કરાવી રહ્યા છે, તેવી જ સ્થિતિ તે વખતે પણ હતી. આજે ઉપધાન તપ કરાવે છે, ઉદ્યાપન કરાવે છે, તેમાં છોડ મુકાવે છે, તેમાં પુસ્તક, પાત્ર, રજોહરણ વિગેરે સાધુઓને ઉપયોગમાં આવતી અનેક ધાર્મિક વસ્તુઓ મુકાવે છે, અને તે વસ્તુના ઉપભોક્તા સાધુઓ થાય છે.

આજે સાધુઓને વિહારમાં મુશ્કેલી ન પડે અથવા વિહારમાં સુખ–સગવડ મેળવવાં હોય ત્યારે લોકોના આગેવાન અને મોવડીઓ પાસે તેઓ સંઘ કઢાવે છે. એવા સંઘને પડાવ નાંખવા સારૂ કેટલીક જમીન સાફ કરાવવી પડે છે. ત્યાં કેટલાયે વનસ્પતિ વિગેરે ત્રસ જીવોનું નિકંદન થતું હશે, ઉપરાંત પશુઓને ત્રાસ અને જીવની ખુવારી પણ થતી હશે. સમાજ માને છે અને નજરે જુએ છે કે સંઘ કાઢવાથી અગણિત જીવોનો સંહાર થાય છે છતાં તેમનો પૂજ્ય વર્ગ આથી તીર્થંકર ગોત્ર ઉપાર્જન થવાનું મનાવે છે. ચૈત્યો બનાવવામાં, સંઘ કાઢવામાં કે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવામાં જો તીર્થંકર ગોત્ર ઉપાર્જન થતું હોય તો પછી સંસારી જનોને સંસારનો ત્યાગ કરી સાધુ બની લોચ કરાવવાની અને વિના કારણે અગણિત દુઃખો ભોગવવાની શી આવશ્યકતા હોઈ શકે? અર્થ એ છે કે ભક્તવર્ગને તેમનો પૂજ્ય વર્ગ પ્રથમથી જ ઊંધા પાટા બંધાવતો આવ્યો છે. એ ભક્તવર્ગ અંધારામાં રાખનાર એ પાટાને ખસેડી શકતો નથી. ભક્તવર્ગ એમ માને છે કે સંસારમાં રહેવું, મઝા કરવી, સુખ

ભોગવવું અને સાથે સાથે તીર્થંકર ગોત્ર બંધાતું હોય તો તેના જેવું બીજું ઉત્તમ શું હોઇ શકે? આવા ગુરૂ કયાંય મલવાના નથી, ને મલ્યા છે તે જ પોતાનું અહોભાગ્ય છે એમ ભક્ત વર્ગ પોતાના દિલને સમજાવે છે અને ખુશ થાય છે. સાધુઓ પ્રતિમા નિમિત્તે, જ્ઞાન નિમિત્તે. ઉપધાન તપની ક્રિયા કરાવી રહ્યા બાદ અનેક કારણે વરઘોડા કઢાવે છે અને એ વરઘોડામાં સાધુ-સાધ્વીઓ આનંદ અને લ્હાવો મેળવવા નિકળે છે. આમ સાધુવર્ગ અત્યારે પ્રવૃત્ત થઇ રહ્યો છે. કોઇ તેમને આ બાબતમાં કાંઇ પૂછે છે ત્યારે તેઓ તેમના પૂર્વજોના પરંપરાગત વ્યવહારોનું કારણ બતાવે છે અને કહે છે કે આમાં ખોટું શું છે? આ સ્થિતિ સુધારવા ઘણા સુધારકોએ પ્રયત્નો કર્યા છે પણ સ્થિતિ સુધરી શકી નથી. હરિભદ્રસૂરિ તેમના સંબોધ પ્રકરણમાં (પૃષ્ટ ૧૩ થી ૧૮ માં) જણાવે છે કે "આ લોકો ચૈત્ય કે મઠમાં રહે છે, પૂજા કરવાનો આરંભ કરે છે, પોતાની જાત સાટે એ પ્રભુ નિમિત્ત ખેંચેલ દ્રવ્યનો ઉપયોગ કરે છે, જિનમંદિર અને શાળા બંધાવે છે...તેઓ મહૂર્ત કાઢી આપે છે, નિમિત્તો બતાવે છે, ભભૂતિ નાંખે છે, સુગંધી તથા ધૂપિત વસ્ત્રો પહેરે છે, સ્ત્રીઓની સામે ગાય છે, સાધ્વીઓનું લાવેલું વાપરે છે, તીર્થના પંડ્યાની જેમ લોકો પાસેથી અધર્મનું ધન એકઠું કરે છે. વળી તેઓ ત્રણ વાર ખાય છે, તાંબૂલ વિગેરેને વાપરે છે, ઘી, દૂધ, ફલ, ફૂલ અને સચિત્ત પાણીનો પણ ઉપયોગ કરે છે. જમણવારના પ્રસંગે મિષ્ટ આહારને મેળવે છે, આહાર માટે ખુશામત પણ કરે છે. તેમને પૂછતાં સત્ય ધર્મને બતાવતા નથી. સવારમાં સૂર્ય ઉગતાં જ વારંવાર ખાય છે. વિગઇઓ (વિકૃત પદાર્થો) પણ વારંવાર ખાય છે, લોચ કરતા નથી, શરીર ઉપરનો મેલ ઉતારે છે, જોડા રાખે છે, અને કારણ સિવાય પણ કટિપટ રાખે છે. પોતે ભ્રષ્ટ છતાં બીજાઓને આલોચના આપે છે, થોડી પણ ઉપધિનું પ્રતિલેખન કરતા નથી,

વસ્ત્રો, શય્યા, જોડા, વાહન, આયુધ અને તાંબા વિગેરેનાં પાત્રો રાખે છે, સ્નાન કરે છે, તેલ ચોળાવે છે, શૃંગાર સજે છે, અત્તર ફૂલેલ લગાવે છે, અમુક ગામ મારૂં અને અમુક કુલ મારૂં એમ તેઓ મમત્વ કરે છે, સ્ત્રીઓનો પ્રસંગ રાખે છે. શ્રાવકોને કહે છે મૃતકાર્ય (કારજ) વખતે જિનપૂજા કરો, ને તે મૃતક જનનું ધનાર્જન દાનમાં આપો. તેઓ પૈસા માટે અંગાદિ સૂત્રો શ્રાવકોની પાસે વાંચે છે. શાળામાં અને ગૃહસ્થના ઘરમાં ખાજાં વિગેરેનો પાક કરાવે છે, નાંદ મંડાવે છે, પોતાના હિતાચાર-વાળા મૃત ગુરૂઓનાં દાહસ્થલો ઉપર પીઠો ચણાવે છે, બલિ કરે છે. તેમના વ્યાખ્યાનમાં સ્ત્રીઓ તેમના ગુણ ગાય છે, સ્ત્રીઓની સમક્ષ પણ તેઓ વ્યાખ્યાન આપે છે. સાધ્વીઓ પણ માત્ર પુરૂષોની સમક્ષ વ્યાખ્યાન આપે છે. ભિક્ષા માટે ચાલતા નથી. મંડળીમાં બેસીને ભોજન પણ કરતા નથી. આખી રાત સૂએ છે. ગુણી જનો ઉપર દ્વેષ રાખે છે, ક્રય વિક્રય કરે છે, પ્રવચનને બહાને વિકથાઓ કરે છે, પૈસા આપીને ચેલા કરવા નાનાં બાળકોને વેચાતાં લે છે, મુગ્ધ જનોને ઠગે છે, જિનપ્રતિમાઓને વેચે છે અને ખરીદે છે, ઉચ્ચાટન વિગેરે કરે છે, વૈદું કરે છે, જંત્ર મંત્ર કરે છે, દોરા ધાગા કરે છે, શાસનની પ્રભાવના વધારવાને બહાને લડાલડી કરે છે, સુવિહિત સાધુઓની પાસે જતા શ્રાવકોને રોકે છે, શાપ વિગેરે આપવાનો ભય બતાવે છે, વ્યાજવટું કરે છે, ધીરધાર કરે છે, અવિહિત અનુષ્ઠાનમાં પ્રભાવના હોવાનું જણાવે છે, પ્રવચનમાં નહિ જણાવેલા તપની પ્રરૂપણા કરી તેનાં ઉજમણાં કરાવે છે, પોતાને માટે વસ્ત્ર, પાત્ર, ઉપકરણો અને દ્રવ્ય પોતાના ગૃહસ્થોના ઘેર ભેગું કરાવે છે, પ્રવચનને સંભળાવી ગૃહસ્થો પાસેથી પૈસાની આશા રાખે છે, જ્ઞાનકોશની વૃદ્ધિ માટે ધનને ભેગું કરે છે અને કરાવે છે. તે બધામાં કોઇનો સમુદાય પરસ્પર મળતો નથી, પરસ્પર બધામાં વિસંવાદ હોય છે. પોતપોતાની મહત્તા વધારીને

સમાચારીનો વિરોધ કરે છે. એ બધા લોકો વિશેષે કરીને સ્ત્રીવર્ગને ઉપદેશ આપે છે, યથાચ્છંદે વર્તે છે, ધમાધમી કરે છે, ભક્તના સરસવ જેટલા ગુણને મેરૂ જેટલો કરી બતાવે છે, બહાનાંઓ બતાવી વધારે ઉપકરણો રાખે છે, ઘરે ઘરે જઇને ધર્મકથાએ કહે છે. બધા અહમિન્દ્ર છે. પોતાની ગરજ પડે મૃદુ થાય છે, અને ગરજ સર્યે મત્સર ધરે છે. ગૃહસ્થોનું બહુમાન કરે છે, ગૃહસ્થોને સંયમના સખા કહે છે, ચંદરવા પુંઠીયાનો વધારો કરે જાય છે, નાંદની આવકમાં પણ વધારો કરવા ચૂકતા નથી. તેઓ ગૃહસ્થોની પાસે સ્વાધ્યાય કરે છે, અને પરસ્પર ઝૂઝે છે અને ચેલાઓ માટે લડી મરે છે."

આ બધો વિષય ગર્વાધિકાર પ્રકરણમાં છે, ને તેને હરિભદ્રસૂરિજીએ ઘણો લંબાવ્યો છે. તેમણે ૧૭૧ આર્યામાં તે વખતના ગુરૂઓનું વર્ણન કર્યું છે. છેવટમાં હરિભદ્રસૂરિજી કહે છે કે આવા શિરશૂલની વાતનો પોકાર કોની પાસે કરીએ? નીચેની ગાથા તેમાંની છેઃ

सुद्धं सुसाहुधम्म अंगे नो धरेइ नो पससेइ ।
सद्धागुणेहिं रहिया परमत्थमुया पमायपरा ॥

અર્થાત્–સુસાધુનો શુદ્ધ ધર્મ તે અંગે ધરતા નથી ને તે ધર્મની પ્રશંસા પણ કરતા નથી, એટલું જ નહિ પણ શ્રદ્ધા–ગુણથી રહિત છે, પરમાર્થપદથી તદ્દન ખસી ગયા છે, ને પ્રમાદને વશ થયા છે.

एव नाउण संसग्गी कुसीलणिं च संथ्थवं ।
सवास च हियाकख्खी सव्वोपाएहिं वज्जए ॥

અર્થાત્—હિતાર્થી મનુષ્ય એ કુશીલ જનોનો સહવાસ–પરિચય સમજી સર્વોપાય કરીને અવશ્ય તજે.

હરિભદ્રસૂરિ શ્રી વર્ધમાનના બારમા તેરમા સૈકામાં થયા, ને તેમણે ચૈત્યવાસી સાધુઓની બરોબર ખબર લઇ આ રીતે ઝાટકણી કાઢી છે. હરિભદ્રસૂરિ પહેલાં કેટલાંક સૈકાંઓ પૂર્વે એ ચૈત્યવાસની શરૂઆત થઇ હતી ને તે પહેલાં ચૈત્યવાદ પણ ઊભો થયો

વસ્ત્રો, શય્યા, જોડા, વાહન, આયુધ અને તાંબા વિગેરેનાં પાત્રો રાખે છે, સ્નાન કરે છે, તેલ ચોળાવે છે, શૃંગાર સજે છે, અત્તર ફૂલેલ લગાવે છે, અમુક ગામ મારૂં અને અમુક કુલ મારૂં એમ તેઓ મમત્વ કરે છે, સ્ત્રીઓનો પ્રસંગ રાખે છે. શ્રાવકોને કહે છે મૃતકાર્ય (કારજ) વખતે જિનપૂજા કરો, ને તે મૃતક જનનું ધનાર્જન દાનમાં આપો. તેઓ પૈસા માટે અંગાદિ સૂત્રો શ્રાવકોની પાસે વાંચે છે. શાળામાં અને ગૃહસ્થના ઘરમાં ખાજાં વિગેરેનો પાક કરાવે છે, નાંદ મંડાવે છે, પોતાના હિતાચાર-વાળા મૃત ગુરૂઓનાં દાહસ્થલો ઉપર પીઠો ચણાવે છે, બલિ કરે છે. તેમના વ્યાખ્યાનમાં સ્ત્રીઓ તેમના ગુણ ગાય છે, સ્ત્રીઓની સમક્ષ પણ તેઓ વ્યાખ્યાન આપે છે. સાધ્વીઓ પણ માત્ર પુરૂષોની સમક્ષ વ્યાખ્યાન આપે છે. ભિક્ષા માટે ચાલતા નથી. મંડળીમાં બેસીને ભોજન પણ કરતા નથી. આખી રાત સૂએ છે. ગુણી જનો ઉપર દ્વેષ રાખે છે, ક્રય વિક્રય કરે છે, પ્રવચનને બહાને વિકથાઓ કરે છે, પૈસા આપીને ચેલા કરવા નાનાં બાળકોને વેચાતાં લે છે, મુગ્ધ જનોને ઠગે છે, જિનપ્રતિમાઓને વેચે છે અને ખરીદે છે, ઉચ્ચાટન વિગેરે કરે છે, વૈદું કરે છે, જંત્ર મંત્ર કરે છે, દોરા ધાગા કરે છે, શાસનની પ્રભાવના વધારવાને બહાને લડાલડી કરે છે, સુવિહિત સાધુઓની પાસે જતા શ્રાવકોને રોકે છે શાપ વિગેરે આપવાનો ભય બતાવે છે, વ્યાજવટું કરે છે, ધીરધાર : છે, અવિહિત અનુષ્ઠાનમાં પ્રભાવના હોવાનું જણાવે છે, પ્રવચ- નહિ જણાવેલા તપની પ્રરૂપણા કરી તેનાં ઉજમણાં કરાવે પોતાને માટે વસ્ત્ર, પાત્ર, ઉપકરણો અને દ્રવ્ય પોતાના ગૃહ ઘેર ભેગું કરાવે છે, પ્રવચનને સંભળાવી ગૃહસ્થો પાસેથી આશા રાખે છે, જ્ઞાનકોશની વૃદ્ધિ માટે ધનને ભેગું કરે કરાવે છે. તે બધામાં કોઇનો સમુદાય પરસ્પર મળતો નથી, બધામાં વિસંવાદ હોય છે. પોતપોતાની મહત્તા વધા

મૂર્તિની ભક્તિ અને પૂજા વિગેરેની વૃદ્ધિ કરવાની વાતનું તેમણે અનેક રીતે પોષણ કર્યું છે. તેઓ એક બાજુથી મૂર્તિની તરફદારી કરે છે ને બીજી બાજુથી જે સાધુઓ તેના અંગે આરંભ પ્રવૃત્તિ કરે, તેનો વિરોધ કરે છે. આખા જૈન દર્શનમાં સડો કરાવ્યો હોય તો તે મૂર્તિવાદે કરાવ્યો છે. જ્યાં મૂર્તિ ઊભી થાય છે ત્યાં તેની પાછળ આરંભ તૈયાર થાય છે. મૂર્તિ હોય તો તેને રાખવા જગ્યા કે દેવાલય જોઇએ, તે દેવાલય કરવા અને તેમાં મૂર્તિ પધરાવવા અનેક પ્રકારનું સાહિત્ય જોઇએ. તેમાં પ્રથમ પૈસો જોઇએ ને તે હોય તો ઈંટ ચૂનો પત્થર જલ વિગેરે મૂલ કારણો અને પછી ગૌણ કારણો મનુષ્ય વિગેરે જોઇએ. તે કરવામાં આરંભ અને પરિગ્રહ બન્નેની એકતા અને ઉપયોગિતા રહેલી છે. એ પાપ ન છૂટે તો એ સડો ક્યાંથી દૂર થાય? મૂર્તિ પાછળ સાધુવર્ગ શ્રાવકોને દોરી રહ્યો છે અને તેની પાછળ પોતાનો જીવનનિર્વાહ પણ કરી રહ્યો છે. સાધુવર્ગ જો પોતાના સંયમનો જ ખ્યાલ રાખે તો એ હિંસા અને આરંભની પ્રવૃત્તિ થાય નહિ, એટલું જ નહિ પણ એ મૂર્તિ પાછળ આજસુધી જે સડો પેદા થયો છે તે પેદા થઇને વધી શકત નહિ. એ સડાને મજબૂત કરનારા વધુ ને વધુ એક પછી એક ગ્રંથો પણ લખાતા રહ્યા છે. જે સાધુઓ હમણાં હમણાં લેખકો તરીકે બહાર પડી રહ્યા છે તેઓ બ્રાહ્મણોની વૈદિક હિંસાપ્રવૃત્તિ સામે સખ્ત વિરોધ બતાવી રહ્યા છે, પણ પ્રતિમા પાછળ હિંસાની અગાધ પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો ઉત્તર આપવા અને બચાવ કરવામાં પાછળ પડતા જણાય છે. નિર્ગ્રન્થ સાધુઓને વેદ વિષે કથિત હિંસાને નિંદનીય હિંસા બતાવવાનું મન થાય છે, પણ જે હિંસા શાસ્ત્રોક્ત નથી—શાસ્ત્ર વિરૂદ્ધ છે તે વિષે બોલવાનું મન થતું નથી. પ્રભુની પ્રતિમા જ મનુષ્યોનું કલ્યાણ કરી શકે છે એમ તેઓ જગતને મનાવી રહ્યા છે, એટલે તેની પાછળ ગમે તેટલી હિંસા થાય પણ એ હિંસા નથી, એમ તેઓ કહે છે; પણ એ હકીકત શાસ્ત્રવિહિત નથી—કપોલકલ્પિત છે.



હતો. શરૂઆતમાં ચૈત્ય (મૂર્તિ) ની હયાતી ન હતી, પણ શ્રી વર્ધમાનના નિર્વાણ પછી ને બૌદ્ધ લોકોના સંઘર્ષણથી ધર્મને ટકાવવા માટે એ વસ્તુ ઊભી થઈ. જો ચૈત્યો શ્રી મહાવીરના નિર્ગ્રન્થોએ તે વખતે ઊભાં કર્યાં ન હોત તો તેઓને રહેવાની ઘણી મુશ્કેલી પડત. તે વખતે રહેવાને ઉપાશ્રયો નહોતા. નિર્ગ્રન્થો શહેર બહાર ઊતરતા. તેમને માટે બંધાવેલા મકાનમાં તેઓ રહેતા નહોતા, કારણકે લોકો તેમના માટે બંધાવતા નહોતા. નિર્ગ્રન્થોએ બૌદ્ધ લોકો પાસેથી એ વાત મેળવી કે તીર્થંકરોને નિમિત્તે જો દેવાલય થાય તો જ તેમાં તીર્થંકરોની પધરામણી થાય ને તેમની પાસે સાધુઓને રહેવાનું મળે. આજે જેમ મંદિરોમાં, મઠોમાં, દેવાલયોમાં તેના પૂજારી અને ગોઠીને રહેવા માટે સવડ થાય છે ને તેઓ ત્યાં રહે છે, તેમ તે વખતે એ સાધુઓ એક એક ચૈત્યમાં પ્રભુસેવાનું બહાનું આગળ કરીને રહેતા હતા. આ બાબત વિષે હરિભદ્રસૂરિજીએ જે લખ્યું છે, તે કરતાં વધારે 'સંઘપટ્ટક' માં શ્રી જિનવલ્લભસૂરિએ લખ્યું છે. 'સંઘપટ્ટક' માં ચૈત્યમાં રહેનાર સાધુઓના અનેક કુછંદો વર્ણવ્યા છે.

### ચૈત્યવાદે દાખલ કરેલો સડો

આમ બનવાનું કારણ એ છે કે શ્રી વીરના નિર્ગ્રન્થધર્મની ઉપાસના કરનાર સાધુઓ અન્ય લોકની દેખાદેખી કરી શિથિલ પડી ગયા હતા. વચમાં કેટલાંક વર્ષોના અંતરે યુગંધરો કે સાધુસમાજના સુધારકો ઊભા થતા હતા. તેઓ મહા પરિશ્રમ વેઠી સમાજ અને ચતુર્વિધ સંઘને સુધારવા પ્રયત્ન કરતા હતા, પરંતુ એથી થોડો વખત ઠીક ચાલતું, ને પછી પહેલાં કરતાં પણ વધુ ખરાબ પરિસ્થિતિ ઉત્પન્ન થતી. જે મૂલ સડો પેઠો હતો તેને કોઈ દૂર કરી શકતા નહોતા. તે સડો બીજો કોઈ નહિ પરંતુ ચૈત્ય–મૂર્તિવાદનો હતો. શ્રી. હરિભદ્રસૂરિ ચૈત્યવાસનો ઉચ્છેદ કરવા છતાં તે સડાને વધારતા પણ ગયા છે. 'સંબોધ પ્રકરણ'માં પહેલા પ્રકરણની અંદર

મૂર્તિની ભક્તિ અને પૂજા વિગેરેની વૃદ્ધિ કરવાની વાતનું તેમણે અનેક રીતે પોષણ કર્યું છે. તેઓ એક બાજુથી મૂર્તિની તરફદારી કરે છે ને બીજી બાજુથી જે સાધુઓ તેના અંગે આરંભ પ્રવૃત્તિ કરે, તેનો વિરોધ કરે છે. આખા જૈન દર્શનમાં સડો કરાવ્યો હોય તો તે મૂર્તિવાદે કરાવ્યો છે. જ્યાં મૂર્તિ ઊભી થાય છે ત્યાં તેની પાછળ આરંભ તૈયાર થાય છે. મૂર્તિ હોય તો તેને રાખવા જગ્યા કે દેવાલય જોઇએ, તે દેવાલય કરવા અને તેમાં મૂર્તિ પધરાવવા અનેક પ્રકારનું સાહિત્ય જોઇએ. તેમાં પ્રથમ પૈસો જોઇએ ને તે હોય તો ઈંટ ચૂનો પત્થર જલ વિગેરે મૂલ કારણો અને પછી ગૌણ કારણો મનુષ્ય વિગેરે જોઇએ. તે કરવામાં આરંભ અને પરિગ્રહ બન્નેની એકતા અને ઉપયોગિતા રહેલી છે. એ પાપ ન છૂટે તો એ સડો ક્યાંથી દૂર થાય? મૂર્તિ પાછળ સાધુવર્ગ શ્રાવકોને દોરી રહ્યો છે અને તેની પાછળ પોતાનો જીવનનિર્વાહ પણ કરી રહ્યો છે. સાધુવર્ગ જો પોતાના સંયમનો જ ખ્યાલ રાખે તો એ હિંસા અને આરંભની પ્રવૃત્તિ થાય નહિ, એટલું જ નહિ પણ એ મૂર્તિ પાછળ આજસુધી જે સડો પેદા થયો છે તે પેદા થઇને વધી શકત નહિ. એ સડાને મજબૂત કરનારા વધુ ને વધુ એક પછી એક ગ્રંથો પણ લખાતા રહ્યા છે. જે સાધુઓ હમણાં હમણાં લેખકો તરીકે બહાર પડી રહ્યા છે તેઓ બ્રાહ્મણોની વૈદિક હિંસાપ્રવૃત્તિ સામે સખ્ત વિરોધ બતાવી રહ્યા છે, પણ પ્રતિમા પાછળ હિંસાની અગાધ પ્રવૃત્તિ ચાલી રહી છે તેનો ઉત્તર આપવા અને બચાવ કરવામાં પાછળ પડતા જણાય છે. નિર્ગ્રન્થ સાધુઓને વેદ વિષે કથિત હિંસાને નિંદનીય હિંસા બતાવવાનું મન થાય છે, પણ જે હિંસા શાસ્ત્રોક્ત નથી—શાસ્ત્ર વિરૂદ્ધ છે તે વિષે બોલવાનું મન થતું નથી. પ્રભુની પ્રતિમા જ મનુષ્યોનું કલ્યાણ કરી શકે છે એમ તેઓ જગતને મનાવી રહ્યા છે, એટલે તેની પાછળ ગમે તેટલી હિંસા થાય પણ એ હિંસા નથી, એમ તેઓ કહે છે; પણ એ હકીકત શાસ્ત્રવિહિત નથી—કપોલકલ્પિત છે.



# પ્રકરણ ૨ જું

## ચૈત્ય (મૂર્તિ)-વાદ

પ્રભુની ભક્તિ કરવાને નિમિત્તે તેની પ્રતિમાની ભક્તિ કરવી એ બરાબર છે કે કેમ ? પ્રતિમાની ભક્તિ કરતાં હિંસા આદિ થાય છે તે શાસ્ત્રોક્ત છે કે કેમ ? આ બન્ને વિષે આપણે અત્રે થોડો વિચાર કરીએ.

### 'ચૈત્ય' શબ્દ અને ચૈત્યવાદ

દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણાદિની સમિતિ તરફથી જે અંગ–ઉપાંગ–મૂલ છેદ વિગેરે ધાર્મિક સૂત્રો પત્ર ઉપર આરૂઢ થયેલાં છે, તેમાં મૂર્તિવાદનો વિષય જણાતો નથી. ત્યારબાદ અગણિત નાનાં મોટાં પુસ્તકો જુદા જુદા આચાર્યોએ લખેલાં બહાર પડ્યાં છે, તેમાં મૂર્તિવાદનું પુષ્કળ વિધાન દેખાય છે. પણ કહેવામાં આવ્યું છે તેમ એ વખતના નિર્ગ્રન્થોએ પોતાની ઇચ્છા પ્રમાણે એ પુસ્તકો લખી નાંખ્યાં છે, અને શ્રી વર્ધમાનના નામ ઉપર ચઢાવી દીધાં છે. એ વિષે આજે કોણ તપાસ કરે અને અભ્યાસ કરી તેનો કોણ ખુલાસો કરે ? પંડિત બહેચરદાસે તેમની "જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ" પુસ્તિકામાં આ બાબતમાં સારો પ્રકાશ નાંખ્યો છે. સાધુઓ જૈન વેશ રાખવા સાથે સ્વચ્છંદે ચઢી ગએલા હતા અને બૌદ્ધ લોકોની નકલ કરી તેમણે શ્રી વર્ધમાનનાં બાવલાં સ્થળે સ્થળે ઊભાં કરી દીધાં હતાં. કેટલાંય વરસોથી મૂળ નાંખેલી એ વાત આજે કેવી રીતે નીકળી શકે ? મૂર્તિ નહિ પણ 'ચૈત્ય' શબ્દ શાસ્ત્રોમાં છે. ચૈત્ય શબ્દને તેઓ મૂર્તિના અર્થમાં લઇ જાય છે, પણ ચૈત્ય શબ્દનો અર્થ મૂર્તિ કોઇ રીતે બંધ બેસતો નથી. એ વાત ખરી

છે કે અગિઆર અંગમાં ચૈત્ય શબ્દ ઘણી જગાએ વપરાયેલો છે, પણ તેથી તેનો અર્થ મૂર્તિ છે એમ શા આધારે કહી શકાય? ચૈત્ય શબ્દનો અર્થ મૂર્તિ હોય તો શ્રી વર્ધમાન ગુણશીલ ચૈત્યમાં પધાર્યા ત્યાં શું ચૈત્યનો અર્થ મૂર્તિ બંધબેસતો આવે છે? જ્યાં જ્યાં શહેરની વાત આવે છે ત્યાં ત્યાં ઉદ્યાનની પણ વાત આવે છે, એટલે પ્રભુ જ્યાં પધાર્યા છે તે ઉદ્યાન પૂર્ણભદ્ર, ગુણશીલ, સુભૂમિભાગ એમ અનેક ચૈત્યનાં નામ આવે છે. તે ચૈત્ય તો વ્યંતરાયતન છે, નહિ કે જૈન ચૈત્ય. ચૈત્ય શબ્દ ચિતા ઉપરથી થયો છે એ સ્પષ્ટ સમજાય છે. પંડિત બેચરદાસ કહે છે તેમ ચૈત્ય શબ્દની મૂળ ઉત્પત્તિ, વ્યુત્પત્તિ ને પ્રવૃત્તિ ઉપર વિચાર કરવામાં આવે તો તે શબ્દનો ખરો અર્થ શું છે તે સ્પષ્ટ સમજાશે. ચિતા–ચિતિ–ચિત્ય–ચિત્યા એ શબ્દો ઉપરથી ચૈત્ય શબ્દ ઉત્પન્ન થયો છે. ચિતાનો અર્થ જેને લોકો ચેહ કહે છે તે થાય છે. જે જગાએ લોકોની ચેહ કરેલી હોય છે તેની યાદગીરી કરવા માટે લોકો તેના ઉપર ચોતરો કરે છે, વેદિકા કરે છે, ઝાડ વાવે છે અને છેવટે વધારે ખર્ચ કરવાની ઈચ્છા થાય તો મકાન પણ કરે છે; પણ ખરી હકિકત એ છે કે તેના મૃતક સ્થાન ઉપર કાંઇ પણ સ્મરણ-ચિન્હ રાખવાનો તે સંબંધી જનોનો ઉદ્દેશ હોય છે. સ્નેહી જનોની યાદગીરી રહે તે સારૂ સ્મારક કરવા તરફ લોકપ્રવૃત્તિ હોય છે, ને તે પ્રવૃત્તિ વધુ તો શ્રીમંત વર્ગમાં હોય છે. ગરીબ લોકો એ પ્રવૃત્તિ કરતા જણાતા નથી. શરૂઆત તો માત્ર સ્મૃતિ સારૂ હતી, પણ આજે તેનું પરિણામ એ આવ્યું છે કે મનુષ્ય વર્ગ તેની પૂજા કરવા તરફ ઢળી પડ્યો છે. ચૈત્ય શબ્દ જેમ જૈન સાહિત્યમાં વપરાયો છે તેમ તેને લાગતો સ્તૂપ શબ્દ બીજા સાહિત્યમાં વપરાયો છે. તેવા પર્યાયવાચક શબ્દો ઘણી જગાએ વપરાયા છે. બૌદ્ધ સાહિત્યમાં છે તેમ અંગ્રેજી સાહિત્યમાં–એન્સાઇક્લોપીડીઆ નામના બૃહત્ કોષમાં ચૈત્ય શબ્દની વ્યાખ્યા કરવામાં આવી છે તેમાં પણ એવો જ અર્થ કર્યો છે.

જૈન સાહિત્ય ગમે તેટલું ઉચ્ચ અને વિશિષ્ટ હોય પણ તેમાં અહં ને મમત્વવાળાઓ મળે તેમને એ ઉચ્ચ આદર્શ ક્યાંથી સમજાય? ચૈત્ય શબ્દનો અર્થ જો નમસ્કરણીય એક વસ્તુ જ હતી તો દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ આદિ સમર્થ નિયંતાઓએ નમોક્કારના જે પાંચ પદ મૂક્યાં છે ત્યાં 'णमो चेइयाण' પદ કેમ ન મૂક્યું? સૂત્રમાં સ્થળે સ્થળે એ વિષય આવવો જોઇતો હતો, અને એ વિષયનો પૂરતો સ્ફોટ કરવો જોઇતો હતો, પણ તેમાં એ બદલનું ક્યાંય સ્પષ્ટ વિધાન થએલું જણાતું નથી. ચૈત્ય શબ્દ જ્યાં આવ્યો છે ત્યાં તે ગમે તે અર્થમાં હોય, પણ ચૈત્ય-(મૂર્તિ)વાદના ઉત્પાદકોએ ને તેમની પછીના મૂર્તિવાદના ઉપાસકોએ એ શબ્દને મારી મચડીને પોતાની મરજી મુજબનો અનર્થ કરવામાં બાકી રાખી નથી. ચૈત્ય શબ્દનો અર્થ મૂર્તિ નથી એમ કહેનારા પ્રત્યે અવિવેકી અને અઘટિત શબ્દો વાપરતાં પણ કેટલાકો પાછા હઠ્યા નથી.

### સૂત્રોમાં 'ચૈત્ય' શબ્દનો વિવિધાર્થમાં ઉપયોગ

હવે આપણે અંગાદિ પુસ્તકોમાં ચૈત્ય શબ્દ ક્યાં ક્યાં વપરાયો છે, ને તેનો અર્થ કેવો થઇ શકે તે જોઇએ. ચૈત્ય શબ્દ ઘણે સ્થળે વપરાયો છે, ને તેનો સ્પષ્ટ અર્થ ચિતા-ચેહ ઉપર કરેલું નિશાન એવો થાય છે. તોપણ ચૈત્યનો અર્થ મૂર્તિ, અને તે પણ તીર્થંકરની મૂર્તિ કહેવા કેટલાકો મથી રહ્યા છે. આચારાંગ સૂત્રમાં એ શબ્દ ક્યાં ક્યાં વપરાયો છે તે પહેલાં જોઇએ. (રવજીભાઈ દેવરાજવાળું આચારાંગ સૂત્ર, બીજી આવૃત્તિ, પૃષ્ટ ૧૬૪, કલમ ૫૪૩) णागमहेसु वा थूभमहेसु वा चेइयमहेसु वा रुक्खमहेसु वा गिरिमहेसु.............નાગનો મહોત્સવ હોય, સ્તૂપનો મહોત્સવ હોય, ચૈત્યનો મહોત્સવ હોય, વૃક્ષનો કે ગિરિનો મહોત્સવ હોય, વિગેરે મહોત્સવમાં જે ભોજન અપાતું હોય, જ્યાં ભિક્ષુ ભોજન લેવા ગયો હોય......................અશુદ્ધ હોય તેવું ન લેવું. આમાં ચૈત્ય-જિન પ્રતિમાનો કાંઇ પણ

સંબંધ જણાય છે? માત્ર ચૈત્ય શબ્દ આવ્યો એટલે મૂર્તિપૂજાવાદીઓ તેનો અર્થ પોતાના લાભમાં કરવા મંડી પડે છે. આખા આચારાંગમાં એ શબ્દ ક્યાં ક્યાં વપરાયો છે તે જોઇએ. (પૃષ્ઠ ૨૩૧) से जाणि इमाणि अम्ह अप्पणो अट्ठाए चेइयाइं भवंति...ગૃહસ્થો વિચારે કે આપણા અર્થે આ ચેઇઆઇં (મકાનો) બનાવ્યાં છે, તે મુનિઓને આપીએ. (પૃષ્ઠ ૨૩૨) तत्थ तत्थ अगारिहिं अगाराइ चेइयाइ भवति. તે તે જગાએ ગૃહસ્થોએ અગાર–ચૈત્ય–મકાન–નિશાનવાળાં સ્થળો બનાવ્યાં હોય...ઇત્યાદિ. (પૃષ્ઠ ૨૬૭) रुक्खं वा चेइय कडं, थूभ वा चेइय कड, ચૈત્ય–વ્યંતરાદિકથી વ્યવસ્થિત કોઇ વૃક્ષ હોય વા વ્યંતરોથી આશ્રિત કોઇ સ્તૂપ હોય...(પૃષ્ઠ ૩૪૩) मडयथूभियासु वा मडयचेइयेसु वा, અર્થાત્ મૃતકની સ્તૂભિકા હોય તેના ઉપર વા મૃતકના ઉપર નિશાન કે વૃક્ષ હોય તેના ઉપર...મુનિએ લઘુનીતિ કે મલોત્સર્ગ કરવો નહિ.

ઉપરનાં વાક્યોમાં વપરાયેલા ચૈત્ય શબ્દનો અર્થ કોઈ જગાએ જિનમૂર્તિ વા પ્રતિમા નિકળતો જણાતો નથી. એ અર્થનો ક્યાંય સંબંધ પણ મળતો નથી.

હવે સૂત્રકૃતાંગમાં જોઇએ. (સૂત્રકૃતાંગ નાલંદીપ અધ્યયન) ‘मंगलं देवयं चेइय पज्जुवासति’ અર્થાત્–ભક્ત પોતાના સેવ્ય–ઉપાસ્યને મંગલરૂપ દેવરૂપ પૂજે છે અને સેવે છે, જેમ થઈ ગયેલા સમર્થ પુરૂષોની ચિતાની ઉપર બંધાયેલાં સ્મારકોને લોકો પૂજે છે.

સ્થાનાંગ સૂત્રમાં જ્યાં मगलं देवयं चेइयं હોય ત્યાં પણ એ અર્થ નીકળે છે. ઉપરાંત આ સૂત્રમાં નીચે પ્રમાણે પાઠ છે: “ तासिं णं...उवरि चत्तारि चत्तारि चेइय थूभा...तेसि णं चेइय थूभाण पुरतो चत्तारि मणिपेठिआओ ”। આ જગાએ પણ ચૈત્ય સ્તૂપિકા ને તેની આગળ મણિપીઠિકા અર્થ છે; એટલે ઉપર ચૈત્યનો જે અર્થ કરવામાં આવ્યો હતો તે જ અર્થ અહીં પણ નીકળે છે.

સમવાયાંગ સૂત્રમાં “ सुहम्माए सभाए माणवए चेइयरुक्खमे × × ×

वइरामएसु गोलवट्टसमुग्गएसु जिणसकहाओ" ટીકાકાર તે અર્થને જ સૂચવે છે : सुधर्मसभामध्ये षष्टियोजनमानो माणवको नाम: चैत्यस्तम्भोऽस्ति तत्र वज्रमयेषु गोलवद् वृत्ता वर्तुलाः ये समुद्गका भाजनविशेषाः, तेषु जिनसक्थीनि ॥ મૂળનો અર્થ ટીકાકાર કહે છે કે-સુધર્મ સભાની મધ્યે એક ચૈત્ય સ્તંભ છે, તેમાં વજ્રમય ગોળાકાર ભાજનમાં તીર્થંકરની દાઢાઓ છે. "एएसि ण चउव्विसाए तित्थगराणं...चउव्विसं चेइयरुक्खा भविस्संति" અર્થાત્—એ ચોવિસ તીર્થંકરોનાં ચોવિસ ચૈત્ય વૃક્ષો થશે એટલે તેમનાં તે જગોએ સ્મારક ચિહ્નો માટે વૃક્ષો કરશે.

મતલબ એ છે કે જ્યાં જ્યાં ચૈત્ય શબ્દ છે ત્યાં ત્યાં તેનો મૂલ અર્થ સ્મારક—નિશાન તરિકે છે. વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ (ભગવતી)માં પણ असुरकुमाररण्णो...सभाए सुहम्माए माणवए चेइए खंमे......પાઠમાં ચૈત્ય શબ્દનો ઉપયોગ થયો છે. "अरिहत चेइयाणि वा", "चेइयमहे" વિગેરેમાં એ જ આશય છે. ઉપરાંત ભગવતી સૂત્રમાં જ્યાં જ્યાં ઉદ્યાનો આવ્યાં છે ત્યાં પણ એ શબ્દનો ઉપયોગ કર્યો છે. गुणसिलए चेइए, छत्तपलासए चेइए, पुप्फवइए चेइए, नंदणे चेइए, पुण्णभ चेइए, मणिभद्दे चेइए, दूइपलासे चेइए, वहुसालए चेइए, कोठ्ठए चेइए, संखवणे चेइए, चंदोत्तरायणे चेइए એમ અનેક ઉદ્યાનોનાં નામ સાથે ચૈત્ય શબ્દનો ઉપયોગ થયો છે.

જ્ઞાતા સૂત્રમાં, ઉપાસક દશાંગમાં, ઉપર પ્રમાણે જ ચૈત્ય શબ્દ જ્યાં જ્યાં ઉદ્યાન શબ્દ હોય છે તેની સાથે આવે છે. 'પ્રશ્નવ્યાકરણ સૂત્ર' માં ભવન, ઘર, લેણુ, આપન્ન, ચેઇય, ચિત્રસભા વિગેરેનો નામનિર્દેશ કર્યો છે. ત્યાં પણ ચૈત્યનો અર્થ તો તે જ છે.

જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં ઋષભદેવના નિર્વાણના અધિકારે નીચે પ્રમાણે કહ્યું છે:—

"तए ण से सक्के देविंदे देवराया...भवणवइ—वाणमंतर—जोइस —वेमाणिए देवे एव वयासि......तओ चिइगाओ रएह...तित्थगर

चिइगाए, गणहरचिइगाए, अणगारचिइगाए अगणिकायं विउव्वह...खीरोदगेणं णिव्वावेह...तए णं सक्के भगवओ...दहिणं ... इ."

"तए ण से सक्के...वेमाणिए देवे जहारिय एव वयासि...भो देवाणुप्पिया! सव्वरयणामये महए महालये तओ चेइयथूभे करह—एगं भगवओ तित्थगरस्स चिइगाए, एग गणहरचिइगाए, एगं अवसेसाणं अणगाराणं चिइगाए...तए णं ते...करेंति...तए णं जेणेव साइं साइं भवणाणि...सगासगा माणवगा चेइयक्खंभा तेणेव...उवागच्छित्ता वइरामएसु गोलसमुग्गएसु जिणसकहाओ पक्खिवति." અર્થ એ ... ત્યારપછી તે દેવેન્દ્ર-દેવોનો રાજા શક્ર, ભવનપતિ ... જ્યોતિષી અને વૈમાનિક દેવોને એમ કહેવા લાગ્યો કે ... ચિતિકાઓ-ચેહ રચો. એક તીર્થંકરની, બીજી ગ... અને ત્રીજી સર્વ સાધુઓની. તેમાં પછી ...ટાવો. પછી ક્ષીરોદક સમુદ્રના પાણીથી એ અગ્નિને ... ત્યારબાદ શક્રેન્દ્ર દક્ષિણની ઉપરની સક્થા-દાઢા લે છે. ...તરની ઉપરની લે છે. ચમરેન્દ્ર બલીન્દ્ર નીચેની દાઢા લે ... પછી શક્રેન્દ્રના કહેવાથી ત્રણ રત્નમય ચૈત્ય સ્તૂપો દેવો ... તીર્થંકરને દાહ દીધો તેના ઉપર એક ચૈત્ય સ્તૂપ, ગણધ... દાહ દીધો તેના ઉપર એક અને સર્વ સાધુઓના ભસ્મીભૂત કરેલા સ્થાન ઉપર એક, એમ ત્રણ ચૈત્યસ્તૂપ દેવો કરે છે. ત્યારપછી તે ઇન્દ્રો અને દેવો નન્દીશ્વર દ્વીપે જઈ ઉત્સવાદિક ક્રિયા કરી ભસ્મમાંથી લીધેલી દાઢાઓ ને તે દેવોએ લીધેલાં અસ્થિઓ પોતપોતાના સ્થાનમાં જ્યાં માણવક સ્તંભ છે તેનાં મધ્ય ભાગમાં ગોળ દાબડા સમાન વાસણમાં મૂકે છે. આમ ઇન્દ્રો અને દેવો જિનસક્થા અને અસ્થિઓને પોતાને ત્યાં લઇ જાય છે, અને જ્યાં ચૈત્યસ્તંભ છે તેમાં મૂકે છે. એટલે ચૈત્યનો અર્થ શું થાય તે એ ઉપરથી સમજી શકાશે. મૃત્યુલોકમાં તીર્થંકરો, ગણધરો અને સાધુઓના દાહની ભૂમિ ઉપર સ્મારક કરવામાં આવે

છે, તેને ચૈત્ય કહે છે. દેવલોકમાં પણ જ્યાં માણવક સ્તંભ છે, ત્યાં તીર્થંકરોનાં અવશેષો લઇ જઈ મૂકવામાં આવે છે તેથી તે ચૈત્ય સ્તંભ કહેવાય છે. આથી વિશેષ કોઇ અર્થ સમજાતો નથી. જેને ધર્મઘેલછા અને આગ્રહ છે તેની આંખથી શાસ્ત્રોક્ત વિષય જોઇએ તેવો સમજી શકાશે નહિ. આ વિષયનું સમર્થન પંડિત બેચરદાસે પોતાની પુસ્તિકા 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ'માં ઘણું કર્યું છે, અને તે સારી રીતે સમજાવી શકયા છે. ચૈત્ય શબ્દનો પ્રાચીન અને પ્રધાન અર્થ શું છે અને રૂઢ અર્થ શું છે તે તે નીચે પ્રમાણે બતાવે છેઃ

૧ ચૈત્ય — ચિતા ઉપરનું સ્મારક ચિહ્ન–ચિતાની રાખ.
૨ ,, — ચિતા ઉપરનો પાષાણ ખંડ, ઢેકું કે શિલાલેખ.
૩ ,, — ચિતા ઉપરનું પિંપળાનું કે તુલસી વિગેરેનું પવિત્ર વૃક્ષ (જુઓ મેઘદૂત–પૂર્વ મેઘ શ્લોક ૨૩)
૪ ,, — ચિતા ઉપર ચણેલા સ્મારકની પાસેનું યજ્ઞસ્થાન કે હોમકુંડ.
૫ ,, — ચિતા ઉપરનું દેરીના ઘાટનું ચણતર–સામાન્ય દેરી.
૬ ,, — ચિતા ઉપરની પગલાંવાળી દેરી કે ચરણપાદુકા.
૭ ,, — ચિતા ઉપરનું દેવળ કે વિશાળકાય મૂર્તિ.

પંડિતજી કહે છે કે આ સાત અર્થો તેની વ્યુત્પત્તિને છાજે તેવા છે. આ સિવાય આઠમો ને નવમો અર્થ તેની વ્યુત્પત્તિથી ઘણો દૂર પડી જાય છે, તેમ તે લાક્ષણિક છે ને રૂઢ છે, પણ તે શબ્દના અર્થને સંગત થતો નથી. આઠમો અને નવમો અર્થ કૈંક વખતનો ફેરફાર થતાં દેવાલય અને મૂર્તિના અર્થમાં પરિણમ્યો છે ને તે છેવટનો–આધુનિક અર્થ છે. તે અર્થ આજે ઘણા લોકો કરે છે. ઉપરાંત હરિભદ્રસૂરિ પણ તેજ અર્થ કરી ગયા છે. (જુઓ સંબોધ પ્રકરણ–દેવસ્વરૂપના વર્ણનમાં શ્લોક ૩૨૮ પૃષ્ઠ ૯૨ માં) 'चेइय सद्दो रूढो जिणिंदपडिम त्ति अत्थओ दिठ्ठो' ચૈત્ય

શબ્દ રૂઢ છે ને તેનો અર્થ જિનેંદ્રની પ્રતિમા થઈ શકે છે. એવો અર્થ હેમચંદ્રાચાર્ય પોતાના કોષમાં પણ કરે છે. તે કહે છે કે 'चैत्यं जिनौकः तद्बिम्बम्' ચૈત્ય એટલે જિનનું ગૃહ થાય છે અથવા તેનું બિમ્બ થાય છે.

ચૈત્યનો મૂળ અર્થ શું થાય છે તે દર્શાવવા જિનાગમના કેટલાક મૂળ પાઠો અત્રે ટાંકી બતાવ્યા છે અને ચૈત્યનો ખરો અર્થ શું થાય છે તે વાચકને સમજાવવા બનતી કોશીષ કરી છે. હવે ચૈત્યનો અર્થ બીજાઓ શું કરે છે તે અત્રે જરા જોઇએ.

**'ચૈત્ય' શબ્દના જૈનેતરોએ કરેલા અર્થો**

બનારસથી પ્રગટ થતી 'નાગરી પ્રચારિણી પત્રિકા' માં દેવકુલ વિશે જે લેખ આવેલ છે તેમાં ચૈત્ય સંબંધે જણાવ્યું છે:

(૧) देवपूजाका पितृपूजासे वडा संवंध है. देवपूजा, पितृपूजासे ही चली है. मंदिरके लीए सबसे पुराना नाम चैत्य है जिसका अर्थ चिता (दाहस्थान) पर वना हुआ।

ब्राह्मणमें उल्लेख है कि शरीरको भस्म करके धातुओंमें हिरण्यका टुकडा मिलाकर उन पर स्तूपका चयन (चुनना) किया जाता था. बुद्धके शरीर धातुओंके विभाग तथा उन पर स्थानस्थान पर स्तूप वननेकी कथा प्रसिद्ध ही है. वौद्धों तथा जैनोंके स्तूप और चैत्य पहले स्मारक चिन्ह थे, फिर पूज्य हो गए। (પંડિત ચંદ્રધર શર્મા ગુલેરી બી. એ. અજમેર).

(૨) ભારતના પ્રાચીન વાસ્તુશાસ્ત્રી વરાહમિહિર પોતાની બૃહત્ સંહિતામાં જણાવે છે કે 'चैत्ये गृहकृतम् भय' ચૈત્યસ્થાનમાં જો ઘર કરવામાં આવે છે તો તેને તે સ્થાનથી ભય થાય છે. કારણ એ છે કે ચૈત્યો એ કહેવામાં આવે છે કે જ્યાં મૃત શરીર ઉપર સ્મૃતિ માટે નિશાન કરવામાં આવે છે. તે ભય-

કારક સ્થાનો છે. તે સ્થાનોમાં વ્યંતરો રહેતા હોય છે અને આવજા કરે છે.

(૩) 'વાચસ્પત્ય અભિધાન' નામના વિશાલકાય કોશમાં ચૈત્ય શબ્દ વિષે નીચે પ્રમાણે કહે છે: "चैत्य न० चित्याया इदम्+अण्." चित्या એ સંબંધી–આ ને अण् પ્રત્યય લાગવાથી ચૈત્ય શબ્દ થઈ ગયો છે.

(૪) 'શબ્દકલ્પદ્રુમ' નામના વિશ્રુત કોશમાં 'ચૈત્ય' શબ્દનો અર્થ નીચે પ્રમાણે કહે છે: "ચૈત્ય–ન. પુ. (બન્ને લિંગમાં છે) चित्यस्य इदम् 'यत्र यूपा मणिमयाश्चैत्या श्चापि हिरण्मयाः'। ચિત્ય સંબંધી આ એટલે ચૈત્યઃ જે જગાએ યૂપો–સ્તંભો છે તે મણિમય છે, ને ચૈત્યો છે તે પણ મણિમય છે.

(૫) "બંગલા ભાષાર અભિધાન" નામના બંગાળી ભાષાના કોષમાં ચૈત્ય શબ્દનો અર્થ નીચે પ્રમાણે છે: ચૈત્ય (ચત) સ્મૃતિસ્થંભ, ચિતા (સ્મશાન) ને તેના સંબંધી રાખવા સ્મશાનતરુ, પૂજ્ય વૃક્ષ.

(૬) Chaitya—(Sanskrit, an adjective form derived from "Chita" a funeral pile). In accordance with its etomology the word might denote originally anything connected with a funeral pile, e. g. the bimulus raised over the ashes of the dead person, or a tree making the spot. Such seems to have been its earlier use in Indian literature, whether Brahmanical, Buddhist or Jain; but as the custom of erecting monuments over the ashes or over the relics of departed

saints prevailed chiefly among the Buddhists and the Jains. The word (or one of the Prakrit equivalents, Pali chaitya, etc.) is especially characteristic of their literature. In this sense it is practically synonymous with stupa, 'tope', in India (though stupa is rather architecture and chaitya the religious term) and has various equivalents in the countries of Asia to which the custom extended with the spread of Buddhism. At a later period chaitya was used generally to denote any shrine, reliquary or sacred tree. This is clear not only from the references in the literature, but also from the express statement in a Sanskrit dictionary of synonymous, the Visvá prowasa of Mahesvara Kavi (A. D. 1111), quoted by the commentary of Mallinatha, (14th century A. D.) or Kalidas's Meghadoota verse 23. (Encyclopœdia of Religion and Ethics vol. 3, Page 335.)

અર્થાત્-ચૈત્ય (સંસ્કૃત ચિતા શબ્દમાંથી ઉત્પન્ન થએલું વિશેષણ છે) તેનો વ્યુત્પત્તિ અનુસાર મૂળ અર્થ બરાબર કરીએ તો 'ચિતાના સંબંધી કાંઈ' એમ થાય છે. ઉદાહરણ તરીકે મરી ગએલા માણસની રાખ ઉપર ઊભો કરેલો સ્તૂપ, અથવા તે સ્થાન ઉપર નિશાન કરવામાં આવેલું ઝાડ. આ અર્થ પ્રાચીનમાં પ્રાચીન છે એમ ભારતીય સાહિત્યમાં-પછી તે બ્રાહ્મણ સાહિત્ય

હોય, બૌદ્ધ સાહિત્ય હોય કે જૈન સાહિત્ય હોય–થએલો જોવામાં આવે છે. પણ સ્વર્ગવાસી મહાત્માઓનાં અવશેષો અર્થાત્ અસ્થી અથવા ભસ્મ ઉપર આ પ્રકારનાં સ્મારકો બાંધવાનો રિવાજ મુખ્યત્વે કરીને બૌદ્ધો અને જૈનોમાં જ પ્રવર્તેલો છે. ત્યારે કેટલીક જગ્યાએ એ ચૈત્યના સ્થાને સ્તૂપ શબ્દ પણ વપરાયો છે. સ્તૂપ એ ચૈત્યનો પર્યાયવાચક શબ્દ છે. સ્તૂપ અને ચૈત્યમાં તફાવત એ છે કે સ્તૂપ શબ્દ શિલ્પશાસ્ત્રને બંધ બેસે છે, ત્યારે ચૈત્ય શબ્દ ધર્મશાસ્ત્રને લગતો છે. એશિયા ખંડમાં બૌદ્ધ ધર્મના ફેલાવા સાથે જે દેશોમાં તે રિવાજ પ્રચલિત થયો, તે દેશની ભાષામાં તે શબ્દના અનેક પર્યાયવાચક શબ્દો ઉત્પન્ન થતા ગયા. પાછળના સમયમાં ચૈત્ય શબ્દ વધારે સામાન્ય રીતે કોઈ મંદિર, અવશિષ્ટાધાર–ભાજન અથવા પવિત્ર વૃક્ષના વાચક તરીકે ઉપયોગમાં લેવાનો શરૂ થયો હતો. આ બાબત જેટલી સાહિત્યમાંથી મળી આવતા તેના ઉલ્લેખો દ્વારા સિદ્ધ થાય છે તેટલી જ પર્યાયદર્શક સંસ્કૃત કોષ ઉપરથી, ઉ. ત. કાલિદાસ વિરચિત મેઘદૂતના ૨૩ મા શ્લોક ઉપરની મલ્લિનાથની (ઈ. સ. ની ૧૪ મી શતાબ્દી) ટીકામાં ઉલ્લેખ કરેલા મહેશ્વર કવિ (ઈ. સ. ૧૧૧૧) ના વિશ્વ પ્રકાશ ઉપરથી પણ જોઇ શકાય છે. (એનસાઇક્લોપીડિયા ઓફ રીલીજીયન એન્ડ એથિકસ.)

(7) Chaityam—A religious building or shrine, a temple, a thupa or Buddhist relic, shrine, a sacrad tree, a tomb (चैत्य). (Dictionary of the Pali Language by Childers') P. 102

આટલા પુરાવા ઉપરથી સમજી શકાશે કે ચૈત્ય એ ચિતા ઉપરથી ઉત્પન્ન થએલ શબ્દ છે ને તેનો અર્થ દાહભૂમિ ઉપર કરેલ કાંઇક ચિન્હ–નિશાન થાય છે. પછી તે નિશાન તરીકે વૃક્ષ

રોપવામાં આવ્યું હોય કે ઉપર દેરી કરેલી હોય અગર તે જગા ઉપર સ્તૂપ-સ્તંભ કે પછી કાંઈ મોટું બાંધકામ કર્યું હોય. ચિતા શબ્દ ઉપરથી ચૈત્યનો એવો અર્થ નીકળે છે પણ તેનો અર્થ જિન-બિમ્બ કે જિનપ્રતિમા થતો નથી. લોકો આ પ્રમાણે સ્મારક કરતા તેનું કારણ મૃત જનની સ્મૃતિ રહે એવું હતું, પણ તે વખતે તેની પૂજા થતી નહોતી. આ પ્રાચીન પ્રણાલિકા હતી. વખતના વહેણ સાથે એ વસ્તુ મૂળરૂપે રહી નહિ પણ તેનું પરિવર્તન થયું, એટલે યાદગીરીમાંથી પોતાના સ્નેહી જનોનો ખ્યાલ કરી તેમાં પૂજ્ય બુદ્ધિ અને પૂજા કરવાની વૃત્તિ ઉત્પન્ન થઈ.

**બૌદ્ધ સાધુઓનું અનુકરણ કરનારા જૈન નિર્ગ્રંથો**

બૌદ્ધ લોકોએ બુદ્ધદેવના નિર્વાણ પછી તેમની સ્મૃતિ સારૂ તેમજ લોકોને તેમના પંથ તરફ આકર્ષવા સારૂ બુદ્ધની પ્રતિમા દાખલ કરી. શરૂઆતમાં એ પ્રતિમાપ્રવૃત્તિ થોડા ભાગમાં પ્રવેશ પામી હતી, પરંતુ પાછળથી તેનો બહોળો પ્રચાર થયો હતો. બૌદ્ધ લોકોની સાથે રાજાઓ, શ્રીમંતો તેમજ સમાજનો સુખી વર્ગ હતો. તેઓ અનેક તંત્ર, મંત્ર, કલા વિગેરેમાં કૌશલ્યવાળા હતા. તેમનો માર્ગ મહાવીર સ્વામી જેવો કડક ન હતો, પણ અનુકૂળ અને મધ્યમ હતો. બુદ્ધદેવે પોતાની હયાતીમાં પોતાના અનુભવ અને અખતરાથી સુખદ અને વિનાપરિશ્રમવાળો માર્ગ શોધી કાઢ્યો હતો. બુદ્ધદેવે પોતાના જીવનની શરૂઆતમાં ગમે તેટલું કષ્ટ સહન કર્યું હોય પણ પાછળથી એ વસ્તુને તેમણે વખોડી કાઢી હતી. એટલે બૌદ્ધ શિષ્યોએ ત્યારપછી ઘણો જ અનુકૂળ (મધ્યમ) માર્ગ ઘડી કાઢ્યો હતો. આનું પરિણામ એ આવ્યું કે સાધારણ જનસમૂહ, શ્રીમંતો, રાજાઓ સુધ્ધાં તેની તરફ ખૂબ આકર્ષાયા. ઉપરાંત લોકોને સાધુઓએ જે જે પ્રવૃત્તિઓ કરેલી તે તમામ ઉપયોગી અને અનુકૂળ જણાવા લાગી. એટલે બૌદ્ધ સાધુઓ અનેક લોકોપયોગી કાર્યોમાં જોડાઈ ગયા. જનસમાજ માટે ધનિકો તેમજ

રાજાઓ પાસેથી પૈસા કઢાવી દાનશાળા, સત્રશાળા, દવાખાનાં વિગેરે કાર્યો કરાવવામાં તેઓ જોડાઇ ગયા હતા. તેમના આ પ્રયત્નની પાછળ લોકપ્રશંસા, પ્રેમ અને ઉત્સાહ હતો. આ બધી સ્થિતિનો ખ્યાલ ધીમે ધીમે જૈન નિર્ગ્રન્થોના ધ્યાનમાં આવવા લાગ્યો. શ્રીમાન્ મહાવીર સ્વામી કડક ત્યાગી અને નીરસ ભોજી હતા અને તેનો પ્રભાવ અનહદ હતો. તે વખત ચાલ્યો ગયો એટલે મહાવીર-નિર્વાણ પછી થોડોક કાલ એ કડક ત્યાગનો પ્રભાવ રહ્યો પણ પછી ધીમે ધીમે તેનો અસ્ત થયો. ચૌદ પૂર્વધારી સાધુઓ રહ્યા નહોતા. પૂર્વના અભ્યાસમાં અને અંગ વિજ્ઞાનમાં અતિશય મંદતા આવી હતી. દુષ્કાળના અંગે ઘણી મુશ્કેલીઓ આવતી ગઇ. મહાવીર નિર્વાણ બાદ ચાર-પાંચ શતાબ્દી સુધી જૈન નિર્ગ્રન્થો જેમ તેમ શ્રી મહાવીરના સિદ્ધાંતને વળગી રહ્યા, પણ પછી મૂળના કડક ત્યાગને તેઓ વળગી રહી શક્યા નહિ. પોતાની બાજુમાં જ બીજા મનુષ્યની ઉન્નતિ જોઇ પોતામાં લાલસા અને અધીરાઈ ઊભાં થાય છે તેમ જૈન નિર્ગ્રન્થોને બૌદ્ધ લોકોની પ્રવૃત્તિ પસંદ પડી અને મધ્યમ માર્ગમાં તેઓ તણાવા લાગ્યા. તેઓ પૈકી જેઓ કડક ત્યાગી અને મુમુક્ષુ જીવો હતા તેઓ આમાં ફસાયા નહિ, પણ જેઓ ભવભીરૂ ન હતા તેઓ તો મહાવીરના નામે બૌદ્ધ લોકોની માફક અનેક પ્રવૃત્તિ કરવા લાગ્યા. ચાર પાંચ સૈકા બાદ મહાવીરની પાદુકા, દેવાલય કે ચૈત્ય કોઇ કોઈ સ્થળે થવા લાગ્યાં અને કહેવાતા જૈન નિર્ગ્રન્થો ચૈત્યના માલીક થઇ પડ્યા.

ત્રીજી વખત શ્રીમાન્ દેવર્દ્ધિ ગણિએ સમિતિ મેળવી તે વખતે કંઠસ્થ રહેલાં ઘણાં આગમો નાશ પામી ગયાં હતાં. પહેલી બે વખત સમિતિ મળી હતી ત્યારે પણ જોઇએ તેવું શાસ્ત્રનું જ્ઞાન સ્મૃતિમાં હતું નહિ, ઘણો વિનાશ થઈ ગયો હતો, તોપણ તે વખતે સ્કંદિલાચાર્યે કંઠસ્થ જ્ઞાન પત્ર ઉપર આરૂઢ કરવા પ્રયત્ન કર્યો નહોતો.

આ પ્રમાણે કરવામાં તેમને શો આશય હશે તે સમજી શકાતું નથી. તેઓ કદાચ પત્ર, શાહી વિગેરેની હિંસાજનક પ્રવૃત્તિમાં પોતે પાપભીરૂ હોવાથી ન પડ્યા હોય એમ પણ ઘણાનું મંતવ્ય છે. તે વખતે પણ બાર દુષ્કાળનો સમય હતો. ઘણા સાધુઓ ત્રાસ પામી ગયા હતા. આ અરસામાં ચૈત્ય-દેવાલયની ઉત્પત્તિ જૈનોમાં થઈ હોય એમ લાગે છે. વિદ્વાનોની એવી માન્યતા છે કે શ્રી મહાવીરના નિર્વાણ બાદ ચાર પાંચ સૈકા સુધી ચૈત્યની પ્રવૃત્તિ ઊભી થઇ ન હતી, પણ પાછળથી કોઈ કોઇ સ્થળે તેની શરૂઆત થઇ. હાલના શ્રી મહાવીર સ્વામીના એ અનુયાયીઓ કહે છે કે સંપ્રતિ રાજાએ બિમ્બો ભરાવ્યાં હતાં અને ઘણી પ્રતિમાઓ કરાવી હતી, રાજા ભરતે ચોવીશ તીર્થંકરોનાં પ્રતિબિમ્બો ભરાવ્યાં હતાં, પણ તેનો પૂરાવો આંખ કે કાનને સ્પર્શ કરતો નથી.

**જિનમંદિરની ઉત્પત્તિનો કાળ**

મહાવીર સ્વામી પછી ૮૮૨ વરસે ચૈત્યવાસ શરૂ થયો હતો. એ વખતે વિક્રમનું ૪૧૨ મું વરસ ચાલતું હતું, એટલે આ વખતે ચૈત્યની ઉત્પત્તિ થયાને બે ત્રણ શતાબ્દી થઇ હોય. તે પહેલાં ચૈત્યની ઉત્પત્તિ થઇ હોય એમ સંભવતું નથી. શ્રી મહાવીરના વિહાર વખતે ચૈત્યનું ક્યાંય નિશાન હોય એમ આગમોમાં જણાતું નથી. પ્રભુ પોતે જ્યાં જ્યાં ઉદ્યાનમાં ઉતર્યા છે, તે ઉદ્યાનમાં યક્ષનાં સ્થાનો હોવાના ઉલ્લેખો છે પણ કોઈ જિનનાં સ્થાનોની વાત નથી, તેમ કોઈ જગાએ શ્રાવકોએ જિન બિમ્બ કે જિન પ્રતિમાની પ્રતિષ્ઠાઓ કરાવી હોય એમ કોઈ મૂલ આગમમાં જણાતું નથી. જૈન ટીકાકારોએ મૂલનો અર્થ ગમે તેમ કરી તેને મરજી મુજબ ફેરવ્યો હોય, પણ પ્રતિમાઓનું માહાત્મ્ય કોઈ પણ જગાએ હોય એમ જણાતું નથી. જૈન દર્શનમાં ગુણની પૂજા ચાલી છે પણ જડની પૂજા ક્યાંય ચાલી નથી. ગુણનો ઉત્કર્ષ થયા વિનાં ગુણી-ચૈતન્યને ક્યારે પણ શાંતિ મળવાની નથી. પ્રશ્ન એ થાય

છે કે શાન્તિનું સ્થાન ચૈતન્ય છે કે જડ?

જૈન સૂત્રોને પત્ર ઉપર આરૂઢ કરવા જ્યારે સમિતિ મળી ત્યારે એ લોકોના દિલમાં પૂરો ખ્યાલ હોવો જોઇએ કે કોઈ કોઈ સ્થળે ચૈત્યની પ્રવૃત્તિ શરૂ થઇ ગઇ છે; તોપણ એ વાત તેમણે પત્રારૂઢ સૂત્રોમાં દાખલ કરી નથી. આજે અનેક ગ્રન્થોમાં અને ટીકામાં જેમ દેખાય છે તેમ તેમણે ધાર્યું હોત તો દાખલ કરી હોત. પણ તેઓ પાપભીરૂ જીવો હતા, તેથી તેમ થતાં અટકી ગયું. આજે જૈન નિર્ગ્રન્થો કહે છે કે પાંચ અંગો માનવાં જોઇએ, પણ તેમણે સમજવું જોઇએ કે જે વસ્તુ મૂળ છે તે જ બરાબર છે. તે સિવાય અવચૂરિ, ચૂર્ણિ, ટીકા, ભાષ્ય, વિગેરે જે મૂળને સમજાવવા માટે બનાવવામાં આવ્યાં છે, તે મૂળને સમજાવી શકે તેટલાં પૂરતાં છે. વિશેષમાં મૂળથી જે ઉલટી વસ્તુ સમજાવે છે તે મૂળને ખરાબ કરવા બરાબર છે. મૂળ છે તેના કરતાં ઉલટી વસ્તુ સમજાવે તો પછી મૂળનો અર્થ ક્યાં રહ્યો? અર્થાત્ મૂળ અર્થને એવી ટીકા વિગેરે નુકસાન કરે છે. મૂળ સૂત્ર કરતાં ટીકાકારોએ ઘણી જગાએ અર્થના ફેરફારો કર્યા છે. એ વિશે ઉંડા અભ્યાસીઓ હોય તે જ સમજી શકે છે. બીજાઓ તો વસ્તુને ન સમજવાથી ટીકાઓ કે જે હોય તે મુજબ હા એ હા પાડે છે. ઘણી જગાએ મૂળમાં જે વાત ન હતી તેની નીચે ટીકાકારોએ ટીકામાં વાત મૂકી, ને તેમાંથી ધીમે ધીમે મૂળની સાથે કૌંસમાં પર્યાય તરીકે મૂકી, ને તેમાંથી ધીમે ધીમે કૌંસ કાઢી નાંખી મૂળ સાથે એ વસ્તુને ભેળવી દીધી! આ પ્રમાણે ઘણી જગાએ બન્યું છે. પણ એ પર્યાય છે કે મૂળ છે તેનું સંશોધન કરવામાં આવે તો જ એ વસ્તુ સમજી શકાય તેમ છે.

### આગમોમાંની 'ચૈત્યપૂજા' નો વાસ્તવિક અર્થ

વર્તમાન કાળે કેટલાક દાખલાઓ લેવામાં આવે છે કે આગમોની

અંદર ચૈત્યપૂજા કહી છેઃ જેમકે ચારણ મુનિએ ચૈત્યને વંદના કરી; સૂર્યાભ દેવે પોતાનો જન્મ થયો ત્યાં અનેક વસ્તુની પૂજા કરી છે તેમાં ચૈત્યની પૂજા કરી; દ્રૌપદીએ પરણવા જતાં જિનપ્રતિમાની પૂજા કરી છે. આ વસ્તુ આગમની અંદર છે તે બરાબર છે, પરંતુ તેમણે જે વિધાન કર્યું છે તે બરાબર અને હિતકારક છે કે નહિ એ જ પ્રશ્ન છે. તેની પ્રશંસા શાસ્ત્રકારોએ કરી છે કે? એ વિધાન જો બરાબર હોય તો શાસ્ત્રકારોએ એ વિધેય છે (કરવાયોગ્ય છે) એમ કહેવું જોઇતું હતું, પણ તેમ કોઇ જગાએ જણાવ્યું નથી. લોકો કહે છે કે એ મૂર્તિ પ્રભુના શાંત સ્વરૂપને સમજાવે છે એટલે આલંબન છે, પણ જો મૂર્તિ આલંબન હોય તો સ્થાનાંગ સૂત્રમાં ચતુર્થ સ્થાન ઉપર ધર્મધ્યાનના ચાર આલંબન દર્શાવ્યાં છે તેમાં વાચના, પૃચ્છના, પરાવર્તના ને ધર્મકથા એમ ચાર આલંબન બતાવ્યાં છે, પણ ધર્મ-ધ્યાન કરવામાં મૂર્તિ-પ્રતિમાનું આલંબન બતાવ્યું નથી. તેમ ઉત્તરાધ્યયન સૂત્રમાં ચોવીસમા અધ્યયનમાં આલંબનની વાત આવી છે ત્યાં આલંબન જ્ઞાન દર્શન ને ચારિત્રને કહેલ છે, પણ મૂર્તિની લેશ પણ હકિકત આપી નથી. લોકો મૂર્તિને આલં-બનરૂપ માને છે પણ હૃદયમાં જો જ્ઞાનનું આલંબન નથી તો પછી એ મૂર્તિ શા ઉપયોગની છે? મૂર્તિમાં પ્રેમ આરોપણ કરનાર પોતે ચૈતન્ય કે જીવ છે પણ મૂર્તિ પ્રેમને ઉત્પન્ન કરતી નથી. જો મૂર્તિ મનુષ્યના દિલમાં પ્રેમ ઉત્પન્ન કરતી હોય તો અવશ્ય મૂર્તિ ઉપ-કારક છે, પણ મૂર્તિએ મનુષ્યમાં કદાપિ પ્રેમ ઉત્પન્ન કર્યો નથી. પણ મનુષ્યે પોતે મૂર્તિમાં પોતાનો ભાવ આરોપ્યો છે.

**મૂર્તિની ઉપકારકતાની વાતો**

કેટલાક જૈન સાધુઓ કહે છે કે મનુષ્યોને ઉપકારક હોય તો માત્ર જિનાગમો અને મૂર્તિ છે; જો તે ન હોય તો મનુષ્યો જૈન માર્ગ ઉપર આવી શકે નહિ. આમાં કેટલું વજુદ છે.

તે જોઇએ. આજે અનેક જિન પ્રતિમાઓ સ્થળે સ્થળે આવી રહેલી છે પણ જો જિનાલયો ન હોત તો એ મૂર્તિઓ ઉપરથી જ કોઈ જૈન બની શકત ખરો? ચોવીસ તીર્થંકરો અને બીજા મહાપુરૂષો જે મોક્ષે ગયા છે તેમના સંબંધે જો આગમો ન હોત તો એ મૂર્તિઓ આપણને કહી શકત કે આ મૂર્તિઓ તીર્થંકરોની છે કે જેઓ મોક્ષપદને પામી ગયા છે? શાસ્ત્રો ન હોત તો મૂર્તિથી કંઈ ભાન થવાનું જ નહોતું. મૂર્તિથી મનુષ્ય તત્ત્વને સમજ્યો જ નથી, પણ જો સમજ્યો હોય તો આગમોને લઇને જ. યુરોપમાં જૈન ધર્મ વિષે કેટલાકને ભાન થયું છે તે આગમોને લઇને જ, નહિ કે મૂર્તિઓને લીધે. જનસમાજમાં તેમજ ઇતરધર્મી વિદ્વાન્ વર્ગમાં પણ જો જૈન ધર્મ વિશે કંઈ ખ્યાલ થયો હોય તો તે જૈન ધર્મ ઉપર લખાયેલાં પુસ્તકોથી, નહિ કે મૂર્તિઓ ઉપરથી. શિલાઓ, સ્તૂપો કે સ્તંભો હોય તે મનુષ્યોને ખબર આપતાં નથી કે અમને અમુક રાજાઓએ કે શ્રીમંતોએ બનાવ્યાં છે, પણ તેની સાથે જો લેખો લખેલા હોય છે તો તે લેખો મનુષ્યને માહિતી આપે છે. પાલીતાણા, ગિરનાર કે બીજાં સ્થાનો ઉપર લોકો ચૈત્ય, દેવાલય કે મકાનો બંધાવે છે, તેમાં પોતાના શિલાલેખો કોતરાવતા કે લખાવતા જાય છે. તે ઉપરથી વાંચનાર વર્ષ, ખર્ચ, કે બંધાવનાર વિગેરેનો ખ્યાલ બાંધે છે. પણ જો તે લખાણમાં કંઈ ન્યૂનતા હોય છે તો મનુષ્યો તે ઇમારત ઉપરથી કંઇ સમજી શકતા નથી. વસ્તુ એ છે કે ઉપકારક હોય તો તે અક્ષર છે, પણ મૂર્તિ નથી. અલબત્ત, બન્ને જડ છે, પણ આત્માને જ્ઞાન થવામાં અક્ષરો અર્થસૂચક છે, પણ મૂર્તિ–પ્રતિમા કે ચૈત્ય અર્થસૂચક નથી.

કેટલાક જૈન નિર્ગ્રન્થો એવું કહે છે કે અક્ષર જેટલી જ મૂર્તિ ઉપકારક છે; તો પછી એકલી મૂર્તિ બસ નથી? પુસ્તકોની શી આવશ્યકતા છે? પણ વસ્તુતઃ પુસ્તકોએ જ જૈન દર્શન વિશે માહીતી

આપી છે અને પુસ્તકોએ જ જણાવ્યું છે કે તીર્થંકરો થયા છે. તેમણે અહિંસા, સત્ય, અચૌર્ય વિગેરે નિયમો સ્વીકારવાથી ધર્મ થઇ શકે છે તેવું સમજાવ્યું છે, પણ મૂર્તિ લેશ માત્ર સ્વરૂપ કે વસ્તુને સમજાવી શકતી નથી. આ ઉપરથી સહજ સમજાશે કે અક્ષરની કોટિમાં જે મૂર્તિને ગણવામાં આવે છે તેનો અર્થ કાંઇ નથી. અક્ષર વાંચવાથી મનુષ્ય જ્ઞાન પામી શકયો છે, પણ મૂર્તિથી મનુષ્ય કયારેય જ્ઞાન પાસે જઈ શકતો નથી. આ ઉપરથી એટલું જ કહેવું બસ થશે કે મૂર્તિ ઉપકારક નથી પણ અક્ષર ઉપકારક છે.

મૂર્તિવાદથી જૈન ધર્મને ખરેખર લાભ ન થતાં નુકસાન જ થયું છે. આજે સ્થળે સ્થળે નવીન મંદિરો અને દેવાલયો બંધાતાં જાય છે, તોપણ જૈન સમાજની સંખ્યા ઘટતી જાય છે. અશોકના વખતમાં જૈનોની કરોડોની સંખ્યા હતી તે ઘટીને હેમચંદ્રાચાર્યના વખતમાં ક્રમશઃ ઓછી થઈ અને સમ્રાટ્ અકબર અને હીરવિજયસૂરિના વખતમાં તો એકદમ ઘટી ગઇ હતી. ત્યારપછી આજે જુઓ તો જૈનોની દસથી બાર લાખની સંખ્યા છે. કયાં ચાલીસ કરોડ અને કયાં દસ બાર લાખ જૈન? ઠેકાણે ઠેકાણે મૂર્તિની સ્થાપનાથી જૈનોની સંખ્યામાં વધારો થયો છે કે ઘટાડો? કેટલાક જૈનો બૂમ મારે છે કે આદિનાથ કે પાર્શ્વનાથ કે શ્રી વર્ધમાનની પ્રતિમાની સ્થાપના પોતાના ગામમાં થઇ ત્યારથી ગામમાં જૈનોની સંખ્યા ઘટતી જાય છે, કોણ જાણે મૂળ નાયકનું મુખ કેવી દિશામાં રાખવું જોઇએ ને કઇ દિશામાં થઈ ગયું છે કે સ્થિતિ સુધરતી નથી. વસ્તુ એ છે કે મૂર્તિવાદથી જૈનોની સંખ્યાની તરફેણમાં કંઈ પરિણામ આવ્યું નથી, પણ વિરૂદ્ધમાં આવ્યું છે. આ વસ્તુનો ઉપલક દૃષ્ટિથી નહિ પણ ઊંડાણથી વિચાર થાય તો જણાશે કે મૂર્તિની શરૂઆતથી જ હિંસા માર્ગ વધી પડયો છે. એકલી હિંસા જ વધી નથી પણ અસત્તનું વહેણ પણ અતિશય

વધી પડ્યું છે. જૈન ધર્મનું મૂળ ફરમાન હિંસા ન કરવી અને અસત્ય ન વદવું એ છે, તેને બદલે છડેચોક મૂર્તિવાદીઓ હિંસાને આગળ કરી રહ્યા છે અને તેને સત્ય ઠરાવવા અસત્ય બોલી રહ્યા છે. આજે તેઓના દિલમાં એવો ભય પેસી ગયો છે કે રખે મૂર્તિને કોઇ ખોટી ઠરાવે! જો મૂર્તિને સ્થાન નથી એમ સાબીત થાય તો તેમનું સ્થાન પણ રહે નહિ. આથી મૂર્તિપૂજા વિરૂધ્ધમાં કોઇ જરા પણ ઉચ્ચાર કરે છે તો તેઓ એકદમ ત્રાટકી ઉઠે છે અને ગમે તેવા પુરાવા ઊભા કરે છે.

મૂર્તિપૂજાની તરફેણમાં જે પુરાવા ઊભા થાય છે તેમાં કાંઇ વજુદ હોતું નથી, ઉલટું પરિહાસ થાય તેવી બાબતો ઊભી કરે છે. મૂર્તિને ટકાવવા બે અનર્થો ઊભા કરવામાં આવ્યા છે: એક અર્થહીન અગણિત હિંસા અને બીજું નાહક ધનનો દુર્વ્યય. આ બે વસ્તુથી જૈન અનુયાયીઓ કેવળ અવિચારના માર્ગે ઊતરી પડ્યા જણાય છે. સાચા વિચારકો એટલે જેમને જીવનમાં જૈન દર્શનથી સત્ય વસ્તુ સમજાઇ છે તેવા વિચારશાળી મનુષ્યો બનતાં સુધી હિંસાને માર્ગે જતા નથી; તેમ છતાં હિંસા કરવી પડે તો તે ઉપયોગ સિવાયની અનર્થ હિંસામાં પડતા નથી; જ્યારે મૂર્તિ પાછળ નકામી–અર્થહીન હિંસા જૈન સમાજ કરી રહ્યો છે, ને અગણિત જલ, અગ્નિ, વાયુ અને પુષ્પો વિગેરેનો ઘાણ કાઢી રહ્યો છે. એક તિથિના દિવસે શ્રાવકો વનસ્પતિનો–શાકના આહારનો જ્યારે ત્યાગ કરે છે ત્યારે તે જ ઉત્તમ તિથિના દિવસે એ મૂર્તિ ઉપર અગણિત પુષ્પોના હાર ચડાવે છે. જો શ્રાવકને એવી તિથિના દિવસે શાકાહારનો ત્યાગ કરવાનું યોગ્ય લાગે છે તો પછી એ મૂર્તિ કે જેમાં સંપૂર્ણ વીતરાગનું આરોપણ કર્યું હોય છે તેને એવાં પુષ્પો ઉપર દયાનો ભાવ લાવવા આરોપણ નહિ કરવું જોઇએ? શું એ મૂર્તિગત પ્રભુ એવા પુષ્પહાર અને માનપાનના લાલચુ છે કે તેને ત્યાગ ગમતો

નથી? પ્રભુની ખાતર અગણિત હિંસા થાય છે તેમાં શું પ્રભુ ખુશ થતા હશે? એ પ્રભુ પાછળ અઢળક દ્રવ્યનો વ્યય કરવામાં આવે છે તેમાં પ્રભુને કેટલો લહાવો પહોંચતો હશે? જૈન નિર્ગ્રન્થો બલ્કે ચારે તીર્થો આ મૂર્તિપૂજા માત્ર બાલ-ચેષ્ટા છે એમ ક્યારે સમજતા થશે? જેઓ જૈન શાસ્ત્રને નીચોવીને જૈન રહસ્ય પીધાનો એકરાર કરે છે અને સમ્યક્ત્વને પામ્યાનું જગતને જણાવે છે તે જ લોકો પ્રભુ આગળ નાચે છે, મૂર્તિને શણગારે છે, શોભાવે છે; પણ એ બધું બાળકની રમત માફક માની પ્રભુના એક તારમાં તેઓ ક્યારે આવશે?

**દેવદ્રવ્ય**

જૈનો પ્રભુના નામે પ્રભુના ભંડારમાં પુષ્કળ દ્રવ્ય ભેગું કરે છે, જે દ્રવ્યને દેવદ્રવ્ય કહેવામાં આવે છે. નિધિ દ્રવ્ય, મંગલ દ્રવ્ય, શાશ્વત દ્રવ્ય વિગેરે નામોથી તે દ્રવ્યને ઓળખાવવામાં આવે છે. પ્રભુ એ એ દ્રવ્યનો ઉપયોગ ક્યારે પણ કર્યો છે? શું આ રમત સ્વાર્થની કે અન્યદર્શનીની નકલ નથી? પ્રભુની પ્રતિમા ઉપર લાખો રૂપીઆના મુકુટો ચડાવવામાં આવે તેથી શું પ્રભુ વધારે સારા દેખાતા હશે? એ ધનને નિધિ દ્રવ્યમાં દાખલ કરવામાં આવે છે તેના કરતાં એ ગરીબોના હિતાર્થે વપરાય તો શું ખોટું? પ્રભુને તેની જરૂર નથી પણ ગરીબ જીવોને તેની જરૂર છે. જેને જે વસ્તુનો ખપ નથી તેના નામે ગમે તેટલા ધનના ઢગલા કરવામાં આવે તો તે ફોકટ છે. કેટલાય લોકો અન્નવસ્ત્ર વગર દુઃખી થાય છે, તેમના માટે એ ધન વપરાય તો તેથી સારો બીજો કયો વિનિયોગ હોઇ શકે? એ દ્રવ્યનો ગમે તેવો ઉંચો ઉપયોગ કરો પણ એ દ્રવ્ય પ્રભુને થોડું પણ પહોંચવાનું નથી, પણ તેના બદલે અનેક સ્વાર્થી જનો તેનો ઉપયોગ કરતા હોય છે, અને પછી તેમાંથી તકરારો પણ ઉઠે છે. પુણ્ય થાય કે સાચા આત્માઓ આશીષ આપે તેવા સ્થાનમાં એ શાશ્વત દ્રવ્યનો ઉપયોગ થતો નથી. અંગાદિ

શાસ્ત્રગ્રંથોમાં જિન દ્રવ્યનો વિષય જરા પણ આવતો નથી, જો કે હરિભદ્રસૂરિ તેમના 'સંબોધ પ્રકરણ'માં એ વિષય ઉપર ઘણું લખી ગયા છે. તે કહે છે કે "वुड्ढंतो जिणदव्वं तित्थयरत्त लहइ जीवो, "रक्खतो जिणदव्व परित्तससारियो भणिओ." અર્થાત્–જિનદ્રવ્યને વધારતો જીવ તીર્થંકરપણું પામે છે, તેમજ જિનદ્રવ્યને સંભાળતો જીવ અલ્પ સંસારી થાય છે. આવા આવા શ્લોકો હરિભદ્રસૂરિ કહી ગયા છે, જેનાથી સમાજ જિનદ્રવ્ય કે શાશ્વતદ્રવ્યને અંગે ગમે તેમ બોલે છે, ને અજ્ઞાન વર્ગને ખોટો દમ આપી હેરાન કરે છે. એટલે તેમાંનું થોડું પણ તથ્ય નથી. એમાંની લેશ પણ વાત મૂળ ગ્રંથોમાં કહી નથી. હરિભદ્રસૂરિથી ચૈત્ય નિમિત્તે આવી ભૂલવણી ચાલી છે, ત્યારપછી તેના ચીલે ચીલે અનેક આચાર્યો તે વસ્તુનો વધારો કરી ગયા છે, પણ તે વસ્તુનો સુધારો કર્યો નથી. હરિભદ્રસૂરિ પોતે બ્રાહ્મણ જાતિના હતા ને જૈન ધર્મમાં દીક્ષિત થયા હતા, એટલે પોતાની જાતિના અને જન્મના સંસ્કારો જે હતા તે જૈન દેવને વિષે પરોવી દીધા છે. પ્રથમ જે જિનદ્રવ્ય માટે શ્લોકો બતાવ્યા છે તેમાં જ પાછળથી તે કહે છે કે 'भक्खंतो जिणदव्व क्षणत ससारियो भणिओ' અર્થાત્–જિન નિમિત્ત એકત્ર કરેલું દ્રવ્ય જે ખાય છે તે અનંત સંસારી થાય છે. જે સાધુઓ જિનને નિમિત્તે ભેગું કરેલું દ્રવ્ય વાપરતા તેઓ બધા અનંત સંસારી થયા હશે? ફક્ત જિન દ્રવ્ય વાપરતાં જો અનંત સંસાર બાંધે તો પછી અસત્ય બોલતાં અને ખોટો ઉપદેશ આપતાં ઉપદેશકો કેટલો સંસાર બાંધે? આજે જ દેવદ્રવ્યનો કેટલાય લોકો ઉપયોગ કરી રહ્યા છે. ભક્ત પોતે દેવને દ્રવ્ય ચડાવે છે પછી તે દ્રવ્યને તે ભક્ત વાપરે તો અનંત સંસાર વધારે, એવું સૂત્ર કયા સિદ્ધાંતમાં છે વારૂ? લોકોને ડરાવવા માટે પોતાને ફાવે તેવી રચનાઓ આ પ્રમાણે થતી રહી છે. જૈન દર્શનમાં મૌલિક રચનાઓ પછી અગણિત ગ્રંથો ઊભા થયા છે, જેમાં ભાષ્ય, ચૂર્ણિ, અવચૂરિ, નિર્યુક્તિ, ટીકા અને તે ઉપરાંત અનેક છૂટક છૂટક

ગ્રંથો છે. તેમાં મૂળ વચનોનો વિરોધ કરે તેવાં વિધાનો અનેક સ્થળે કરવામાં આવેલાં હોય છે. મૂળ રચનામાંનું વચન જુદું અને ટીકાકારનું જુદું એમ હોય છે. એવી રીતે વિરોધાત્મક વિધાનો જણાય ત્યારે કોને માનવું કે કોને વ્યાજબી ગણવા અને કોને ખોટા કહેવા એ પ્રશ્ન ઊભો થાય છે.

શ્રીમાન્ હરિભદ્રસૂરિએ 'સંબોધ પ્રકરણ'માં ચૈત્યને અંગે અનેક ઉલ્લેખો કર્યા છે ને એ વાતને ત્યારપછીના બધા ગ્રંથકારો વધારે ને વધારે વણતા ગયા છે. સત્ય અપ્રિય હોય તો લોકોને નથી ગમતું, અસત્ય પ્રિય હોય તો તે લોકોને ગમે છે. શ્રીમાન્ વર્ધમાનનાં ઉપદેશસૂત્રો કેવળ અહિંસા અને સત્યથી ભરપૂર છે તથાપિ લોકોનું દિલ ત્યાં ઠરી શકતું નથી. તેના જ અનુયાયીઓ તેની મૂર્તિની આગળ અગણિત હિંસા કરી રહ્યા છે, અને ગાનતાન ચલાવી રહ્યા છે, છતાં લોકોને પૂછો તો કહેશે કે તેમાં આનંદ બહુ આવે છે. હિંસામય પ્રવૃત્તિ કરતાં આખી રાત્રિ ગાળવામાં આવે તોપણ ઉજાગરાનું દુ:ખ લાગતું નથી, પણ શાંતપણે ધ્યાનસ્થ રહેવાથી વખત જતો નથી એમ લાગશે. વસ્તુ એ છે કે લોકોને હિંસામય પ્રવૃત્તિ કરવી ગમે છે, પરંતુ અહિંસાની પ્રવૃત્તિ કરતાં તેઓ શ્રમિત થઇ જાય છે.

શાસ્ત્રકારોએ પુણ્યબંધને અંગે દેવગતિ અને નરકગતિને લગતી અનેક કથાઓ કહી છે, પણ જેમ શ્રીમાન્ હરિભદ્રસૂરિ ચૈત્યનું ધન વધારવામાં ને ભક્ષણ કરવામાં પુણ્યપાપ બતાવી રહ્યા છે તેમ શાસ્ત્રમાં કોઇ જગાએ ઉલ્લેખો મળતા નથી. હરિભદ્રસૂરિએ પોતાની જવાબદારી સાથે એ વિષય ગમે તેમ ચર્ચેલો હોય પણ તેનું પરિણામ શું આવશે તે વિચાર્યું હોય એમ જણાતું નથી. શાસ્ત્ર ઉપર પગ મૂકી ચાલવું એ કેટલું ઉત્સૂત્ર છે એ સમજી શકાય તેવો વિષય છે. સિદ્ધાંતો કે જે સર્વ શ્વેતાંબરોને માન્ય છે તેમાં કોઈ જગાએ શ્રાવકોએ ચૈત્યો કરાવ્યાં હોય, તેને અંગે દેવદ્રવ્ય વધાર્યું હોય કે

તેમ કરવા કોઈ મહાપુરુષે બોધ આપ્યો હોય તેમ જણાતું નથી. રાજપ્રશ્નીય ઉપાંગ જુઓ, તેમાં જે પરદેશી રાજા સૂર્યાભદેવ થાય છે, તેણે શ્રી. કેશીકુમાર શ્રમણ પાસે કેશીકુમારના કહેવાથી કહ્યું કે 'હે પ્રભો ! હું અરમણિક નહિ થાઉં, તેમજ આપના ઉત્તમ ઉપદેશને ભૂલી નહિ જાઉ; ઉપરાંત મારા રાજ્યનો ચોથો ભાગ લોકોના ઉપયોગમાં વાપરીશ. મારા હૃદયમાં લોકો માટે અપાર દયા ઉત્પન્ન થઇ છે તેથી તેમ કરવા પ્રયત્ન કરીશ.' આ સ્થળે તેણે ધનનો ઉપયોગ લોકહિતાર્થે કર્યો કે અર્થવિનાના ચૈત્યને માટે કર્યો? જો તે વખતે આજની માફક ધન વપરાતું હોત તો તે રાજા તેમાં વાપરત કે નહિ? આ સ્પષ્ટ સમજાય તેવો વિષય છે. તે વખતે કેશીકુમાર સ્વામી કંઈ પણ બોલ્યા નથી પણ મૌન રહ્યા છે. લોકના સુખનો ખ્યાલ કરવો ને તન અને ધનથી બનતી મદદ કરવી એ ગૃહસ્થનો વિષય છે. એ જગાએ જો સાધુ–અણગારનો એ વિષય હોત તો અવશ્ય શ્રી કેશીકુમાર સ્વામી બોલ્યા હોત. આથી કહેવાનું તાત્પર્ય એ છે કે એ રાજાએ ધનતૃષ્ણા ઘટાડીને લોકહિતનો પૂરતો વિચાર કર્યો કે લોકને શું જોઇએ છે. એ મંગલ દ્રવ્ય જો તેણે ચૈત્ય માટે ઉપયોગી ધાર્યું હોત તો તેમ તેણે કર્યું જ હોત.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે ચૈત્ય અંગે જે વિધાન કરવામાં આવે છે તે અનર્થ અને હિંસાનો વિષય છે. અંગ ઉપાંગો તેનો વિરોધ કરી રહ્યાં છે, એટલું જ નહિ પણ મહાનિશીથ સૂત્ર કે જેને શ્વેતાંબરો માન્ય રાખી રહ્યા છે તે પણ ચૈત્યની વિરૂદ્ધમાં પ્રકાશ નાંખે છે. શ્વેતાંબરો જો અંગ ઉપાંગ ને મહાનિશીથને માનતા હોય તો અવશ્ય તેના વચનને તેમણે માન્ય રાખવું જોઇએ. પરંતુ તેઓ તેની તરફ નજર નાંખવા પણ ઇચ્છતા જણાતા નથી. વૈષ્ણવો ફૂ઼ણનાં તુલસી સાથે લગ્ન કરાવે છે, અને અનેક અવિધેય વિધાનો કરે છે. ત્યારે જિનના અનુયાયી પરમ ભક્તો તીર્થંકરની પ્રતિમાને વરરાજાની જેમ સ્ત્રીઓ પાસે પોંખાવે છે, અને ઓવારણાં પણ લેવડાવે છે.

કેટલીક બાબતોમાં હિંસા અને ખર્ચમાં તો જૈનો વૈષ્ણવો કરતાં પણ વધી જાય છે. જૈનોના દેવ વીતરાગ છે અને તેમને આવું કંઈ પણ ખપે નહિ, એમ સમજવા છતાં જૈનો આટલી હદે જઈ રહ્યા છે.

**ચૈત્ય સામેનો પુરાતન વિરોધ**

ચૈત્યનો વિરોધ આજે જ થાય છે કે પહેલાં પણ વિરોધ હતો? મહાનિશીથનાં છ અધ્યયન છે ને તેના ઉપર બે ચૂલિકાઓ છે, એમ એકંદરે આઠ અધ્યયનો છે. તેના પાંચમા અધ્યયનમાં ચૈત્યો કરાવવાથી તેની પાછળ હિંસા થાય છે ને ઈંટો, ચુનો, ભઠ્ઠી વિગેરે કરાવવાં પડે છે વિગેરે બાબતો પણ બતાવી છે. તે વખતે ચૈત્ય ને દેવદ્રવ્યનો ઉપયોગ સાધુ કરતા હતા તે લોકોને રૂચતું નહોતું, નહિતો ચૈત્ય બનાવવામાં પાપ થાય છે એમ શા માટે કહે? તેઓ કહે છે કે શ્રીમાન્ 'દેવર્દ્ધિ' ગણીએ સૂત્રો પત્ર ઉપર લખ્યાં અને તેઓ સ્વર્ગમાં ગયા, ત્યારપછી એક પૂર્વની વિદ્યા વિલય પામી. ત્યારબાદ કેટલાક આચાર્યોએ મળી આ મહાનિશીથ સૂત્ર લખ્યું છે. દીપવિજય કવિરાજે એ આઠ અધ્યયનનો સંક્ષેપમાં સાર લખ્યો છે, જોકે હુંડી એવું તેનું નામ લખ્યું છે. તેમાં તે જણાવે છે કે શ્રીમાન્ દેવર્દ્ધિ ગણી અને સત્યમિત્રસૂરિ જે એક પૂર્વધર હતા તે સ્વર્ગે ગયા પછી હરિભદ્રસૂરિ, સિદ્ધસેનસૂરિ વૃદ્ધવાદી, યક્ષસેન, દેવગુપ્ત, યશોવર્ધનના શિષ્ય રવિગુપ્ત, નેમિચંદ, જિનદાસગણી પ્રમુખ પુરૂષોએ લખતાં લખતાં કાંઈ તફાવત લાગ્યો હોય તો પ્રથમ થઈ ગયેલા કેવળીઓ ને મહાપુરૂષોને ભળાવ્યું છે. અર્થાત્ તેમણે (હુંડી લખનારે) પ્રતિમાના ઉત્થાપકોને ગાળો દીધી છે તોપણ તે માટે જે પાપ થાય છે તે પણ તેમણે જણાવ્યું છે. વસ્તુ એ છે કે મહાનિશીથ સૂત્ર માટે મૂર્તિપૂજકોનો આગ્રહ બંધાઈ ગયો છે, પણ તેમાં શું કહેલું છે તે વાત કોઈ જોતું નથી. મહાનિશીથના પાંચમા અધ્યયનમાં નિર્ગ્રન્થ-ધર્મ વિષે ઘણું સારૂં લખ્યું છે. જેમ અંગાદિ મૂળ સૂત્રોમાં ધર્મ સમજાવ્યો છે તે જ પ્રમાણે એમાં મુનિ-

ધર્મ સમજાવ્યો છે. તેમાં એક જગાએ આચાર્યના ગુણની વ્યાખ્યા કરતાં નામઆચાર્ય, સ્થાપનાઆચાર્ય અને દ્રવ્યઆચાર્યને વર્જવાનું કહ્યું છે, પણ ભાવઆચાર્યને સેવવાનું કહેલું છે. તે વખતે આચાર્યોએ કેવું સ્વરૂપ લીધું હશે તે સમજાવવાનો આશય તે ઉપરથી સ્પષ્ટ દેખાય છે. અર્થ એ છે કે જે આચાર્ય ગુણભાવ વિના વિચરતા હોય તેમને અવશ્ય વર્જવા જોઇએ. આ રીતે ગુણ ઉપર જ ભાર મૂકવામાં આવ્યો છે, નહિ કે દ્રવ્ય ઉપર. એમ જ શ્રી આનંદઘને ૧૧ મા સ્તવનમાં અધ્યાત્મ વિશે વિચાર કરતાં "નામ અધ્યાત્મ, ઠવણ અધ્યાત્મ, દ્રવ્ય અધ્યાત્મ છંડો; ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે તો તેહસું રઢ મંડો; શ્રી શ્રેયાંસજિન અંતરજામી" એમ નામ સ્થાપના ને દ્રવ્ય અધ્યાત્મને છોડવા કહ્યું છે ને ભાવ અધ્યાત્મ ઉપર ભાર મૂક્યો છે. જેઓ નામ, સ્થાપના અને દ્રવ્ય ઉપર લોકોનું દિલ દોરવા ઇચ્છે છે તેમને ઉપરના કથનથી સમજાશે કે નામ, સ્થાપના ને દ્રવ્ય કોઈ રીતે હિતકારક નથી. એક માત્ર ભાવ જીવને સુખ આપનાર છે. છતાં લોકો સ્થાપના પાછળ પડયા છે તે શું અર્થને પામી શકે છે? વસ્તુતઃ એ લોકો મૂળ અર્થથી ભ્રષ્ટ થાય છે, ને નવનીત મૂકી છાશમાં મન પરોવે છે.

## સાવદ્યાચાર્યનું દૃષ્ટાંત

મહાનિશીથના પાંચમા અધ્યનમાં ગૌતમ સ્વામી પૂછે છેઃ से भयवं जेणं केई आयरिए वा×××इणमो निग्गथ पावयण अन्नहा पन्नवेज्जा सेणं किं पावेज्जाः गोयमा जं सावज्जाऽऽयरिण पाविय. અર્થાત્–હે ભગવન્! કોઇ પણ આચાર્ય વા ઉપાધ્યાય કોઇ પણ સંબંધના લીધે નિર્ગ્રન્થ સિદ્ધાંતની અન્યથા પ્રરૂપણા કરે તો તે શું પ્રાપ્ત કરે? પ્રભુએ કહ્યું છે કે, જેવું સાવદ્ય આચાર્ય પામ્યા તેવું તે પામે.

એ આચાર્ય શું પામ્યા તેના ઉત્તરમાં મહાનિશીથમાં ભગવાન્ કહે છે કે—આજે હું (મહાવીર) જેમ તીર્થંકર છું તેમ તે ધર્મ નામે તીર્થંકર ઋષભદેવની પહેલાં અનંત ચોવીશીમાં કોઇ વખતે થઈ ગયા છે. 'तस्सय तित्थे सत्त अच्छेरग पमुए' તે તીર્થંકરની વખતે સાત આશ્ચર્ય ઉપજ્યાં હતાં. તેમાં એક આશ્ચર્ય એ ઉપજ્યું કે અસંયત જનોની પૂજા થઇ, સત્કાર સન્માન થવા લાગ્યાં, લોકો તેમાં આસક્ત થવા લાગ્યા, ને મિથ્યાત્વના પટલમાં વધારે ને વધારે ડૂબવા લાગ્યા. 'तेणं काल तेण समएण अमुणिय समय समावेहिं तिगारव मइरा मोहिएहिं × × × सड्ढाइणं सयासाउ दविण जाय पडिगाहिय.' અર્થાત્—તે વખતે અમુનિના સ્વભાવવાળા આચાર્યો ત્રણ ગર્વરૂપ મદિરાપાનથી ચકચૂર થએલા (માત્ર નામના જ આચાર્યો) શ્રાવકો પાસેથી દ્રવ્ય યાચવા અને ગ્રહણ કરવા લાગ્યા. 'थभ सहस्सुसिए सकसकि ममतिए चेइयालये कारविऊण ते चेव दुरत पंत लक्खणाह माहमेहिं आसाइए × × ×' અર્થાત્—એ શ્રાવકો પાસેથી ધન લેનાર આચાર્યો હજારો સ્તંભ જેમાં આવ્યા છે તેવાં શિખરબંધ દહેરાં કરાવી પોતપોતાનાં કહી તેમાં રહેવા લાગ્યા. દુષ્ટ લક્ષણવાળા ને અધર્મ સ્વભાવવાળા આવું કાર્ય કરે છે. તેઓ પોતાનું બળ, વીર્ય, પરાક્રમ બંધ કરી અનિત્ય વિહાર છોડી શિથિલ થઈ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે ને રહે છે. 'परिचियाण इहलोग परलोगवाय अगीकाऊणय सुदीए संसार तेसु चेव मढदेवउलेसु अच्चत्तं गहिरे मुच्छिरेह ममीकारा अहक्कारेहिणं अभिभूए × × विचित्तमल्ल दामाहिणं देवअच्चेणं काउं × ×' અર્થાત્—આ લોક અને પરલોક સંબંધી વિચાર મૂકી દઇને અતિશય દીર્ઘ સંસારને કરવા તેઓ પોતાના મઠ ને દેવકુલ (દેરાં) માં ગૃદ્ધ થઈ પડ્યા ને વિવિધ પુષ્પોની માલાથી પ્રતિમાની અર્ચા—પૂજા કરવામાં પોતાનો વખત ગાળવા લાગ્યા. ટૂંકમાં કહીએ તો સિદ્ધાંતના સારરૂપ તીર્થંકરના નીચેના વચનને બાજુએ મૂકી તેઓ વિચારતા હતા. 'सव्वे जीवा सव्वे पाणा

सव्वे भूया सव्वे सत्ता ण अज्जावेयव्वा ण परियावेयव्वा ण परिघेतव्वा ण विराहेयव्वा ण किलामेयव्वा ण उद्दवेयव्वा जे केई सुहमा × × ×' અર્થાત્—સર્વ પ્રાણી, સર્વ ભૂત, સર્વ જીવ, સર્વ સત્વોને ઈજા કરવી જોઈએ નહિ, પરિતાપના કરવી ઘટે નહિ તથા વિરાધના—ત્રાસ ને દુઃખ આપવું જોઈએ નહિ, પછી તે જીવો સૂક્ષ્મ હોય કે બાદર, ત્રસ હોય કે સ્થાવર, અપર્યાપ્ત હોય કે પર્યાપ્ત, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચતુરિન્દ્રિય કે પંચેન્દ્રિય હોય. એમ ત્રિવિધ યોગ ને ત્રિવિધ કરણથી મુનિએ વર્તવું જોઈએ. આ પ્રભુની આજ્ઞા હતી, છતાં તે વખતે તે મુનિઓએ આજ્ઞા માની ન હતી, ને ઇચ્છા પ્રમાણે વર્તતા હતા. એટલે તે વખતે સાધુ—સાધ્વીઓ લિંગ—વેશધારી હતાં અને આચાર્યો પણ નામના હતા.

'एव गोयमा तेसिं अणायार पवित्ताणं वहुणं आयरिय मयहरादिण एगे मरगय, छवि कुवलयप्पहाहिणे अणगारे महातवस्सी अहेसी × × ×' અર્થાત્—આમ ઘણા સ્વચ્છંદી, અનાચારમાં પ્રવર્તતાં સાધુ—સાધ્વીઓ હતાં, તેમાં એક કુવલય (કમલ)ની પ્રભા સમ પ્રભાવાળા ને મરકતની જેમ કાંતિવાળા કમલપ્રભાચાર્ય હતા. તે મહા-સમર્થ હતા, ને જીવાદિ પદાર્થના જ્ઞાનમાં નિપુણ હતા. ઉપરાંત સંસારમાં ભટકવાના કારણથી અત્યંત ત્રાસ પામતા હતા. સિદ્ધાંતની આશાતના ન થાય એનો પૂરો ખ્યાલ તે રાખતા હતા. કોઈ વખતે પણ તીર્થંકરની આજ્ઞા ઉલ્લંઘતા નહિ. શિષ્યસમુદાય સાથે તે વિચરતા હતા અને રાગ દ્વેષ મોહ મિથ્યાત્વ અહંકાર વિગેરેથી દૂર રહેતા હતા. 'सव्वगुणगणाहिट्ठिय सरीरो' —સર્વ ગુણગણના અધિષ્ટાનરૂપ તે હતા. અનેક ગામ, નગર, પુર, પાટણમાં ભવ્ય જીવોને તારતા તે વિચરતા હતા. એક વખત વિહાર કરતાં જ્યાં પેલા વેશધારીઓ હતા ત્યાં તે આવ્યા. તે વેશ-ધારીઓએ કમલપ્રભસૂરિને પ્રભાવશાળી તપસ્વી જાણી તેમનો સત્કાર કર્યો ને વંદના વિધિ કરી. ત્યારપછી તેમણે તે લિંગધારી સાધુઓને

ધર્મકથા સંભળાવી. ત્યારબાદ કમલપ્રભ આચાર્ય ત્યાંથી ઉઠતાં તે લોકોએ પ્રશ્ન કર્યો કે "भयवं जइ तुममिहइ एकवासारत्तियं चाउमासिय पउविय तो णं इथ्थं एतिगे चेइयालये भवंति नुण तुज्जा ऽणत्तिए, तं कीरइ अणुग्गह मम्हाण इहेव चाउमासिय ताहे भणिय तेणं महाणुभागेणं"—અર્થાત્—હે ભગવન્! જો આપ ઇચ્છા કરો તો અહીં આ વર્ષાકાળ ગાળવા ચાતુર્માસ કરો, જેથી અહીં કેટલાંક ચૈત્યાલય-દહેરાં થાય; માટે અમારા ઉપર મહેરબાની કરી ચાતુર્માસ કરો. ત્યારે તે આચાર્ય ઉત્તર આપે છે કેઃ—'जहा भो भो पियवए जइवि जिणालए तहावि सावज्ज मिण णऽहं वाया मित्ते णयमेयं आयरिज्जा' અર્થાત્—હે પ્રિય જન ! જેટલાં જિનાલયો - છે તે તમામ સાવદ્ય છે, તો એ સાવદ્ય કર્મ હું વાણી માત્રથી શ્રાવણ કરૂં નહિ, કરાવું નહિ, તો અનુમોદવાનું તો શી રીતે બને ? અર્થાત્ એ આચરવા-લાયક નથી.

'एव च समय सारपरं तथ्य जहाठिय अविवरीय णिसकं माणेणं तेसिं मिच्छदिट्ठिलिंगिणं साहुवेसधारिणं मज्झे गोयमा! आसकलियं तिथ्थयर नामकम्म गोयं' અર્થાત્—હે ગૌતમ ! સિદ્ધાંતમાં પણ શ્રેષ્ઠ ને જેવું છે તેવું વચન તે કમલપ્રભાચાર્યે સાધુવેશને ધરનાર ખોટા વેશવાળા સાધુની મધ્યે બોલવાથી તીર્થંકર નામ કર્મગોત્ર ઉત્પન્ન કર્યું. 'तेण कुवलयापमेणं एगभवाऽवसेसी कओ × × ×' અર્થાત્—એટલું જ નહિ પણ તેથી તે કુવલયપ્રભાચાર્યે ભવમાં ભટકવું બંધ કર્યું, ને તેમને એક ભવ કરવાનો બાકી રહ્યો.

મહાનિશીથમાં આ જગાએ ગૌતમ સ્વામીના સામા ઉત્તર આપતાં શ્રી વર્ધમાન સ્વામીના મુખમાં એવા ઉદ્ગારો મુકાયલા છે કે તેણે ઘણો સંસાર ઘટાડ્યો, એક જ ભવ કરવો બાકી રહ્યો. પણ સૂત્રમાં કહ્યા પ્રમાણે તે લિંગી ને ખોટા વેશવાળા સાધુઓને આ વાત રૂચી નહિ; ત્યારે તેમણે શું કર્યું ? 'तेहिं च बहुहिं पावमइहिं लिंगिहिं लिंगिणियाहिं परोप्पर मेकमय काऊणं गोयमा! ताल

दाऊणं विप्पलोइयं चेव तस्स महाणुभागस्स महातवस्सिणो कुवलयप्पहाभिधाणं कवयं च से सावज्जायरियाभिहाणं × × ×' અર્થાત્–તે બધાં એકઠાં થએલાં :વેશધારી સાધુઓ તથા સાધ્વીઓએ મળી એકબીજાને તાળી આપી ને કુવલયપ્રભાચાર્યનું નામ સાવદ્યાચાર્ય પાડ્યું. ઉપરાંત બને તેટલી મશ્કરી અને ઉપહાસ કર્યો. તે સાધુ–આચાર્ય ઉત્તમ છતાં તેમની હાએ હા ન પાડી ત્યારથી તે લોકો તેમનું અપમાન કરવા લાગ્યા.

ત્યારપછી તે આચાર્ય ત્યાંથી વિહાર કરી ગયા. પણ, મહાનિશીથમાં કહે છે કે તે ધર્મથી પતિત થએલા ને માત્ર લિંગ–વેશ છે જેમનો એવા આ લોકો એવો વિચાર કરવા લાગ્યા કે શ્રાવકવર્ગ ન હોય તો સાધુઓ મઠ કરાવે, દેવલને સમરાવે .અથવા જીર્ણ હોય તો ફરીથી નવીન કરાવે, કરે, અનુમોદે તો તેમને સાવદ્ય કર્મનો દોષ લાગતો નથી. ત્યારે કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે યતિને સંયમ એ જ મોક્ષનું કારણ છે. "अन्ने भणंति जहाण पासायवर्डिसए पूया सक्कार बलविहाणाइसुणं तिथ्थथ्थपणा चेव मोक्खगमणं एवं तेसिं अविइय परमथ्थाणं पावकम्माणं जं जेणं सिढं सो तं चेव उद्दाम अस्सखलेणं मुहेणं पलवइ ××" અર્થાત્–કેટલાક કહેવા લાગ્યા કે પ્રાસાદવતંસક–શિખરબંધ દેહરાં કરાવવાથી, પૂજા સત્કાર વિગેરે વિધાનોથી, ને તીર્થની સ્થાપના કરવાથી મોક્ષમાં જવું થાય છે; જેમને પરમાર્થની સમજણ નથી એવા આ લોકો પાપકર્મ કરવામાં લગામ વિનાના અશ્વની માફક દોડતા હતા, જેમ જેને ફાવે તેમ તે લોકો બોલતા હતા. 'णथ्थि य कोइ तथ्थ आगमकुसलो तेसिं मज्झे' અર્થાત્–તેમાં કોઇ આગમનો અભ્યાસી ન હતો.

સૂત્રકાર દેરાસર કરવામાં કેટલું પાપ છે તે બતાવ્યા પછી તે સાવદ્યાચાર્યને સાધ્વી પાસે ચરણસ્પર્શ કરાવે છે, અને તેને અંગે સાવદ્યાચાર્ય એ પાપી લોકોમાં મશ્કરી થશે એમ માની પોતાના બચાવ અર્થે ભાષાનો પલટો કરે છે, તે પણ બતાવવા પ્રયત્ન કરે છે.

સંક્ષેપમાં કહીએ તો—"एगाए अज्जाए सायतं × तव चरण सोसिय सरीरं × अच्चंत तवस्सिरिए दिप्पंतं सावज्जाऽऽरियं पेच्छिय सुविम्हियं × × × × एसत्ति चिंतिऊणं भक्तिभरनिब्भरा आयाहिणं पयाहिणं काऊणं उत्तिमंगेणं संघट्टेमाणी झटति निवडिया चरणेसु गोयमा !" અર્થાત્–તે વેશધારીમાંની એક આર્યા તે સાવદ્યાચાર્યનો, તપ અને ચારિત્રથી શરીર શોષાયા છતાં સૌંદર્યવિશિષ્ટ દેહ જોઇને વિસ્મય પામી મનમાં ચિંતવવા લાગી કે અહો, આ કેટલું બધું આશ્ચર્યજનક સૌંદર્ય છે, દેવોને પણ વંદનીય છે. એમ હૃદયમાં ચિંતન કરતી ભક્તિના નિર્ભરથી ઉભરાતી એકદમ સાવદ્યાચાર્ય પાસે આવી, આદક્ષિણા પ્રદક્ષિણા કરતાં તેણે પોતાના મસ્તકનું સંઘર્ષણ તેમના બે પગ વચ્ચે કર્યું, અર્થાત્ તે સાધ્વીએ પોતાનું મસ્તક તેમના પગમાં મૂકી વંદના કરી.

"तस्स सावज्जायरियस्स दिठोय सो तेहिं दुरायारेहिं पयपणमिज्जमाणो अन्नयाण सो तेसिं तथ्थ जहा जगगुरुहिं उवइठ × × × ×" તે સાવદ્યાચાર્યને સ્પર્શ કરી વંદના કરતી સાધ્વીને સઘળા વેશધારીઓએ જોઇ. ત્યારપછી તે આચાર્યે જગતગુરૂ તીર્થંકર જેમ ઉપદેશ આપે તેમ આપવો શરૂ કર્યો. સત્ય હતું તે જ આચાર્યે કહ્યું. દૂધ–દહીનું સાર જેમ માખણ છે તેમ અગીઆર અંગ, ચૌદ પૂર્વ ને બાર અંગના સારભૂત એક દયા છે, તે દયાનું સ્થાપન જે અધ્યયનમાં છે તે આ મહાનિશીથ સૂત્રનું પાંચમું અધ્યયન છે; તે અધ્યયન સર્વ પાપનું ટાળનાર છે, ને કર્મક્લેશનો નાશ કરનાર છે, એમ આ અધ્યયનનાં વખાણ કર્યાં.

'तावणं वख्खाणियं जावणं इमा गाहा जथ्थ थ्थीकर फरिसं अतरियं कारणे विउपन्ने अरहावि करेज्ज सयं तं गच्छं मूल गुण मोक्कं तओ गोयमा × × ×' અર્થાત્—જ્યાંસુધી આ ગાથા (વિષય) ચાલી ત્યાંસુધી તેમણે પ્રશંસા કરી. 'રોગાદિ ગમે તે કારણો ઉત્પન્ન થયા છતાં પ્રભુ તીર્થંકર પોતે એક વસ્ત્રને અંતરે જો સ્ત્રીના હસ્તનો સ્પર્શ કરે

તો તે ગચ્છ મૂલગુણ રહિત થાય.' આમ કહેતાં કહેતાં આચાર્ય પ્રથમ મુંઝાયા અને વિચાર કરવા લાગ્યા કે જેમ અર્થ છે એમ કહીશ તો આ લોકો મને શું કહેશે? કારણકે એ લોકોએ સાધ્વીને સ્પર્શ કરતાં જોઈ છે. એક વખત સત્ય કહેનાર તરીકે મારૂં નામ સાવદ્યાચાર્ય પાડ્યું; હવે આ પ્રસંગ પછી વળી આ લોકો શું કહેશે? બીજો વિચાર થયો કે અસત્યથી આશાતના થાય છે. ખરો રસ્તો સમજાતો નથી. અસત્ય વદવું ઘટે નહિ, કારણકે શ્રુતજ્ઞાની સાધુઓ પણ જો બાર અંગમાંથી કંઇ પદ અક્ષર માત્રા હીન કે અધિક પ્રરૂપણા કરે તો અનંત સંસારી થાય છે. માટે જેમ થવું હોય તેમ થાઓ, પણ સાચો અર્થ કહેવો જોઇએ. એમ નિશ્ચય કરી સૂત્રના અનુસારે નિર્મળ ચિત્તથી તે ગાથાનો અર્થ કહ્યો. તેટલામાં પેલા વેશધારીઓ જેમનાં હૃદય કિલષ્ટ હતાં તે કહેવા લાગ્યા કે આર્યાએ ચરણસ્પર્શ કર્યો તે શું ભૂલી ગયા? આથી સાવદ્યાચાર્ય ગભરાયા.

'सो सावज्जायरिओ चिंत्तिओ जहा मम सावज्जायरिया भिहाणं कयं इमेहिं तसा तंपि किंपि सवई काहिंति जिणंतु सव्वलोए अयुज्जो भविस्सं × × × × इतिर्चिंतिमाणो णं संभरियं तिथ्थयरवयणं' અર્થાત્—તે સાવદ્યાચાર્ય ચિંતવવા લાગ્યા કે આ લોકોએ એક વખત મારૂં નામ સાવદ્યાચાર્ય પાડ્યું અને હવે એવું જ સત્ય બોલીશ તો આ પાપી જનો મને શું કહેશે? મને તે લોકો ઘણો હલકો પાડશે અને મારાં માન-પૂજાને ઘણો ધક્કો પહોંચાડશે. એમ વિચારતાં તીર્થંકરનો ઉપદેશ તેમણે સંભાર્યો.

જે કોઇ આચાર્ય, ઉપાધ્યાય, ગચ્છાધિપતિ કે શ્રુતધર હોય તે તીર્થંકરોએ જે પાપસ્થાનકો સેવવા નિષેધ્યાં છે તેને જાણે, પણ સર્વથા આચરે નહિ, અનુમોદે નહિ, ભલું કરી માને નહિ; રાગ દ્વેષથી કે ક્રોધ, માન. માયા, લોભથી અગર પ્રમાદ અથવા અહંકારથી, દિવસ યા રાત્રિ હો, સૂતો હોય કે જાગતો હોય, સભામાં

હોય કે એકલો હોય, પણ જે સાધુ દશામાં હોય તેવા પુરુષો આવી ભૂલ કોઇ વખત કરે નહિ. તેમ છતાં જેઓ કરે છે તેઓ ( કુવલયપ્રભાચાર્ય વિચાર કરે છે કે ) નિંદાને પાત્ર થાય છે, સર્વ લોકમાં પરાભવ પામે છે, અનેક પ્રકારનાં રોગ વ્યાધિ તેને ઉત્પન્ન થાય છે. વળી તે જીવો અનંત સંસારને ફરતા આંટા મારે છે, ક્યાંય પણ નિવૃત્તિ કે શાન્તિ પામતા નથી. વીતરાગનો આવો ન્યાયયુક્ત માર્ગ કમલપ્રભાચાર્ય સમજવા છતાં પોતાને માથે આવી પડેલી વિપત્તિથી ગભરાય છે ને ચિંતવે છે કે ગૌચરીને વિષે પ્રમાદ પામેલા મને આ પાપી, અધર્મી અને નીચ વિચારના લોકોએ આ જગમાં સંકટમાં મૂકી દીધો; આ લોકમાં ક્ષેમ–કલ્યાણ થાય તેવો ઉત્તર આપી શકું તેમ નથી; પર-લોકમાં હું મંદભાગી ને પુણ્યહીન અનંત ભવની પરંપરા પામીશ.

'सो सावज्जायरिओ गोयमा! तेहिं दुरायार पावकम्म दुठ्ठसोयारेहिं जहाणं असलियरच्छरी भूओ × × × ×' અર્થાત્–હે ગૌતમ! એ દુષ્ટ આચરણવાળાઓએ એ આચાર્યને ગભરાવી મૂક્યો. તેમનું મુખ-કમળ ખેદથી કરમાઈ ગયું. ઉત્તર આપવાને ઇચ્છતા હતા છતાં તે આચાર્ય જ્યારે દુઃખથી ઉત્તર આપી શક્યા નહિ ત્યારે તે લોકો બોલ્યા કે કેમ ઉત્તર આપતા નથી? તમને સારી યુક્તિ આવડે છે તેમ જાણી અમે બોલાવેલા હતા. તેથી સત્વર ઉત્તર આપી અમારા મનનું સમાધાન કરો. વળી તેમાં એક ઉતાવળીઓ ને દુરાચારી હતો તે બોલ્યો કે આ પ્રમાણે ચિંતામાં શામાટે ડૂબી ગયા છો? ઉત્તર કેમ આપતા નથી? જે સત્ય હોય તે કહો. આ સાંભળી આચાર્ય મનમાં વિચારવા લાગ્યા કે જે સૂત્રાર્થ તીર્થંકરોએ કહ્યા છે તે અયોગ્ય તો ન જ કહેવાય. આ વખતે તેમણે એક દૃષ્ટાંત કહ્યું કે જેમ કાચા ઘડામાં નાંખેલું જળ તે ઘડાનો નાશ કરે છે તેમ સિદ્ધાંતનાં રહસ્યો કુપાત્ર આત્માને નુકસાન પહોંચાડે છે. આ પ્રમાણે કહેવાથી પાસે ઊભેલા

સાધુવેશધારીઓ ચમકી ઉઠ્યા ને બોલવા લાગ્યા કે, આ પ્રમાણે વિસંગત ભાષા કેમ વાપરો છો? બરોબર ઉત્તર ન આપી શકો તો ઉંચા આસનથી નીચે ઊતરી બેસો. દેવસ્વરૂપ જેવા આત્માને શા-માટે હલકો પાડો છો? આ પ્રમાણે તોફાની અને અપ્રિય શબ્દો સાંભળી તે આચાર્ય બહુ નાખુશ થયા, અને ગભરાઈ જવાથી પોતાનું માન સાચવવા સારૂ સંસાર દીર્ઘ થાય તેવો રસ્તો લેવો તેમણે પસંદ કર્યો.

'भणिय च सावज्जायरिएणं जहाणं उवसग्गऽववाएहिं आगमे ठिओ तुभेण जाणह, यं एगंतो मिच्छत्तं जिणाणं आणा अणागया एयं च वयणं× × ×' અર્થાત્—એ વખતે સાવદ્યાચાર્યે કહ્યું કે 'હે શ્રોતાઓ! શું તમે નથી જાણતા કે આગમમાં તીર્થંકરોએ બે પ્રકારનો માર્ગ બતાવ્યો છે? એક ઉત્સર્ગ અને બીજો અપવાદ.' આ વ્યાખ્યા સામે મહાનિશીથકાર કહે છે કે આ વચન કેવલ મિથ્યા છે અને જિનોની આજ્ઞાને આ વચન બંધબેસતું નથી. વળી તે કહે છે કે કમલપ્રભાચાર્ય આ વસ્તુ સમજતા હતા કે છકાયની હિંસા થતી હોય તેમાં ને સ્ત્રીસ્પર્શ કરવામાં બે માર્ગ છે જ નહિ. તેમાં માત્ર એક ઉત્સર્ગ (હંમેશાં ત્યાગ) માર્ગ હોય છે. આમાં અપવાદ (કોઈ મુશ્કેલી વખતે સેવવું એવો) માર્ગ છે જ નહિ. આ જગાએ સૂત્રકાર કમલપ્રભાચાર્યના કથન પ્રમાણે કહે છે કે 'તે સ્ત્રી–સાધ્વીને ભક્તિ પ્રેમ આવ્યો તેથી તેણે મારા પગનો સ્પર્શ કર્યો, તેમાં વિરોધ કે પ્રાયશ્ચિત્ત ક્યાં રહે છે?'

'निबंधिऊण अणंत ससारियत्तणं अप्पडिक्कमिऊण च तस्स पावसमुदाय महाखंध मेलागस्स मरिउणं उववन्नो वाणमतरेसु सो सावज्जायरिओ × × ×' અર્થાત્–તે આચાર્યે અનંત સંસારને બાંધ્યો, ને પોતે પાપકર્મના મોટા સમુદાય પૈકીના એક મોટા ભાગનું આલોચન ન કરવાથી વાણવ્યંતર દેવની જાતિમાં તે ઉત્પન્ન થયા. ત્યારપછી પણ સૂત્રકારના કથન પ્રમાણે તે જીવ અસત્ય સંભાષણના પરિણામે અનંત ભવ કરશે.

મહાનિશીથનો ન્યાય

કમલપ્રભાચાર્યની ઉપરની હકીકત ઉપરથી બે મુદ્દા નીકળે છે. એક તેમણે અનંત સંસાર ઘટાડી એક ભવ કરવાનો શેષ રાખ્યો હતો, બીજો તેમણે અનંત સંસાર વધાર્યો. સૂત્રકારે કમલપ્રભાચાર્યના આખા આખ્યાનમાં આ બે મુદ્દા તારવ્યા છે. લોકો તીર્થંકરની પ્રતિમાની પૂજા કરવામાં, તેને અંગે ચૈત્યો કરવાં–કરાવવાં અને અનુમોદન કરવામાં જે ધર્મ ગણી રહ્યા છે તે વાત કમલપ્રભાચાર્યના આખ્યાનથી સિદ્ધ થઇ શકતી નથી. ઉલટી વિરૂદ્ધમાં જાય છે. કમલપ્રભાચાર્યે તે વખતના વેશધારીઓ સામે સ્પષ્ટ કહી દીધું કે એ અનંત સંસાર વધારવાનો માર્ગ છે. આજના આચાર્યો, ઉપાધ્યાયો ને પંન્યાસો પોતાના હાથથી ફૂલ ચૂંટતા નથી, દેરાસર બનાવતા નથી, પણ ફૂલ ચૂંટાવવામાં, દેરાસર કરાવવામાં ને અનેક પાપમય પ્રવૃત્તિ કરાવવામાં ભાગ લે છે. શું તેમણે કમલપ્રભાચાર્યનું અધ્યયન નહિ વાંચ્યું હોય? મહાનિશીથ સૂત્ર કહે છે તે ખરૂં માનવું કે આજના કહેવાતા સાધુઓનું કહ્યું ખરૂં માનવું? આજના જૈન સાધુઓ જેઓ પૂજા–આંગી વિગેરે અનેક પ્રકારની પાપ પ્રવૃત્તિમાં અહોરાત્ર તરબોળ થઇ રહ્યા છે, તેમને વેશધારી કહેવાથી અવશ્ય ખોટું લાગે. પરન્તુ મહાનિશીથ સૂત્રે તેવાને વેશધારી કહ્યા છે, દંભી કહ્યા છે અને દુરાચારી આદિ અનેક વિશેષણોથી પ્રતિમાને સારૂ પાપપ્રવૃત્તિ કરનારાઓ પણ કહ્યા છે. આજના સાધુઓ કહે છે કે પ્રતિમાને સારૂ તે બધું કરવાથી આસ્રવ નથી પણ સંવર છે, કારણકે તેમ કરવાથી ભક્તિ થાય છે. મહાનિશીથ કહે છે કે જૈન સાધુ હિંસા કરે નહિ, કરાવે નહિ, અને કરતા પ્રત્યે અનુમોદે નહિ. સાધુઓ ફૂલ ચુંટે નહિ, ચૂંટાવે નહિ અને ચૂંટતાં ખુશી થાય નહિ. પણ આજનો સાધુવર્ગ તેથી ખુશી થાય છે. તો પ્રભુની આજ્ઞા કઇ સમજવી? કમલપ્રભાચાર્યના વખતમાં સાધુઓ ને સાધ્વીઓ બધાં એકમાર્ગી થઇ પ્રતિમાની પૂજા કરવા–

કરાવવામાં જ મશગુલ બની ગયાં હતાં, અને પોતે જુદાં જુદાં ચૈત્યોનાં માલીક થઈ પડ્યાં હતાં. એ વખતે જ કમલપ્રભાચાર્ય એ જિનલિંગીઓની સામે પડ્યા ને જૈન નિર્ગ્રંથોનો ધર્મ સ્પષ્ટ સમજાવ્યો. આજે આ પ્રમાણે કોઇ સ્પષ્ટ કહેનાર સાધુ નિકળશે ?

આજે જેમ હિંસાધર્મની વિરૂદ્ધમાં જૈનોમાં જુદા ફીરકો છે તેમ તે વખતે પણ ચૈત્યવાદની વિરુદ્ધ ઘણા લોકો હતા. તેનો પુરાવો આ મહાનિશીથ સૂત્ર છે. શ્રી વર્ધમાન સ્વામીના નિર્વાણ બાદ ચાર પાંચ સૈકા પછી ધીમે ધીમે ચૈત્યની તરફેણમાં વલણ વધતું જતું હતું, કારણકે બૌદ્ધ ધર્મની મધ્યમ માર્ગની છાયા જૈન નિર્ગ્રંથો ઉપર ઉતરી હતી. બૌદ્ધ લોકોની રીતિ પ્રવૃત્તિ અને તે તરફ ઢળતી લોકલાગણી આ લોકોને લોભાવતી હતી અને પ્રતિસ્પર્ધા કરવા ઇચ્છા ઉત્પન્ન કરતી હતી. આ લોકોએ જૈનના નાયક કે તેને લગતી કેટલીક ક્રિયા સાથે બૌદ્ધોની રીતભાત દાખલ કરી અને સગવડવાળો મધ્યમ માર્ગ ઉભો કર્યો. શ્રી મહાવીરનો કડક ત્યાગ ને ક્રિયાકાંડ તેમને આકરો લાગતો હતો, તેવામાં બૌદ્ધો તરફ તેમની નજર પડી. શરૂઆતમાં ચૈત્ય અંગે તેમની પ્રવૃત્તિઓ ને હિંસા તરફ વળતી ક્રિયાઓ થોડી હશે પણ થોડા જ સૈકા બાદ બીજમાંથી વૃક્ષ થાય છે તેમ આ ચૈત્ય પાછળ અતિશય હિંસાની પ્રવૃત્તિ વધી અને મહાનિશીથમાં જણાવ્યા મુજબ એ લોકો અનિષ્ટાચાર ને અધર્મની કોટીમાં ખપવા લાગ્યા. આગમો પત્ર ઉપર લખાયાં ત્યારે વીરનો દસમો સૈકો ચાલતો હતો, ત્યારબાદ આ મહાનિશીથ સુત્ર એક બે સૈકાને અંતરે લખાયું હોય એમ સૂત્રકાર કહે છે. પંડિત શ્રી. બહેચરદાસજીના કહેવા પ્રમાણે ચાર પાંચ કે છ સૈકા સુધી ચૈત્ય કે હિંસા સંબંધી પ્રવૃત્તિ નહોતી. કદાચ કોઈ કોઇ જગાએ હશે, પરંતુ એ વસ્તુ ધીમે ધીમે વધતાં મહાનિશીથના ઉત્પત્તિકાળે તેણે મોટું રૂપ લીધું હોય એમ મહાનિશીથ ઉપરથી જ જણાય છે.

મહાનિશીથના કથન પ્રમાણે એ હિંસાધર્મની સામે ઝુંબેશ ઉઠાવ્યાથી કમલપ્રભાચાર્યે પોતાનો સંસાર ઘટાડયો ને માત્ર એક જ ભવ કરવાનો તેમને બાકી રહ્યો. આ ઉપરથી એ સ્પષ્ટ સમજવાનું છે કે જીવોના ભવ હિંસાની વિરૂદ્ધ જવાથી ઘટે છે કે તરફદારી કરવાથી ઘટે છે ?

બીજો મુદ્દો એ છે કે કમલપ્રભાચાર્યે છટકવા માટે ઉત્સર્ગ ને અપવાદ એમ બે માર્ગની પ્રરૂપણા કરી તો તેનું પરિણામ સૂત્રકારે કેવું સમજાવ્યું છે એ આજના જૈન નિર્ગ્રન્થોએ જાણવું જરૂરી છે. હે જૈન નિર્ગ્રન્થો ! જરા વિચારીને અંતરમાં ઉતારો કે આપણે કેટલી હદ સુધી વધી જઈને ચારે તીર્થને કઈ ગતિમાં નાંખવા તૈયાર થયા છીએ. મહાનિશીથ કહે છે કે જ્યારે કમલપ્રભાચાર્યે એવી પ્રરૂપણા કરી ત્યારે તે વ્યંતરના ભવ કરવાની પરંપરામાં પડી જાય છે. પ્રતિમાની પૂજા કરવામાં હિંસા વિગેરે અનેક વાર થાય છે તે ભાષા સાવદ્યાચાર્ય કમલપ્રભાચાર્ય પાસે બોલાવી છે ને વેશધારીઓને હિસા કરતા અનાર્યમાં ગણાવ્યા છે. તેમ છતાં આજના નિર્ગ્રન્થો હિંસાનો ઉપદેશ આપવામાં જરા પણ અચકાતા નથી, તેમજ અસત્ય ભાષા વાપરતાં પણ પાછા હઠતા નથી. આચારાંગાદિ સૂત્રો હિંસાની વિરૂદ્ધમાં પોકાર કરીને કહે છે તે કથન આજે આ સાધુઓ ઉડાવી દઈ રહ્યા છે. મહાનિશીથ કહે છે કે હિંસા કરનારા, કરાવનારા અને અનુમોદન આપનારા, તેમજ અસત્ય ઉપદેશ આપનારાઓ અવશ્ય સંસારમાં પરિભ્રમણ કરશે. આમ છતાં મહનિશીથને માન્ય રાખનારાઓ, જો કોઈ ફીરકો એ હિંસાના ઉપદેશની વિરૂદ્ધમાં બોલે છે તો તેની સામે તૂટી પડે છે, તો મહાનિશીથ સામે તેઓ કેમ તૂટી પડતા નથી ? મહાનિશીથે જેટલા ચૈત્ય કરનારાઓને વગોવ્યા છે, તેટલા બીજા કોઇએ વગોવ્યા નથી. છતાં તેઓ કયાં કારણોથી ચૈત્ય વિરોધીઓની સામે ક્રોધી દૃષ્ટિથી જુએ છે ? જો તમે સાચા

હો તો મહાનિશીથને ખોટું કહો, કિંવા ફેંકી દ્યો; તેમ ન કરો તો તમારી વસ્તુને સુધારી લ્યો.

બાલ જીવો કે જેઓ અજ્ઞાન દશામાં સબડે છે તેમને સમ્યક્ જ્ઞાન આપવાના બદલામાં અને પ્રભુનું સત્ય સ્વરૂપ કહેવાના બદલામાં મૂર્તિની પાછળ રાગ રંગ કરવામાં, તે મૂર્તિને શોભાવવામાં, તેની આગળ નાચ વગેરે કરવામાં અને અનેક પ્રકારની મોજ ઉડાવવામાં લોકોને પ્રેરી રહ્યા છો. આ વર્તન શું સમ્યક્જ્ઞાન પ્રાપ્ત થવાનો માર્ગ છે કે ? તેનો બચાવ કરવામાં દેવો ને ઇંદ્રોનો દાખલો આપવામાં આવે છે. પણ તીર્થંકરોના જન્મ ને મરણ વખતે ઇન્દ્રો ને દેવોનો આવવાનો રીવાજ પડી ગયો છે. દેવો ને ઇન્દ્રો જ્યારે તીર્થંકરોના મુખ્ય કાર્યમાં રોકાઈ ગયેલા હોય છે, ત્યારે બીજા દેવો તેમની પ્રકૃતિને આનંદ આપવા આમતેમ દોડતા હોય છે, નાચતા ને કૂદતા હોય છે, પણ તેમ કરવામાં ધર્મ કે નીતિ જેવી કાંઈ વસ્તુ હોતી નથી. જુઓ જંબૂ દ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્ર. દેવો કરે તેમ મનુષ્યે કરવું એવું કાંઈ છે નહિ. દેવો કરે છે, તે પોતાની ફરજ છે એવું સમજે છે ને કરે છે. દેવો જો જન્મ, દીક્ષા, કેવળ, નિર્વાણ વખતે એ પ્રવૃત્તિ ન કરે તો તેઓ પોતાની ફરજથી ચૂક્યા છે એવું સમજે છે, ને દેવો તેવા મહાપુરુષનું ન કરે તો પછી કોનું કરે ? પણ છતાં તેમાં ધર્મ કે કલ્યાણ છે, એવું તેઓ સમજતા નથી. મહાપુરુષોની કાર્યવિધિ એવા મોટા દેવોને કરવી ઘટે છે. વળી ખરી વાત એ છે કે તે દેવો સાચા જીવન્ત તીર્થંકરોને માટે એ બધી પ્રવૃત્તિ કરે છે, નહિ કે મૂર્તિને માટે.

**બૌદ્ધોના મધ્યમ માર્ગથી આકર્ષાએલા જૈન સાધુઓ**

મહાનિશીથ સૂત્રકારે કમલપ્રભાચાર્યનો દાખલો મહાનિશીથમાં આપ્યો છે કે આજથી અનંત ચોવીશી પહેલાં ધર્મશ્રી તીર્થંકર થઇ ગયા છે, તે વખતે આવો બનાવ બન્યો હતો. હવે આ વાત મૂકવામાં એ સૂત્રકારનો ગમે તે આશય હોય, પણ

આ સૂત્ર જ્યારે રચાયું હતું, ત્યારે ચૈત્યો બનાવવા, જિનાલયો બંધાવવાં ને એવી અનેક હિંસામય પ્રવૃત્તિઓ ચાલી રહી હતી. જે કેટલાકો કેવળ મુમુક્ષુઓ હતા, તેઓ આ પ્રવૃત્તિથી અલગ પડી ગયા હતા, ને પોતાનું હિત કરવામાં રોકાઇ ગયા હતા, પરન્તુ જેઓને એ સ્થિતિ અનુકૂળ નહોતી તેઓ તો શ્રી વર્ધમાનના ગયા પછી ૪–૫ શતાબ્દી જતાં જતાં આ હિંસાના માર્ગે વળી ગયા હતા. સાધુ–સાધ્વીઓ કેવળ વેશને વળગી રહ્યા હતા. આ વાતને તોડવા મહાનિશીથકારે અનેક ઉપાયો બતાવ્યા છે. હરિભદ્રસૂરિએ સંબોધ પ્રકરણમાં કુગુરૂને વગોવવા કેટલોય ઉદ્યમ કર્યો છે, છતાં એ વસ્તુ થોડી પણ સુધરી શકી નથી. એ સડો કાઢવામાં વચ્ચે વચ્ચે અનેક આચાર્યો પ્રવૃત્ત થયા છે, કે જેમણે ક્રિયોદ્ધાર કર્યાં છે ને તેને અંગે અનેક વિચારો બતાવ્યા છે, પરન્તુ ચૈત્ય–મૂર્તિને વચ્ચમાં રાખવાથી એ વસ્તુ સુધરી શકી નથી. શરૂઆતમાં જે લોકો આચારના પ્રેમી હતા, તે મૂર્તિની વિરૂદ્ધમાં હતા, પણ વખત જતાં તે લોકો તેની જ તરફદારી કરવા લાગ્યા, ને તેમાં જ (ચૈત્યમાં) રહેવા લાગ્યા. ત્યારપછી કેટલાક વખતને અંતરે ચૈત્યવાસનો વિરોધ ઉપડ્યો, ને ઉપાશ્રયો ભિન્ન થવા લાગ્યા. વસ્તુ એ છે કે જીવમાત્રને સુખ જોઇએ છે. તે વખતે જૈનનિર્ગ્રંથોને બૌદ્ધ લોકનો મધ્યમ માર્ગ પસંદ પડી ગયો હતો; એટલે એ માર્ગનું અનુકરણ કરતો ચૈત્ય માર્ગ આ લોકોએ શોધી કહાડ્યો. ભક્તવર્ગ હમેશાં અજ્ઞાન હોય છે, તેમને ગમે તેમ સમજાવવામાં આવે તો તે ના કહી શકતો નથી. આરંભ ને પરિગ્રહ હોય ત્યાં શ્રી મહાવીરનો સિદ્ધાંત રહેતો નથી, પણ આ લોકોએ આરંભ ને પરિગ્રહના પૂર જોસમાં શ્રી વીરનો માર્ગ ચલાવ્યે રાખ્યો. એ આરંભ ને પરિગ્રહની નદીમાં વહેતા જૈનના અનુયાયીઓ બોલે છે કે એક પૈસાનું ખર્ચ નહિ, તો ધર્મ શી રીતે થાય? તે વખતથી ચાલી આવેલો રિવાજ આજે પણ પર્યુષણમાં ને

પ્રતિક્રમણાદિ ધાર્મિક ક્રિયાઓમાં પૈસા નિમિત્તે ઘી બોલવામાં આવે છે, એ રૂપે ચાલી રહેલો છે. આની નક્કલ આજ કાલ કેટલીક જગ્યાએ ચૈતન્યપૂજક જેઓ પોતાને મૂર્તિવિરોધક કહેવરાવે છે ત્યાં પણ ચાલી રહી છે. અર્થાત્ પૈસાની ઉત્પત્તિ યેન કેન પ્રકારેણ ધર્મકાર્યને અંગે કરી રહ્યા છે. સામાયિક પૌષધોપવાસ વગેરે જે પ્રવૃત્તિ કેવળ નિવૃત્તિ ને શાન્તિમાં રહેવાની છે ત્યાં પણ લોકો દેખાદેખીથી એ પ્રવૃત્તિને આહ્‌વાન આપી રહ્યા છે. જ્યારે આરંભ ને સાવદ્યની પ્રવૃત્તિમાં હોય અને જ્યારે પૈસાની આપ લે કરવાની અનુકૂલતા હોય ત્યારે અનુકમ્પાની કે સહાયકારી પ્રવૃત્તિ કરવી ઘટે, પરન્તુ તે વખતે તો તેઓ સાધુ જેવી નિઃસંગ દશામાં પડી જાય છે અર્થાત્ કૃપણતા બતાવે છે ને છતે પૈસે અનુદારતા બતાવી પોતાને નિંદાવે છે. અર્થ એ છે કે ધાર્મિક ક્રિયા વખતે અધાર્મિકતાની પ્રવૃત્તિ કરવી ન જોઇએ; પણ મનુષ્ય તે વખતે કરી બેસે છે, ને જ્યારે એ પ્રવૃત્તિ કરવી યોગ્ય છે, ત્યારે મનુષ્યને ન શોભે તેવો ઉત્તર તે આપે છે.

શ્રીમાન્ વર્ધમાનના નિર્વાણ પછી થોડો કાળ ગયા બાદ સમાજમાં ઘણી અંધાધુંધી ચાલી હતી જેનો ઇતિહાસ આજે કોઇને મળતો નથી. શ્રી. દેવાર્દ્ધિ ગણી ક્ષમાશ્રમણ આદિ સમિતિએ મળી સૂત્રોને પત્ર ઉપર આરૂઢ કર્યાં, ત્યાંસુધી વચ્ચમાં ખરી સ્થિતિ શું હતી તે વાત પ્રકાશમાં આવી નથી. જે જે સમર્થ પુરૂષ થાય છે, તે તે એક ધર્મસંસ્થાને સ્થાપે છે, ને તેમાં ઘણા મનુષ્યોને પોતાની પાછળ ખેંચી લે છે. પણ તે આદ્ય પુરૂષ ચાલ્યો જાય છે, ત્યારપછી તે મંડળ ગમે તેવું ઉચ્ચ હોય પણ તેમાં જ સ્વચ્છંદ, વિલાસિતા, અહંમમતા વિગેરે અધઃસ્થિતિ પર લઇ જનારા દોષો ઉદ્‌ભવે છે. જૈન દર્શનનાં મૂલ સૂત્રો જુઓ તો જણાશે કે સાધુ દશામાં કેટલો ઉંચો ત્યાગ ને તેમની કેટલી નિઃસંગતા! એ જ દર્શનમાં ચૈત્યનું સ્થાપન, તેની પાછળ શરીરને મળતી સર્વ સગવડો ને ઇચ્છા પ્રમાણે ચાલવાને સેવકોનાં સપ્રમાણપત્રો : કેટલો બધો

તફાવત છે? જે નિર્ગ્રન્થો ધનનો સ્પર્શ કરે નહિ, આત્મકલ્યાણની શોધમાં હોય, સંયમમાર્ગને દીપાવવા આંતર સ્ફુરણાઓ થતી હોય, ને શ્રી વર્ધમાનનું લક્ષ્ય કરીને સંયમમાં ચાલતા હોય, તે નિર્ગ્રન્થો આવી સ્થિતિમાં ઉતરી જાય એ કેટલું તાજુબ થવા જેવું છે! તે વિચારનું અનુકરણ કરતા શ્લોકો (ઉપદેશ તરંગિણી) અહીં આપ્યાં છે:

भुञ्जीमहि वय भैक्षं शीर्ण वासो वसीमहि ।
शयीमहि महीपीठे कुर्वीमहि किमीश्वरैः ॥१४५॥
पद्भ्यामध्वनि सचरेय विरसं भुञ्जीय भैक्ष सकृत् ।
जीर्णं सिग्निवसीय भूमिवलये रात्रौ शयीय क्षणम् ॥
निस्संगत्वमधिश्रयेय समतामुल्लासयेयाऽनिशं ।
ज्योतिस्तत् परमं दधीय हृदये कुर्वीय किं भूभुजा ॥१६८॥

અર્થાત્-સાધુ જનો એમ બોલે કે અમે ભિક્ષા માગીને ભોજન કરીશું, ફાટેલાં-તૂટેલાં વસ્ત્રો પહેરીશું, જમીન પર સૂઈ જઈશું, મોટા લોકોથી શું? પગે પ્રવાસ કરવો, વિરસ પણ એક વખત ભોજન કરવું, જીર્ણ વસ્ત્ર પહેરવાં, ક્ષણ વખત ભૂમિમંડલમાં સૂઈ જવું, નિઃસંગ સ્થિતિનો આશ્રય કરવો, નિરંતર સમભાવને સંભારવો, પરમ જ્યોતિનું ધ્યાન કરવું, પણ રાજાથી શો અર્થ છે?

**ધનથી લલચાયલા સાધુઓ**

આવો માર્ગ શ્રી વર્ધમાન જિનનો હતો પણ સાધુઓ તેવા ઉચ્ચ માર્ગમાં રહી શક્યા નહિ. કારણ એ હતું કે મધ્યમ માર્ગનો ધસારો પૂર જોસથી સમાજમાં ચાલી રહ્યો હતો. આ સાધુ લોકો તેમાં ઢળી પડ્યા. હકીકત એ હતી કે સાધુ લોકો બૌદ્ધના સંઘર્ષણને લીધે અનેક લાલચોમાં સપડાયા હતા. જૈન સાધુઓએ રૂપીઆ લેવાની પણ શરૂઆત કરી હતી. આજે સાધુ લોકો રૂપીઆનો સંગ્રહ કરે તો લોકોમાં નિંદા થાય, પણ પ્રવૃત્તિ ચાલ્યા પછી લોકો જતું કરે છે, ને રૂપીઆ આપે છે. તેમ તે વખતે તે સાધુઓને ગૃહસ્થોએ ને રાજા લોકોએ

રૂપીઆ આપ્યા છે, ને તેઓને લીધા છે.' આ બધી વાત આજે આપણને પુસ્તકો ઉપરથી મળે છે. સિદ્ધસેન દિવાકર એક વખત ચાલ્યા જતા હતા, ત્યાં રસ્તામાં વિક્રમ રાજા તેમને મળવા આવે છે. રાજા વિક્રમ તેમની મહત્તા ને વિદ્વત્તા જુએ છે ને પ્રસન્ન થાય છે, તે વખતે રાજા પ્રીતિને અર્થે રૂપીઆ આપે છે.

तस्य दक्षतया तुष्टः प्रीतिदानं ददौ नृपः ।
कोटिं हाटक-टंकाना लेखकः पत्रकेऽलिखत् ॥६२॥

અર્થાત્—રાજાએ તેમની દક્ષતા જોઇ પ્રીતિદાનમાં એક ક્રોડ સોનામહોરોનો લેખ પત્રમાં લખી આપ્યો. શું કરવાથી? તો કહે છે કે—

धर्मलाभ इति प्रोक्ते दूरादुधृतपाणये ।
सूरये सिद्धसेनाय ददौ कोटिं नराधिपः ॥६४॥
उवाच सिद्धो नोऽस्माकं यथा रुचि तथा कुरु ॥६५॥
तेन द्रव्येण चक्रेऽसौ साधारणसमुद्गकम् ।
दुःस्थसाधर्मिकस्तोम - चैत्योद्धारादिहेतवे ॥६६॥

અર્થાત્—દૂરથી હસ્ત ઉંચા કરી સિદ્ધસેન સૂરિએ રાજાને ધર્મલાભ એમ કહે છતે રાજાએ એક કોટિ નાણું આપ્યું. સૂરિએ કહ્યું કે અમારે ન જોઇએ, તમને રૂચે તેમ કરો, તેથી રાજાએ સાધારણ ખાતામાં દુઃખી સાધર્મી જનોમાં ને ચૈત્યોનો ઉદ્ધાર કરવામાં તે ધનને વાપર્યું. (જુઓ પ્રભાવક ચરિત્ર). આ ઉપરાંત બીજા કોણે કોને ધન આપ્યું છે, તે જુઓઃ—

ययौ ल्लः प्रभोः पार्श्वं चक्रे धर्मानुयोजनम् ॥ ९७ ॥
श्रुत्वेति स प्रपेदेऽथ स सम्यक्त्वं व्रतावलीम् ॥१०१॥
द्रम्मलक्षस्य संकल्पो विहितः सूर्यपर्वणि ॥१०२॥

અર્થાત્—લલ્લ નામે એક જૈન ગૃહસ્થ દેવસૂરિ આચાર્ય પાસે ગયો ને પોતાના પૈસાનો ઉપયોગ કરવા અર્પણ કરવા ઇચ્છા બતાવી, ને કહ્યું કે આ ધન જો આપ લ્યો તો મને ઘણો ફાયદો થાય.

તે ગૃહસ્થે પ્રથમ સૂર્યનારાયણના મહાયજ્ઞમાં લક્ષ રૂપીઆ વાપરવાનો સંકલ્પ કર્યો હતો, પણ પછીથી આ આચાર્ય પાસે જવાથી એ આચાર્યને નિમિત્તે વાપરવા વિચાર બદલ્યો. આ આચાર્ય પાસે તેણે સમ્યક્ત્વપૂર્વક વ્રત અંગીકાર કર્યાં હતાં. આચાર્યે રૂપીયા લીધા નહિ, પણ કોઈ સ્ત્રી મરી ગઈ હતી ને તે દેવી થઇ હતી, તે દેવી ત્યાં હાજર થઇ હતી, તેથી ત્યાં ચૈત્ય કરાવવામાં તે રૂપીઆ એ આચાર્યના કહેવાથી ખર્ચવામાં આવ્યા હતા. (જુઓ પ્રભાવકચરિત્ર)

આ રીતે વિક્રમ જેવા રાજાઓ અને લલ્લ જેવા વ્રતધારી શ્રાવકો શું એટલું પણ નહિ સમજી શક્યા હોય કે આ મહાત્માઓને ધન ન ખપે? મહાત્માઓ ધનનો સ્પર્શ ન કરે, તો પછી એ ધનને શું કરે? જેઓ સંસારની સર્વ જાલથી નિવર્ત્યા છે, ને નિષ્કાંચનમય જીવન ગુજારે છે, તેમને ધનલાલસામાં ફસાવવા એ શું તેમના પરમ ભક્તોને ઘટે છે? આ બધી વસ્તુ ઉપરથી એ ખ્યાલ આવે છે કે તે વખતે એવી સ્થિતિ ચાલતી હશે, એટલે ધન આપવામાં ધન આપનારનું કલ્યાણ થતું મનાતું હશે. 'મહાનિશીથ' અને 'સંઘપટ્ટક' કહે છે કે તે સાધુઓ ધનનો સંગ્રહ કરતા હતા. દુઃષમ કાલને લીધે ખાવાપીવાની સગવડમાં તે સાધુઓ ધન ખર્ચતા હતા; ઉપરાંત ચૈત્યો કરતા ને કરાવતા હતા. બૌદ્ધ લોકો બુદ્ધદેવની પ્રતિમા પાછળ જેમ પ્રવૃત્તિ કરતા હતા ને પૈસાનો સંગ્રહ કરતા હતા, તેમ આ લોકો પણ તેવા જ ચીલે ચાલતા હતા. માત્ર બન્નેનાં મૂળ સિદ્ધાંતોમાં ને ઇષ્ટદેવમાં તફાવત રહેતો હતો જૈનનો લેબાસ છતાં ગૃહસ્થ જેવી સ્થિતિમાં તેઓ પહોંચ્યા હતા. તાત્પર્ય એ છે કે બૌદ્ધ લોકોની હીલચાલ જોઇ જૈન સાધુઓ ચૈત્ય શબ્દ ઉપરથી ચૈત્ય—જિનબિમ્બ —જિનાલય વિગેરે કરાવવાની પ્રવૃત્તિમાં પડી ગયા હતા. જો તેઓ પોતાનું લક્ષ્ય ભૂલી ગયા ન હોત ને બીજાની દેખાદેખી ન કરી હોત, તો આ પરિણામ ન આવત, અને જે સડો મૂળ નાંખીને પડ્યો છે, તે સડો થાત નહિ.

## ઐતિહાસિક દૃષ્ટિએ મૂર્તિપૂજા-પ્રવૃત્તિ

હવે ભારતમાં મૂર્તિની પ્રવૃત્તિ સંબંધે એક જ પુરાવો મૂકીએ:

" मूर्तिपूजाकी उत्पत्ति या तो यहींकी वसी हूई जङ्गली जातिओंकी नक्कल करके हूई होगी, या उस समयकी वाहिरसे थात्रा करनेवाली जाति-ओंकी देखादेखी सीखी गई होगी + + वुद्धके जीवनमें शायद उनके लीये कोई मंदिर नहीं वना था, परन्तु उनकी मृत्युके उपरांत वहुतसे मंदिर वन गये, जीनमें उनकी मूर्तियां रख्खी गई. + + जब तांत्रिक वौद्ध मतका प्रचार वढा, तव वहुतसे मंदिर वनाये जाने लगे + + तान्त्रिक मतके अनुसार वौद्ध वैष्णव और शैव मतोका मेल होकर ऐसा धर्म निकला जिसमें देवता और देवीकी पूजा साथ साथ होने लगी. शक्ति या प्रकृतिकी पूजा पांचवी या छठ्ठी शताव्दीसे शुरु हुई. तांत्रिक मत ही के वादसे पूजनने जोर पकडा।" (જુઓ 'સરસ્વતી' માસિક ૧૯૧૯ જુલાઈ; દેવોત્તરકા ઇતિહાસ પૃષ્ટ ૭-૨૦)

આ લેખ પરથી એ ખ્યાલ બાંધવાનો છે કે મૂર્તિપૂજાની ઉત્પત્તિ બુદ્ધદેવના નિર્વાણ પછી થઈ છે. બુદ્ધદેવનું માહાત્મ્ય વધારવાને બૌદ્ધ લોકોએ આ પ્રવૃત્તિ કરી હતી. ત્યારપછી દેખાદેખી જૈન લોકોએ ને બીજા લોકોએ તે વસ્તુનું અનુકરણ કર્યું. શ્રીમાન્ વર્ધમાનના શિષ્યો કે જેઓ બૌદ્ધ લોકના મધ્યમ માર્ગમાં લલચાયા ન હતા. તેઓ તો તેનાથી હજારો ગાઉ દૂર ભાગતા હતા, ને ગમે તેવી મુશ્કેલી છતાં પોતાને એ વસ્તુથી દૂર રાખી શક્યા હતા. પણ વખત જતાં એ શકી ન હતી, ને તેઓ મધ્યમ માર્ગ જેવી સ્થિતિ રહી સ્થિતિ ઊભી કરીને એ સડામાં આખરે સપડાયા હતા. આ સડાનું બીજ આ વખતથી રોપાયું હતું. આજકાલ એ સ્થિતિનું કેટલુંક પરિવર્તન થઈ રહ્યું છે તથાપિ એ વસ્તુ હજી નાશ પામી નથી. સડાનું કારણ જે ચૈત્ય છે, તેને વળગીને જ તેઓની પ્રવૃત્તિ છે. જો ચૈત્યને મૂકી દેવામાં આવે તો નિર્ગ્રંથોનો મૂળ ધર્મ તેઓના હાથમાં આવી જાય.



# પ્રકરણ ૩ જું

---

## દ્રૌપદી સંબંધી ચર્ચા

દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી છે કે નહિ તે વિષે હવે આપણે જોઇએ. દ્રૌપદીએ પરણવા જતાં પહેલાં જિનપ્રતિમાને પૂજી એ હકીકત જ્ઞાતાજી સૂત્રના ૧૬ મા અધ્યયનમાં છે; પરન્તુ કોઇએ જિનપ્રતિમા પૂજવી એવું વિધાન કોઈ પણ અંગ કે ઇતર જૈન શાસ્ત્રગ્રંથમાં જણાતું નથી. સાધુઓએ પંચમહાવ્રત, પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિનું પાલન કરવું એવું દરેક શાસ્ત્રમાં વિધાન છે, તેમ શ્રાવકોએ સમ્યક્ત્વપૂર્વક બાર વ્રતો પાળવાં એ વિધાન છે, પણ શ્રાવકોએ ને સાધુઓએ જિનપ્રતિમા પૂજવી એવી હકીકત જણાતી નથી. મૂર્તિપૂજા કરવી એ અગત્યનું વિધાન હોય તો શાસ્ત્રકારોએ એ વાતને આગળ કેમ ન કરી, એ પ્રશ્ન છે. કોઇ માણસને કોઈ વાત રૂચી ને તે વાત તેણે કરી તેથી તે કરવાયોગ્ય છે એમ કહી શકાય? જો એ કરવાયોગ્ય હોય તો અવસ્ય શાસ્ત્રકાર આપણને કહે જ. પરન્તુ એવું ફરમાન ક્યાંએ જણાતું નથી. ચરિતાનુવાદ વિષય જુદો છે ને ચરણકરણ વિષય જુદો છે. એકની અંદર એ બે વાદનો સમન્વય કરવો એ હિતકારક નથી. જો તેમ હોય તો એ બે વાદને ભિન્ન કેમ પાડે? છેદ સૂત્રમાં સાધુઓએ નિષિદ્ધ માર્ગે ન જવું તેમ જણાવ્યું છે, ને જાય તો પ્રાયશ્ચિત્તવિધિ માર્ગ કહ્યો છે. જ્ઞાતા સૂત્રમાં ચરિતાનુવાદમાં કેટલીક જગ્યાએ સાધ્વીએ નિષિદ્ધ માર્ગ સેવ્યો છે તથા તેની ગુરૂણીએ તેને અલગ કરી નથી, પરન્તુ શિષ્યા પોતાની મેળે ગુરૂણીથી અલગ થાય છે. અર્થ એ છે કે એક સખ્સે કર્યું તેમ બીજાએ કરવું એ વિહિત માર્ગ નથી.

**દ્રૌપદીની 'જિનપ્રતિમાપૂજા' ઉપરથી ઉઠતા પ્રશ્નો**

દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી છે એમ કહેનાર સામે મહાનિશીથ

સૂત્રની એક સોટી બતાવવી બસ છે. કમલપ્રભાચાર્ય કે જેને અનંત ભવ કરવાના હતા, તેમણે ચૈત્યપૂજાનો વિરોધ બતાવતાં અનંત સંસાર ઘટાડી નાંખ્યો, એ હકીકત શું સમજાવે છે? એટલું જ નહિ, પણ તેમણે તીર્થંકરનામ કર્મ ઉત્પન્ન કર્યું. જિનપ્રતિમા પૂજવી યોગ્ય હોય તો એ અનંત સંસાર કેમ ઘટાડે ને તીર્થંકરનામ કર્મ કેમ ઉત્પન્ન કરે? એક બાજુથી મહાનિશીથ પ્રતિમા પૂજવાની વિરુદ્ધ કહે છે, ત્યારે દ્રૌપદીને તે પૂજવાનું જ્ઞાતાસૂત્ર કહે છે એ વાતનો સંબંધ શું બેસી શકે છે? જો દ્રૌપદી શ્રાવિકા સમ્યક્ત્વવતી હતી અને તેણે પૂજા કરી તો પછી ઘણા શ્રાવકો થયા છે તેમના વિષે કેમ વાત ન આવી? દ્રૌપદીને માટે વાત આવી તો પછી પાંચ પાંડવોએ જિનપ્રતિમા પૂજી કે નહિ તેમને વિષે વાત કેમ સૂત્રકારોએ ન કરી? આનંદ શ્રાવક, કામદેવ શ્રાવક વિગેરેની હકીકતો છે, પરન્તુ તેમણે કોઈએ પૂજા કરી હોય એવી વાત જ નથી. શ્રી વીરના પરમ ભક્ત રાજા શ્રેણીક હતા અને તેમના પુત્ર રાજા કોણિક વગેરે હતા, પરન્તુ કોઈએ જિનપૂજા કરી હોય તેવી વાત ક્યાંયથી પણ નિકળતી નથી. તાત્પર્ય એ છે કે દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી છે, તેવી સૂત્રમાંની વાતની જગ્યાએ કાંઈક ગરબડ થઈ છે, પરન્તુ એ સત્ય હકીકત નથી. ત્યાં જે વાત હતી, તેની જગ્યાએ બીજી વાત ગોઠવાઈ ગઈ છે. જો તેણે જિન-વીતરાગની પ્રતિમા પૂજી હોય એમ માનીએ તો પ્રશ્ન એ થાય છે કે તે વખતે દ્રૌપદી સમ્યક્ત્વવાળી હતી તેનો શો પૂરાવો? જ્યારે તે પરણે છે, ત્યારે તેના પિતા દ્રુપદ રાજા ચાર જાતિનાં ભોજન ઉપરાંત મદ્ય ને માંસનાં ભોજનો પણ કરાવે છે. ત્યાં આવનારા પાંડુ રાજા, ધૃતરાષ્ટ્ર, પાંચ પાંડવો, કૃષ્ણ, બલરામ વિગેરેને એ ભોજન આપવામાં આવે છે. દ્રુપદ રાજા જો સમ્યક્ત્વી ને શ્રાવક હોય તો એ છ પ્રકારના આહાર કેમ બનાવે? દ્રૌપદી જો સમ્યક્ત્વી હતી, તો પરણવા પહેલાં આગળ ક્યારેય તેણે પ્રતિમા

પૂજી છે શું? અથવા જો દ્રુપદ રાજા શ્રાવક હતો તો તેણે પોતાને માટે જિનાલય બંધાવ્યું તેમ કયાંય પણ આવ્યું છે શું? આનંદ, કામદેવ, શંખ, પુષ્કલી વિગેરે શ્રમણોપાસકો શ્રીવીરના પરમ ભક્તો હતા, પણ તેમણે પ્રતિમાની પૂજા કરી કે પોતાની ભક્તિ માટે દેવાલયો કરાવ્યાં તેવી કાંઈ હકીકતો નિકળતી નથી.

જિનપ્રતિમા બે પ્રકારની હોય તેમ સમજાય છે. એક કૃત્રિમ એટલે અશાશ્વત અને બીજી અકૃત્રિમ એટલે શાશ્વત. અકૃત્રિમ પ્રતિમાની વાત જિનાગમમાં આવે છે. જ્યાં જ્યાં સિદ્ધાયતનો જંબૂ દ્વીપમાં પર્વતો ઉપર આવ્યાં છે તેમાં જિન પ્રતિમાઓ છે, ને દેવલોકમાં શાશ્વત પ્રતિમાઓ છે. વળી નંદીશ્વર દ્વીપ વિગેરેમાં પણ છે. જે જે સ્થળે આગમમાં જિનપ્રતિમા વિષે વાત આવી છે, ત્યાં તે શાશ્વત પ્રતિમા વિષેની છે, પરન્તુ અશાશ્વત પ્રતિમાની વાત મર્ત્ય લોકમાં ક્યાંએ આવી નથી.

**રાય પસેણઇય સૂત્રમાંની સૂર્યાભદેવની પૂજા**

રાજા પયેસી (પ્રદેશી) સૂર્યાભ દેવ થાય છે, તે ઉત્પન્ન થયા પછી કેટલીક ક્રિયા કર્યા પછી જ્યાં સિદ્ધાયતનો કે જેમાં જિન પ્રતિમા છે ત્યાં આવે છે, ને તેને પૂજે છે. (જુઓ રાય પસેણઇય સુત્ત) એ દેવ એવા વિચારમાં પડયો કે અહીં આવીને મારૂં પ્રથમ કર્તવ્ય શું છે? પછી નિરંતર શું કરવાનું છે? તત્કાલ અને ભવિષ્યમાં સદાને માટે શ્રેયરૂપ એવું શું કામ મારે કરવાનું છે? સૂર્યાભદેવ એવો વિચાર કરે છે ત્યાં તુરત જ તેની સામાનિક સભાના દેવો હાથ જોડીને સેવામાં હાજર થયા અને 'જય થાઓ વિજય થાઓ' એમ બોલી સ્વામીને વધાવતા તેની પાસે આવીને કહેવા લાગ્યાઃ હે દેવાનુપ્રિય! આપના આ વિમાનમાં એક મોટું સિદ્ધાયતન છે, તેમાં જિનની ઉંચાઇએ ઉંચી એવી એક સો ને આઠ જિનપ્રતિમાઓ બિરાજેલી છે. આપની સુધર્મા સભામાં એક મોટો માણવક ચૈત્ય જે ઊભો કરેલો છે, તેમાં ગોઠવી રાખેલા વજ્રમય

ગોળ ડબ્બામાં જિનનાં સક્થિઓ સ્થાપી રાખેલાં છે. એ આપને અને અમને બધાને અર્ચનીય–વંદનીય–ઉપાસનીય છે. તો હે દેવાનુપ્રિય! એ પ્રતિમાઓની, એ સક્થિઓની અર્ચા, વંદના અને પર્યુપાસના એ આપનું પ્રથમ કર્તવ્ય છે, અને વળી વર્તમાન અને ભવિષ્યમાં સદાને માટે શ્રેયરૂપ એવું એ જ કામ છે.

આ પ્રમાણે સૂર્યાભદેવને માટે હકીકત આવી છે, એટલે આ પ્રમાણે સામાનિક દેવો સૂર્યાભદેવને સલાહ આપે છે, ને જેટલા સૂર્યાભદેવો થાય છે તે બધાને આ પ્રમાણે વર્ત્તવાનું હોય છે. આ સૂર્યાભદેવ સમ્યક્ત્વી છે એટલે તેમ કરવું જોઈએ ને જે સમ્યક્ત્વી ન હોય તેણે તેમ નહિ કરવું જોઇએ એવો કાંઈ અર્થ નથી. અર્થ એ છે કે આ સ્થળે ઉત્પન્ન થતા સર્વ દેવોને આ પ્રમાણે વર્તવાનું હોય છે. ત્યાંની એવી પદ્ધતિ છે કે જિનપ્રતિમાઓને પૂજ્યા પછી જિન સક્થિઓ (દાઢાઓ) ને પણ તે દેવો પૂજે છે. ત્યારપછી ત્યાં રહેલી અનેક વસ્તુઓને તે સૂર્યાભદેવો એક પછી એક પૂજે છે. આથી એવો અર્થ નથી નિકળતો કે સમ્યક્ત્વી દેવો છે તે પૂજા કરે છે, અથવા જિનપ્રતિમા વગેરેને પૂજવી એ સમ્યક્ત્વનું અંગ છે. વસ્તુ એ છે કે આ જગ્યાએ જેટલા દેવો થાય છે, તે બધા આ પ્રમાણે ઉત્પન્ન થયા પછી પ્રવૃત્તિ કરે છે, ને આ સ્થાન અનંત કાળથી ચાલુ છે. આ જગ્યાએ અનંત દેવો થઇ ગયા છે ને અનંત દેવો થશે, તે બધા આ પ્રમાણે વર્ત્યા છે. લોકો આ જગ્યાએ શંકા લાવશે કે સૂર્યાભદેવ એ પ્રતિમા આગળ 'નમોત્થુણં' કહે છે, તો તે દેવ સમ્યક્ત્વી છે એ વાત તદ્દન સ્પષ્ટ સમજાય છે. ઉત્તરમાં જણાવવાનું કે તે જિનપ્રતિમા છે, તો તેની આગળ એ દેવો એ શક્રસ્તવ (નમોત્થુણં) કહે છે, તેમાં શું આશ્ચર્ય છે? અન્ય દેવની પ્રતિમા હોય ને 'નમોત્થુણં' કહે તોએ બંધ બેસતો વિષય છે. પરન્તુ એ જિનપ્રતિમાઓની આગળ જે ભક્તિ પૂજા ને નમોત્થુણં કહેવામાં આવે છે, તે દેવોનો જીત (પરંપર) વ્યવહાર છે

અથવા કહો કે રૂઢ વ્યવહાર છે. જ્યાં જ્યાં જે સ્થિતિ વર્તન હોય તેમ તેમણે કરવું ઘટે. તેમ ન કરે તો તેમને ત્યાં ચાલતી પ્રણાલિકા-નો ભંગ થાય છે. જો એકલા સમ્યક્ત્વી દેવો કરતા હોય ને મિથ્યાત્વી દેવો ન કરતા હોય તો તે તેમનો જીત વ્યવહાર નથી, પણ સમ્યક્ત્વને અંગે તેમની ભક્તિ છે એમ અર્થ અવશ્ય નિકળે; પરન્તુ વસ્તુસ્વરૂપ તેમ નથી. સામાનિક દેવોએ તે સૂર્યાભને સલાહ આપી ત્યારે સામાનિક દેવોએ તેને એમ નથી કહ્યું કે જેઓ સમ્યક્ત્વી દેવો હોય છે તેમને આ પ્રમાણે કરવાનું છે, ને જે મિથ્યાત્વી હોય તેમને કરવાનું નથી. દેવો સમ્યક્ત્વને અંગે એ જિનપ્રતિમાઓની પૂજા—અર્ચા કરતા હોય તો ઉત્પન્ન થયા પછી કોઈ બીજી વખતે તે પ્રતિમાઓની પૂજા—અર્ચા કરવા તે દેવે વખત લેવો જોઇએ; પરન્તુ એ વાત ત્યારપછી કાંઇ નિકળતી નથી. એથી એ સ્પષ્ટ થાય છે, કે તે દેવો પૂજા કરે છે, તે તેમના ઉત્પન્ન થવા સાથે જિત (રૂઢ) વ્યવહારને લીધે કરે છે.

**'જિનપૂજા' એટલે કામદેવની પૂજા**

શાશ્વત પ્રતિમા દેવલોકમાં ને જંબૂદ્વીપ નંદીશ્વર દ્વીપના પર્વતો વિગેરેમાં છે, પરન્તુ અશાશ્વત પ્રતિમા વિષેની વાત કોઈ મનુષ્ય ક્ષેત્રમાં ચાલી જણાતી નથી. એક દ્રૌપદી અંગેની વાત જ્ઞાતાસૂત્રમાં છે. જિનપ્રતિમા દ્રૌપદીએ પૂજી તો એ જિન એટલે તીર્થંકરની પ્રતિમા છે કે કોઈ બીજા દેવની છે એ વાત બરાબર સ્પષ્ટ થતી નથી. જ્યારે તેણે પ્રતિમા પૂજી છે ત્યારે તે પરણવાની તૈયારીમાં છે, ને તે વખતે સ્વયંવર મંડપમાં જવાનો તેનો પ્રસંગ છે. જો તે સામાયિક પૌષધોપવાસ કે સામાન્ય કામનો પ્રસંગ હોય તો સમજાય કે તે કદાચ ભક્તિને અંગે હોય; પરન્તુ એ વખતે એ વાત હતી જ નહિ. તે વખતે દ્રૌપદી પૂર્ણ મોહમાં ધમધમતી હતી. તેમ ન હોય તો એ કન્યા એકી સાથે પાંચ પુરૂષને કેમ પસંદ કરે ને તે પાંચેના ગળામાં એકી વખતે એ વરમાળા કેમ નાંખે? આ જ

હકીકત બતાવી આપે છે કે તેના દિલમાં તે વખતે અગાધ મોહ હતો. સુકુમાલિકાના ભવમાં તેણીએ પાંચ પતિ સાથે વેશ્યાને સુખ ભોગવતી જોઇ હતી; તે જ વખતે એ વિષયાભિલાષિણી સાધ્વી પાંચ પતિને પરણવાને નિદાન કરે છે. એના દિલમાં મોહ હતો તેથી જિન (કામદેવ) પ્રતિમાને પૂજે છે, નહિ કે તીર્થંકરની પ્રતિમાને. લોકો લગ્નને વખતે પોતાનાં ઈષ્ટ દેવ-દેવીઓને પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાને માટે પૂજે છે, પણ ત્યાં ધર્મનો ખ્યાલ રહેતો નથી. કોઈ શંકા કરશે કે જિનપ્રતિમા એટલે કામદેવની પ્રતિમા છે એમ શા આધારે કહો છો? જિન એટલે કામ એવો અર્થ હૈમી કોષમાં છે તે તપાસી જુઓ. જિન શબ્દનો અર્થ વીતરાગ, બુદ્ધદેવ, ને જિન એટલે કામદેવ, કારણકે સર્વ જગતને તે જીતે છે, એટલા એ શબ્દના અર્થો હૈમી કોષમાં કર્યા છે. સુકુમાલિકાના ભવથી છૂટી પરન્તુ તેણે નિદાનની આલોચના નહિ કરી; ત્યાંથી બીજા દેવલોકમાં તે વેશ્યા (અપરિગૃહિતા) દેવી થાય છે. ત્યાં સ્ત્રીપણું મેળવે છે. ત્યાંથી છૂટી દ્રુપદ રાજાને ત્યાં પુત્રી થઇ. પિતાને તેને સંતોષવા અર્થે સ્વયંવર રચવાની ઇચ્છા થઈ આવે છે. પિતાએ તેને પરણાવી હોત તો શું એકી સાથે પાંચ પુરૂષની સાથે હસ્તમેલાપ કરી આપત કે? પરન્તુ તેના ભવિષ્યમાં એવું થવાને યોગે પિતાએ સ્વયંવર રચ્યો. હવે જ્યાં પરણવા જાય છે ત્યાં જિનપ્રતિમાને પૂજે છે, એટલે કામદેવની પ્રતિમાને પૂજે છે, પરન્તુ તે વીતરાગ-તીર્થંકર દેવની પ્રતિમા હોય તેમ જણાતું નથી.

**દ્રૌપદી સંબંધે મૂલ સૂત્રોમાં દાખલ થએલા વિકૃત પાઠો**

અહીં કોઈ શંકા લાવશે કે દ્રૌપદી સમ્યક્ત્વી નથી તો તેણે પ્રતિમાની આગળ 'નમોત્થુણં' સ્તવન કેમ કર્યું? આનો ઉત્તર એ છે કે સૂત્રની અસલી—મૂલ પ્રતિઓમાં 'નમોત્થુણં' કહ્યાનું જણાવ્યું નથી. હાલની પ્રતિઓમાં જેટલો પાઠ છે તેટલો પાઠ તેમાં નથી; એટલે પ્રાચીન પ્રતિમાં ને અર્વાચીન પ્રતિમાં પાઠનો તફાવત જણાય છે.

શાસ્ત્રની પ્રતિઓમાં પાઠ વધારી દેવામાં આવ્યો છે. આ વાત ક્યારથી ફરી ગઈ છે અથવા એ વાતનો પુરાવો શો છે તે જાણવું જોઇએ. અસલી પ્રતિ બાબત બે પુરાવા છે. એક પુરાવો એ છે કે શ્રીમાન્ ધર્મસિંહજી સ્વામી દ્રૌપદીની ચર્ચામાં જણાવે છે કે ભરૂચના ભંડારમાં તાડપત્રની પ્રતિ છે, જે સાતસો વર્ષની છે તેમાં આ પ્રમાણે પાઠ છેઃ 'जिणपडिमाण अच्चणं करेइ करित्ता जेणेव अतेउरे तेणेव उवागच्छइ।'

બીજો પુરાવો એ છે કે શતાવધાની શ્રી રત્નચંદ્રજી મુનિ જણાવે છે કે "દ્રૌપદીને અંગે જિનપૂજા વિષે જે હકીકતો સૂત્રમાં આવી છે તે કેટલીક વધુ પડતી છે ને સંબંધ વિનાની છે, તે અમારી શોધ ને તપાસ ઉપરથી જણાઇ આવ્યું છે. આગ્રામાં ચાતુર્માસ કર્યું તે દરમિયાન શ્રી રણધીરવિજયના પૌત્ર શિષ્ય શ્રી રવિવિજયજીના ભંડારમાં પડિમાત્રાની એક પ્રાચીન પ્રતિ જોવામાં આવી. તેના ઉપરથી જણાવું છું કે અસલી પ્રતિમાં આ પ્રમાણે છે." તેમણે તૈયાર કરેલી 'સાહિત્ય સંશોધનની આવશ્યકતા' નામની પુસ્તિકામાં તે જણાવે છેઃ "સ્થાનાંગ આદિ નવ અંગો પર ટીકા લખનાર શ્રી અભયદેવસૂરિ કે જેમણે જ્ઞાતા સૂત્ર પર વિક્રમ સંવત્ ૧૧૨૦ માં ટીકા લખી છે, તેમાં તેમણે પોતાની પ્રતિમાં નમોત્થુણં રહિત પાઠ મુખ્ય રીતે રાખ્યો છે, અર્થાત્ નમોત્થુણં કે તે સંબંધી બીજા પાઠોની ટીકા તેમણે ત્યાં કરી નથી. જુઓ આગમોદય સમિતિએ પ્રકાશિત કરેલું સટીક જ્ઞાતા સૂત્ર પત્ર ૨૧૦ પર પંક્તિ છઠ્ઠી છે; તેમાં લખેલી ટીકાઃ "जिणपडिमाणं अच्चण करेइ त्ति, एकस्या वाचनायामेतवदेव दृश्यते."

આ ઉપરથી નિશ્ચિત થાય છે કે સૂરિજીએ ટીકા લખતી વખતે જે પાઠ હતો તે પાઠ મૂલ રાખી લીધો છે, વાચનાન્તર છે તેને ગૌણ રૂપમાં લીધો છે. તે પત્રની આઠમી પંક્તિ જુઓઃ 'वाचनान्तरे तु ण्हाया जाव सव्वालंकार विभूसिया मज्जणघराओ पडिनिक्खमइ (२) जेणामेव जिणघरे तेणामेव उवागच्छइ (२) जिणघरं अणुपविसइ......'

આ સ્થળે શતાવધાનીજી જણાવે છે કે ટીકાકારના હૃદયની કેટલી બધી ઋજુતા છે તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કારણ કે જે ગૌણ (વાચનાન્તર) પાઠ હતો તેને તેમણે મૂલમાં દાખલ ન કર્યો. જો તે વાત તેમને માન્ય હોત તો અવશ્ય તે પાઠ તે જગ્યાએ દાખલ કરત. પરન્તુ તેમને જે મૂળ પાઠ માલૂમ પડ્યો તે તેમણે રાખ્યો, ને ગૌણ રૂપમાં હતો તેને ગૌણમાં રાખી લીધો. આટલું લખ્યા પછી તે જણાવે છે કે અભયદેવસૂરિજીએ જે પદ્ધતિ રાખી તે પદ્ધતિ આ સૂત્રના પ્રકાશનકારે રાખી નથી, પરન્તુ વસ્તુનો ફેરવી નાંખી છે. જે ગૌણ પાઠ તરીકે ટીકામાં હતો તેને ઉઠાવી મૂળમાં દાખલ કરી દીધો છે, ને ટીકાકારને જે માન્ય હતો તેને ઉડાવી દેવામાં આવ્યો છે. વિક્રમની બારમી શતાબ્દીમાં જે પાઠ હતો તે આજ વીશમી શતાબ્દીમાં રહ્યો નથી. આ ઉપરથી શતાવધાનીજી લખે છે કે આગમોદય સમિતિની આ શોધક પ્રવૃત્તિ શોભાસ્પદ નથી. લિખિત પ્રતિ હોય છે તો તેમાં એક પ્રતિમાં ફેરફાર થાય છે, પરન્તુ જ્યારે એ પ્રતિને મુદ્રિત કરવામાં આવે છે ત્યારે તે ફેરફાર બધી પ્રતિઓમાં ઊતરી આવે છે. સંસ્કરણ કરનારા વિદ્વાનો મૂલપાઠ સાથે ગૌણપાઠ બતાવવા કૌંસનો ઉપયોગ કરે છે, પરન્તુ અહીં એ કૌંસને કાઢી નાંખી સરખા પાઠમાં એ પાઠ મેળવી દીધો છે. તાત્પર્ય એ છે કે જ્ઞાતા સૂત્રમાં કેટલો પાઠ વધારી દીધો છે તે આ 'સાહિત્ય સંશોધનકી આવશ્યકતા' પુસ્તિકા જોવાથી માલૂમ પડી આવશે.

દ્રૌપદી રાજકન્યા સ્નાનગૃહમાં પ્રવેશ કરી જિનગૃહમાં આવી, મોરપીચ્છીથી જિન (કામદેવ) ની પ્રતિમાને પૂજી સ્વયંવરમંડપમાં બે સહચારિકા સાથે આવે છે. તે વખતે સહચારિકા એક હસ્તમાં દર્પણમાં રાજાઓનું પ્રતિબિંબ લે છે ને તે રાજાઓનું બલ શૌર્ય જાતિ કુળ વિગેરેની વિશિષ્ટતા જણાવતી આગળ ચાલે છે. પછી જ્યાં પાંચ પાંડવો બેઠા સાથે બેઠેલા હોય છે, ત્યાં તે રાજકન્યા આવે

છે. ત્યાં શાસ્ત્રકાર કહે છે તેમ 'पूव्वकय नियाणेण चोइज्जमाणी' પૂર્વકૃત નિદાનથી પ્રેરાએલી દ્રૌપદી એકી સાથે પાંચ પાંડવોને પંચ વર્ણવાળી પુષ્પની વરમાળા પહેરાવે છે. ઉપરાંત દ્રૌપદી કહે છે કે 'આ પાંચે પતિને હું વરી ચૂકી છું.' તેના કથન પ્રમાણે "લોકો રખે માની બેસે કે એક પુરૂષને વરી છું. 'एएणं मये पंच पंडवा वरिया' પરન્તુ હું એ પાંચે પાંડવોને વરી છું." આ ઉપરથી એ કહેવાનું છે કે તે વખતે તેના હૃદયમાં કેવી વિષયજ્વાલા હશે? સમાજમાં શિષ્ટ આચારને પસંદ કરનાર વર્ગમાં એક સ્ત્રી ક્યારે પણ પાંચ પુરૂષને પસંદ કરે તેમ જણાતું નથી. છતાં જ્યારે તેણે પાંચને પસંદ કર્યા ત્યારે એ રાજાવર્ગમાં કેટલો ઘોંઘાટ થયો હશે, અથવા કેટલું બધું આશ્ચર્ય થયું હશે? એ બધાનું મૂળ કારણ તપાસો તો એક પ્રબળ વિષયેચ્છા સિવાય બીજું શું હોઈ શકે? ત્યાં તેણે વીતરાગની પ્રતિમા પૂજી હોય એ કેવળ અસંભવિત છે; કારણથી કાર્ય માલૂમ પડી આવે છે.

જિન પડિમાનો અર્થ કામની પ્રતિમા હોય એમ આ પાઠના ફેરફાર પહેલાં હોય એમ હેમચંદ્રાચાર્યના કોષથી જણાય છે. એ વસ્તુ છેવટ ગુણસાગરસૂરિ થયા ત્યાસુંની સચવાઈ રહી હોય તેમ જણાય છે. ગુણસાગરસૂરિ કે જેમણે ઢાલસાગર નામનો રાસ બનાવ્યો છે, તેમાં પાંચ પાંડવ ને દ્રૌપદીનો ઇતિહાસ તે આપે છે, તેમાં જણાવે છે કે:

કરી પૂજા કામદેવની ભાંખે દ્રૌપદી નાર,
દેવ દયા કરી મુજને ભલો દેજો ભરથાર.

(ખંડ છઠ્ઠો—ઢાલ ૧૧૬ : રચનાકાળ ૧૬૭૨)

હૈમી કોષમાં હેમચંદ્રાચાર્યે જિનનો અર્થ કામદેવ કર્યો છે ને આ ગુણસાગરસૂરિએ પણ જિનનો અર્થ આ સ્થળે કામદેવ લીધેલ છે. જો એ જગ્યાએ દ્રૌપદીની દૃષ્ટિમાં જિનપ્રતિમા એટલે તીર્થંકરની પ્રતિમા હોય તો એ લોકો કામની પ્રતિમા કેમ જણાવે? આ વાત પછીથી ઉપડી હોય એમ જણાય છે, ને 'નમોત્થુણં' ને

'જહા સૂરિયાભો' એ પાઠો ધીમે ધીમે આ લોકો ઘુસાડતા ગયા છે. આ વાત આજે એક મોટા વૃક્ષની જેમ દૃઢ થતી ગઇ છે. હેમચંદ્રાચાર્ય ને અભયદેવસૂરિ એ બન્નેની વચમાં કાળનું ઝાઝું અંતર નથી. અભયદેવસૂરિ જે ટીકાકાર છે તેમણે એ જગ્યાએ તીર્થંકરની પ્રતિમાનો અર્થ લીધો નથી, અર્થાત્ એ વખતે વિકૃત પાઠ હતો નહિ તે ઉપર આપેલા પાઠ ઉપરથી જણાય છે. હેમચંદ્રાચાર્યે પણ જિનનો અર્થ કામદેવ લીધો છે એટલે ત્યાંસુધી તે લોકોના ખ્યાલમાં વીતરાગ કે તીર્થંકરની પ્રતિમાનો અર્થ ઘટિત જણાયો હોય તેમ નથી. ત્યારપછીના લોકોએ આ વાત ઉભી કરી દીધી છે. શતાવધાનીજી જણાવે છે કે આ પ્રમાણે કિશનગઢ દિલ્લી આદિ અનેક શહેરોમાં જ્ઞાતા સૂત્રની પ્રાચીન પ્રતિઓ જોઈ છે, તેમાં પણ 'નમોત્થુણં' ના પાઠો નથી.

પ્રાચીન પ્રતિમાં કેવો પાઠ છે ને હાલમાં આગમોદય સમિતિ તરફથી બહાર આવેલી પ્રતિમાં કેવો પાઠ છે, એ નીચે મૂકી બતાવીએ:

આગ્રામાં રત્નવિજયજીના ભંડારમાં જ્ઞાતાસૂત્રની પ્રતિના ૧૩૩ મા પત્રના પ્રથમ પૃષ્ઠમાં આ પ્રમાણે પાઠ છે: [ જુઓ સાથે જોડેલો એ પત્રનો ફોટોગ્રાફ ]

" ततेणं सा दोवइ रायवरकण्णा जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ । उवागच्छिता मज्जणघरं अणुपविसइ (२) ण्हाया जाव सुद्ध पवेसाइं । मंगलाइं वथ्थाइं पवर परिहिया । जिणपडिमाण अच्चणं करेइ । करित्ता जेणेव अतेउरे तेणेव उवागच्छइ ॥

હાલના જ્ઞાતાજીની પ્રતિમાં નીચે પ્રમાણે પાઠ છે:

" ततेण सा दोवइ रायवरकण्णा जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ उवागच्छिता ण्हाया कय वलिकम्मा कय कोउय मंगल पायच्छिता सुद्ध पवेसाइ मंगलाइ वथ्थाइ पवर परिहिया मज्जणघराओ पडिनिक्खमइ पडिनिक्खमिता जेणेव जिणघरे तेणेव उवागच्छइ उवागच्छिता जिणघरं अणुपविसइ अणुपविसिता जिणपडिमाणं आलोए पगामं करेइ करित्ता लोमहथ्थ परा मुसइ

एवं जहा सूरियाभो जिणपडिमाओ अच्चेइ अच्चिता तहेव भणियव्वं जाव धूवं डहइ डहिता वामं जाणुं अंचेति दाहिण जाणुं धरणीतलंसि णिवेसेति णिवेसिता तिक्खुतो मुध्धाणं धरणीतलंसि णमेइ णमाइत्ता इसिंपच्चुणमाते करयल जाव कट्टु एवं वयासी 'नमोत्थुण अरिहंताणं भगवंताणं जावसपत्ताणं' पडिनिक्खमिता जेणेव अंतेउरे तेणेव उवागच्छइ।''

(ભાવનગરમાંથી પ્રકાશિત થયેલી પ્રતિ: વિક્રમ સંવત ૧૯૮૬)

બેઉ પાઠોની વચ્ચે કેટલું બધું અંતર છે તે સ્પષ્ટ જોઈ શકાય છે. અસલી પ્રતિમાં ત્રણ ચાર લીંટીઓ છે ને અર્વાચીન પ્રતિમાં દશ બાર લીંટીઓ છે. પાઠ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જુદા જુદા પ્રસંગે આવેલા પાઠોનો સંગ્રહ કરી એક સ્થળે દાખલ કર્યો છે. 'आलोए पणाम करेइ लोम हथ्थ परामुसइ' આ પાઠો જ્ઞાતાજીના બીજા અધ્યયનમાં પુત્રની અભિલાષા માટે ધન્ય સાર્થવાહની સ્ત્રી દેવદેવીઓની પૂજા કરે છે ત્યાં રહેલા છે. નમોત્થુણં જેવા પાઠો સૂરિયાભના અધિકારમાં છે. તે બધા એકત્ર કરી આ સ્થળે ગોઠવાયા છે.

પાલીતાણાના પર્વત ઉપર એક સુંદર આગમશાલા બાંધવામાં આવી છે, ને તેમાં સુંદર પથ્થર ઉપર આગમોને કોતરાવવામાં આવ્યાં છે. આ પાઠો એ પ્રમાણે આલેખવામાં આવ્યા છે. આજે આગમમાં ફેરફાર થયેલ લિખિત કે મુદ્રિત પ્રતિસંબંધે કોઈ સાંભળતું નથી તો પછી એટલા બધે ઉંચે આલેખેલ પથ્થરમાં કોણ જોવા જવા અને કહેવાનું હતું કે તેમાં ફેરફાર થયો છે? શતાવધાની શ્રી રત્નચંદ્રજી મહારાજ 'સાહિત્ય સંશોધનની આવશ્યકતા' માં પણ એજ બૂમ મારી ગયા છે. કરવામાં આવેલા ફેરફારનું એક વધુ ઉદાહરણ લઈએ. કેશરાજજી કૃત 'રામરાસ' ની મૂલ અનેક પ્રતોમાં એક જગ્યાએ ૨૪ મી ઢાળમાં મુદ્રિકામાં અરિહંતનું નામ લખાવેલ આવે છે; સિવાય કોઈ જગ્યાએ ચૈત્ય કે પ્રતિમાની હકીકત આવતી નથી. તોપણ આનંદ મૌક્તિક ગ્રંથાવલિ જે સાગરાનંદસૂરિ તરફથી પ્રકાશિત થયેલ છે, તેમાં એ જ 'રામરાસ' દાખલ કર્યો છે, તેમાં

ઢાલે ઢાલે જિન બિમ્બ ને ચૈત્યને દાખલ કરી દીધાં છે. કોઇ વાચક અસલી પ્રત જુવે ને તે ગ્રંથાવલીમાં પ્રકાશિત થયેલો રામરાસ જુવે, એટલે અવશ્ય તેની ખાત્રી થઇ જશે. સંશયનો ખુલાસો કરવો હોય તેનેં માટે માર્ગ છે પરન્તુ જેને ઇરાદાપૂર્વક વિકૃતિઓ કરવી હોય્ તેને કોણ અટકાવી શકે?

દ્રૌપદી રાજકન્યાએ જિનપ્રતિમા પૂજી, તો જો એ તીર્થંકરની પ્રતિમા હોય તો તેને તે અડકી કેમ શકે? એ પ્રતિમાને દ્રવ્યલિંગીએ ગ્રહણ કરેલ છે કે સમ્યક્ દૃષ્ટિએ ગ્રહણ કરેલ છે? દ્રવ્યલિંગીએ ગ્રહણ કરેલ હોય તો તે મિથ્યાત્વીની પ્રતિમા થશે. દ્રૌપદી સમ્યક્ત્વી હતી નહિ એમ એ પાઠ ઉપરથી નિકળે છે. દ્રૌપદી એ પ્રતિમાને લોમ હસ્ત (મોરપીંછી)થી સાફ કરે છે ને પ્રતિમાને સ્પર્શ કરે છે. જિનપ્રતિમા હોય તો દ્રૌપદી સ્ત્રી-જાતિ તેને સ્પર્શી શકે કેવી રીતે? સ્ત્રીજાતિનો સ્પર્શ તીર્થંકરની પ્રતિમાને થવો ન જોઇએ, છતાં થાય છે, તો ત્યાં એ પ્રતિમા કોઇ બીજી છે, પરંતુ જિનપ્રતિમા તો નથી જ.

આ બધા ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે દ્રૌપદી પાંચ પતિની પસંદગી કરીને પરણી ત્યાંસુધી એ સમ્યક્ત્વી નહોતી. તે પરણી ત્યારે છ પ્રકારના આહાર ઉત્પન્ન થયા છે ને કૃષ્ણાદિ પાંડવોએ એ ભોજનો વાપર્યાં છે. એટલે ત્યાંસુધી તેઓ જૈન દર્શનમાં આવ્યા હોય તેવું જણાતું નથી. આથી ત્યાંસુધી દ્રૌપદી શ્રાવિકા થઇ નથી એમ પ્રતીત થાય છે. અભયદેવસૂરિએ જ્યાંસુધી વૃત્તિ લખી છે ત્યાં-સુધીના પાઠમાં આ બધો પાઠ જણાતો નથી, એટલું જ નહિ પણ તેમણે વૃત્તિમાં થોડું પણ જણાવ્યું નથી. એક વાચના ને બીજી વાચનાન્તરમાં પણ એ વિષય નથી.



# પ્રકરણ ૪ થું

---

## સ્થાપનાચાર્ય

આજે જૈન સમાજમાં સ્થાપનાચાર્યની પ્રણાલિકા જોસભેર ચાલી રહી છે. જ્યાં મૂર્તિ ન હોય ત્યાં મૂર્તિપૂજકો ધર્મકાર્યના-પ્રસંગે સ્થાપનાચાર્યને મુખ આગળ સ્થાપે છે. આ પ્રવૃત્તિ તેમની મૂળ પ્રણાલિકા છે કે હમણાં હમણાં ઉપજાવી કઢાયલી છે, એ સંબંધી વિચાર કરવાનો છે. જૈન જનતાને તેમને દોરનારાઓ જેમ ચલાવે તેમ ચાલવું પડે છે, છતાં તેમનામાં સારા વિચારકો પણ છે કે જેઓ પ્રવાહમાં ચાલતા નથી. તેમને ઉપજાવી કાઢેલી વસ્તુ ગમતી નથી. સ્થાપનાચાર્યની પદ્ધતિને કેટલાક અનુયાયી વર્ગે વધાવી લીધી છે, પરન્તુ અંચલ ગચ્છનાયક શ્રી મહેન્દ્રસૂરિ આ પદ્ધતિને માટે ના પાડે છે. જુઓ શતપદી ભાષાંતર પૃષ્ઠ ૨૭.

**અંચલ ગચ્છનાયકનો સ્થાપના સામે વિરોધ**

(૧) જિનકલ્પી વિગેરેને દંડાદિ રૂપ સ્થાપનાચાર્ય નથી કારણકે તેઓને ગુરૂકુલવાસની અપેક્ષા નથી, તેમજ દંડાદિક ઉપકરણો હોતાં નથી. માટે મનમાં જ ગુરૂનો ભાવ થાપે છે.

(૨) શ્રાવકોને પણ સ્થાપનાચાર્ય નથી, કારણકે ગુરૂકુલ નિરપેક્ષ જિનકલ્પી મુનિઓને પણ જ્યારે નથી, ત્યારે તે શ્રાવકોને ક્યાંથી હોય? કોઈ પૂછશે કે શું ત્યારે શ્રાવક ગુરૂકુલવાસી નથી? તેનો ઉત્તર એ છે કે ગુરૂકુલવાસી તે ગણાય કે જે તેમની સાથે જ ખાય અને તેમની સાથે જ રહે ને સૂએ, તેમની સાથે પ્રતિક્રમણ કરે, તેમની સાથે ગામો ગામ વિચરે, ગુરૂ યોગ્ય ભાત પાણી લાવી આપે, રાત દિવસ પાસે રહે, અને તેમના જ હુકમમાં વર્તે. માટે શ્રાવક કંઈ ગુરૂકુલવાસી ન ગણાય.

(૩) પ્રદેશી રાજા તથા શંખ શ્રાવક વગેરેની પૌષધશાળામાં પણ સ્થાપનાચાર્ય જણાતા નથી, કારણકે તેમણે પોસહ તથા અણુસણુ કરતાં પૌષધશાળામાં જેમ સંથારા તથા સ્થંડિલભૂમિની પ્રત્યુપેક્ષણા કરી છે, તેમ કાંઇ સ્થાપનાચાર્યની પ્રત્યુપેક્ષણા કરી નથી.

(૪) સ્થાપનાચાર્ય સિવાય પણ અનિયત સ્થાનમાં સામાયિક થઈ શકે છે, કેમકે આવશ્યક ચૂર્ણિમાં અનૃદ્ધિપ્રાપ્ત શ્રાવકને ચારે સ્થળે સામાયિક કરવું કહ્યું છે. તે ચાર સ્થાન એ કે ચૈત્યમાં, સાધુની પાસે, પૌષધશાળામાં, ને જે કોઇ સ્થળે અવકાશ મળે ત્યાં સામાયિક કરવું. અહીં જે કોઇ સ્થળનો અર્થ એ છે કે ખેતર, ખળાં, સભા, પરબ, વખાર કે સથવારાના પડાવ વગેરે સ્થળે પણ જીવજંતુરહિત શુદ્ધ ભૂમિ જોઇ શ્રાવકે સામાયિક કરવું. એટલે અહીં સ્થાપનાચાર્ય શી રીતે સંભવી શકે? શ્રાવકો કંઈ ખેતર પાદર ગામાંતરે જતાં સ્થાપનાચાર્યની સાથે જતા–આવતા નથી.

(૫) સ્થાપનાચાર્ય સિવાય અનુષ્ઠાન કરતાં કંઈ શૂન્યવાદ પણ નથી, કારણકે આવશ્યકચૂર્ણિ તથા પંચાશક વગેરેમાં અનિયત સ્થાને પણ સામાયિક કરવું કહેલ છે. આવશ્યકચૂર્ણિ, અનુયોગદ્વાર, વિશેષાવશ્યક તથા યોગશાસ્ત્રની ટીકામાં મનમાં ગુરુનો ભાવ રાખવાથી પણ સ્થાપનાચાર્ય થાય છે, એમ કહેલ છે. તેમજ જિનકલ્પી મુનિઓ દંડાદિક સ્થાપનાચાર્ય વિના પણ અનુષ્ઠાન કરે છે. વળી પ્રદેશી રાજા અને શંખ શ્રાવક વગેરેની પૌષધશાલામાં સ્થાપનાચાર્ય કહ્યો નથી. તેથી એ ગ્રંથો તથા એ પૂર્વ પુરુષોનું પ્રમાણ લઇ શ્રાવકો પણ દીઠેલા વાંદેલા ગુરુ મહારાજને મનમાં સાક્ષાત્ ખડા કરી ચિંતવતા થકા તેના આલંબને અનુષ્ઠાન કરે તો તેમાં શૂન્યવાદ ન થાય. શૂન્યવાદ તો ત્યારે થાય કે જ્યારે સાક્ષાત્ ગુરુ પાસે કે સ્થાપનાચાર્ય પાસે રહ્યા છતાં પણ ચિત્ત બીજા સ્થળે આવેલ હોય.

વળી જો બહારની સ્થાપના સિવાય મનમાં ગુરુનું સ્મરણ છતાં પણ ક્રિયા ન જ કરાય તો વિવેકી શ્રાવકો પ્રભાતે ઉઠી સામે

પ્રતિમા નહિ હોવા છતાં મનમાં કોઈ ચૈત્ય કે તીર્થ ધારીને ચૈત્ય વાંદે છે તેમજ કેટલાએક ઇરિયાવહી પડિક્કમી સજ્ઝાય કરે છે તે કેમ ઘટે? વળી જે ગામો કે ઘરોમાં ન હોય પ્રતિમા, અને ન હોય સ્થાપનાચાર્ય, તેવા સ્થલમાં રહેનારા શ્રાવકોએ શું અવિરત જ રહેવું? માટે તેવા સ્થલે દેવગુરૂને મનમાં ધારીને જ ચૈત્યવંદન પચ્ચખ્ખાણ ઇરિયાવહી સજ્ઝાય વગેરે કરવાં જોઇએ.

(૬) શ્રાવકના સ્થાપનાચાર્યની શાસ્ત્રમાં ક્યાંય વિધિ જણાતી નથી કેમકે સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ વૃત્તિ અને ટિપ્પન રૂપ આગમ ગ્રંથોમાં ક્યાંય સ્થાપનાચાર્ય પ્રતિષ્ઠિત કરાએલા હોય એવું કહ્યું નથી. શ્રાવકે આ વિધિએ તેની પ્રત્યુપેક્ષણા કરવી તથા ગામાંતરે લઈ જવું ઇત્યાદિ વિધિ પણ ક્યાંયે જણાતી નથી.

(૭) સ્થાપનાચાર્ય બાબત તેવી ઘટમાન યુક્તિઓ પણ નથી. સ્થાપનાચાર્યને ગુરૂ લેખી અપ્કાય તથા ઉજાલાના સ્પર્શથી બચાવો છો, અગર ભૂલેચૂકે તે થઈ જતાં શ્રાવકોને પ્રાયશ્ચિત્ત આપો છો, ત્યારે તેમ કરતાં મોટા પ્રાયશ્ચિત્તવાલો સ્ત્રીનો સંઘટો કેમ નથી અટકાવતા? વળી આધાકર્મી સ્થાન તથા પાટલા કેમ તેને માટે રાખો છો? તેમજ ધોએલી મોપતી ઉપર તેને કેમ સ્થાપો છો? તથા તે ગૃહસ્થના ઘરે કેમ વાસ કરી શકશે? તથા શી રીતે ગ્રામાંતર જતાં વાહન ઉપર લઇ જઇ શકાશે? ઈત્યાદિ વિચાર કરતાં ઘટમાન યુક્તિઓ પણ જણાતી નથી.

(૮) મનમાં ગુરૂનો ભાવ રાખવાથી પણ સ્થાપનાચાર્ય થઈ શકે છે જ, કારણકે વિશેષાવશ્યક, આવશ્યક ચૂર્ણિ, અનુયોગદ્વાર વૃત્તિ, વિશેષાવશ્યક વૃત્તિ તથા યોગશાસ્ત્ર વૃત્તિમાં સાક્ષાત્ ગુરૂના અભાવે દંડકાદિ સ્થાપનાચાર્ય સ્થાપવો અથવા મનમાં ગુરૂનો ભાવ વધારવો એમ બે પ્રકારે પ્રતિપાદન કરેલ છે. (જુઓ વિચાર ૨૧ મો)

**સ્થાપનાની નિરૂપયોગિતા**

જે સંપ્રદાયના અનુયાયીઓ સ્થાપનાચાર્ય કરવા વિષે

કહે છે તેજ સંપ્રદાયના અંચલગચ્છના શ્રી મહેન્દ્રસૂરિના સ્થાપના કરવા વિષેના વિચારો વાંચી જો સ્થાપના કર્યા વિના ન જ ચાલી શકે, તો આ વિચારક એ વિષે શું સમજાવે છે? ચૈતન્યપૂજક સંપ્રદાયના વિચારો તેમને વિરૂદ્ધ લાગશે, પણ તેમને લગતા સંપ્રદાયના વિચારો કહે છે કે પ્રદેશી રાજા શંખ શ્રાવક વિગેરેએ સ્થાપના ક્યાં કરી હતી? તેમનો પૌષધશાલામાં તેમણે તેવી પ્રવૃત્તિ કરી હોય તેમ જણાતું નથી. વસ્તુ એ છે કે સ્થાપના કરવાની રીતિ જૈન આગમોમાં કોઈ જગ્યાએ કહી નથી. ઉપાધિરહિત ધર્મ ધ્યાન કરવાનો પ્રભુનો ઉપદેશ છે, ત્યારે જૂઠા લોકોને ઉપાધિ સાથે ધર્મ કરવાની ઇચ્છા થાય છે. જો હૃદયમાં ભાવ છે તો કેવળજ્ઞાનીઓ કે તીર્થંકરો શું તે નથી જાણતા? સ્થાપના શું ધર્મ ધ્યાન કરનાર પુરૂષની સાક્ષી પૂરે છે? દિવ્ય જ્ઞાની કે કેવળ જ્ઞાની જેવા પ્રભુને મનમાં રાખવામાં આવે તો એ બધું જાણે છે ને જુએ છે. આચાર્ય-તુલ્ય માની સ્થાપનાને વચમાં મૂકવામાં આવે પણ એ સ્થાપના શું સામાયિક કરનારના સારા કે ખોટા વિચાર અનુષ્ઠાનમાં બતાવી શકશે? એ સ્થાપના ધર્મ ધ્યાન કરતા મનુષ્યને વખતનો ખોટો વ્યય કરાવે છે. આ સૂરિજી કહે છે કે શ્રાવકોએ સ્થંડિલ લઘુનીતિ વિગેરે વસ્તુની પ્રત્યુપેક્ષણા કરી છે, પરંતુ સ્થાપનાની તપાસ ક્યાંએ કરી નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે આ વસ્તુ કોઇએ ઊભી કરી દીધી છે. એટલું જ નહિ પણ નિર્યુક્તિ, ભાષ્ય ચૂર્ણિ, વૃત્તિ વિગેરેમાં કોઈ જગ્યાએ એ હકીકત નથી. ગુરૂ સમીપમાં ન હોય તો પૂર્વ કે ઉત્તર દિશામાં મુખ્ય કરી હૃદયમાં તીર્થંકરનો કે ગુરૂદેવનો ભાવ ઉત્પન્ન કરવો ને જે ક્રિયા કરવી હોય તે કરી શકાય છે. સાધુઓને અને શ્રાવકોને હરવખત ગુરૂનો યોગ ન હોય એ બનવું સંભવિત છે. તો તેમણે શું આવશ્યકાદિ કે સામાયિકાદિ ક્રિયા ન કરવી? અથવા શું સ્થાપના જ કરવી જોઇએ?

વ્યાખ્યા પ્રજ્ઞપ્તિમાં સંધના અધિકારે સ્કંધક ઋષિ પર્વત ઉપર ચડે છે ને ત્યાં પૃથ્વીશિલાપટ ઉપર જઈ સંલ્લેખના કરે છે,

ત્યારે બોલે છે કે 'वंदामि णं भगवंतं तत्थगयं इहगये पासओ मे भगवं! तत्थगते इहगतं' અર્થ એ છે કે હે ભગવન્! અહીં રહેલો હું ત્યાં રહેલા આપ શ્રી ભગવંતને વંદું છું, ને આપ ત્યાં રહેલા અહીં રહેલા મને જુઓ. આ જ પ્રમાણે જ્ઞાતાસૂત્રમાં મેઘકુમાર પૃથ્વીશિલા ઉપર બેસી સંલેખના કરતી વખતે પ્રભુને હૃદયમાં સ્થાપીને બોલે છે, ને કહે છે કે, હે પ્રભો! આપ પોતે સર્વજ્ઞ છો ને સર્વ જુઓ છો તો હું આપને વંદના કરૂં છું. આપ સર્વ રીતે વિજ્ઞાતા ને દૃષ્ટા છો, આપ સર્વ મારૂં ચરિત્ર જાણો છો; વસ્તુ એ છે કે મારી સ્થિતિ આપનાથી કાંઈ પણ અજ્ઞાત નથી; માટે હે સર્વેશ્વર! આપ મારા સામું જુઓ ને હું આપની સાક્ષીએ મારા આત્માની વિચારણા કરૂં છું.

આ ઉપરથી સમજી જવાશે કે સાધક મુમુક્ષુ જીવને ઉપકારક ને હૃદયમાં પ્રેમભક્તિનું વ્હેણ ઉત્પન્ન કરનાર હોય તો એ આત્મા પોતે છે, પરન્તુ એ સ્થાપના નથી. સ્થાપના તો પોતે જડ છે, જે સાધકના દિલને પ્રેરણા આપવાને બદલે ઉપાધિમાં નાંખે છે. તાત્પર્ય એ છે કે સાધક મુમુક્ષુ જીવોને સ્થાપના કરવી એ વખતનો દુર્વ્યય કરવા બરાબર છે. સાધકનું ધ્યેય તો સ્થાપના નથી, પરન્તુ સર્વદૃષ્ટા જે તીર્થંકર કે સિદ્ધ છે તેમને તેણે હૃદયમાં સ્થાપવા જોઈએ. સાધકને સાધ્યના જેવું થવું છે, પરન્તુ તેને સ્થાપના જે જડ છે તેના જેવું થવું નથી. સ્થાપનામાં ચિત્ત ચોડવાથી સાધ્ય જે સિદ્ધ કે તીર્થંકરો છે તે હૃદયમાં સ્મૃતિરૂપે રહેતા નથી. એટલે જો સ્થાપનામાં વૃત્તિ રહે તો સત્ય વસ્તુ જે તીર્થંકર તે હૃદયમાં આવતા નથી, અને જો હૃદયમાં તેમને રાખવામાં આવે તો સ્થાપનામાં ચિત્તવૃત્તિ રહેતી નથી. હૃદયમાં ને વિચારમાં શુદ્ધ બુદ્ધ મુક્ત ને પરિબ્રહ્મ રૂપ જે પરમાત્મા છે, તેમને પ્રત્યેક શ્વાસે ચિંતવવા ને વિચારવા એ ઉચ્ચ ને શુદ્ધ સ્થાપના છે.



## પ્રકરણ ૫ મું

---

### આગમહ્રાસ

જૈન દર્શન પ્રમાણે પ્રતિસમયે દરેક વસ્તુનો ફેરફાર થયા કરે છે. ઉત્સર્પિણી કાલમાં વસ્તુઓ દરેક સમયે ઉચ્ચ ને સુંદર થતી હોય છે, ત્યારે અવસર્પિણી કાલમાં તે વસ્તુઓ નીચતા ને અસૌંદર્યમાં પલટો લેતી જાય છે. શ્રી વર્ધમાન આ અવસર્પિણી કાલના ચતુર્થ આરાના છેવટમાં મોક્ષે ગયા, તે વખતે દિવ્ય જ્ઞાનનો–અવધિ જ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન ને કેવળ જ્ઞાનનો–જે પ્રકાશ હતો, તે ધીમે ધીમે ઓછો થવા લાગ્યો; એટલે તે જ્ઞાનવાળા પુરુષો એક પછી એક ઘટવા લાગ્યા. ત્યારપછી શ્રુત જ્ઞાનમાં જે પૂર્વધરો અને મહા વિદ્યાવંત પુરુષો હતા તે પણ ઓછા થવા લાગ્યા. શ્રી વીરે જે શ્રુત જ્ઞાન અગીયાર ગણધરોમાં રેડયું હતું તે શ્રુત જ્ઞાન ગણધરોની હયાતીમાં રહ્યું, પણ તેમની પરંપરા બંધ થતી ગઈ તેમ તેમ તે જ્ઞાન અદશ્ય થતું ગયું. એ અગીયારે ગણધરો દશાંગ શ્રુતના ધારક હતા; પણ શ્રી વીરની હયાતીમાં જ એમાંના નવ ગણધરો નિર્વાણપદને પામી ગયા હતા. શ્રી વીર પછી માત્ર બે જ ગણધરો રહ્યા હતા, તે ઇન્દ્રભૂતિ ને સુધર્મા. ઇન્દ્રભૂતિ ગણધરનો શિષ્ય–પ્રશિષ્ય સંપ્રદાય પાછળ ચાલ્યો જણાતો નથી; માત્ર સુધર્મા સ્વામીનો શિષ્ય સંપ્રદાય ચાલી આવ્યો છે. અર્થ એ છે કે એ દ્વાદશાંગ શ્રુતજ્ઞાનની પરંપરા જે કાંઇ ચાલી આવી તે શિષ્ય–પ્રશિષ્ય દ્વારા ચાલી આવી છે તે છે. બીજા ગણધરોની શિષ્યપરંપરા ન હોવાથી તે જ્ઞાનની પરંપરા આજે રહી નથી. જેમ જેમ ગણધરો નિર્વાણ પામતા ગયા, તેમ તેમ તેમના શિષ્યો બીજા ગણધરોની સંપત્તિમાં મળતા ગયા. છેવટે સુધર્મા સ્વામીના મંડળમાં એ શિષ્યસંપ્રદાયને જ્ઞાન સંપત્તિ મળી ગયાં હતાં.

એ અગીયાર ગણધરોની છદ્મસ્થ પર્યાય ને કેવળ પર્યાય આ પ્રમાણે છેઃ

तीसा बारस दसगं बारस बायाल चोदस दुगं च।
णवगं बारस दस अठ्ठगं च छउमथ्थ परियाओ ॥ (६५२)

અગિયાર ગણધરોની ક્રમવાર છદ્મસ્થ પર્યાય આ પ્રમાણે છેઃ ૩૦, ૧૨, ૧૦, ૧૨, ૪૨, ૧૪, ૧૪, ૯, ૧૨, ૧૦ ને ૮ વર્ષ. એ પ્રમાણે છદ્મસ્થ દીક્ષાપર્યાય છે. (જુઓ આવશ્યક સૂત્ર નિર્યુક્તિ).

કેવળ દીક્ષાપર્યાય આ પ્રમાણે છેઃ

बारस सोलस अठारसेव अठारसेव अठेव।
सोलस सोलस तहेकविस चोदस सोले य सोले य ॥

અર્થાત્—૧૨, ૧૬, ૧૮, ૧૮, ૮, ૧૬, ૧૬, ૨૧, ૧૪, ૧૬, ૧૬ વર્ષ. આ પ્રમાણે કેવળ દીક્ષાપર્યાય જાણવી.

કુલ દીક્ષાપર્યાય જાણવાને એ બન્ને ભેગી કરવી ને સરવાળો આવે તે દીક્ષાપર્યાય દરેક ગણધરની સમજવી. એમ પહેલા ગણધરની કુલ દીક્ષાપર્યાય ૪૨ વર્ષ હતી, બીજાની ૨૮, ત્રીજાની ૨૮, એમ ક્રમવાર નીચે પ્રમાણે ગણી લેવીઃ ચોથાની ૩૦, ૫૦, ૩૦, ૩૦, ૩૦, ૨૬, ૨૬ ને ૨૪ વર્ષ.

આ પ્રમાણે બધા ગણધરો પોતપોતાની હયાતી સુધીમાં પોતાના દરેક શિષ્યને દ્વાદશાંગશ્રુત ભણાવતા હતા, પણ તેઓ પોતાનું આયુષ્ય પૂર્ણ થતાં ચાલતા થયા, ત્યારે તે શિષ્યમંડળમાં દ્વાદશાંગી શ્રુતજ્ઞાન ધીમે ધીમે ઓછું થવા લાગ્યું. એટલે એ ગણધરોના શિષ્યમાં જે શ્રુત પ્રણાલિકા હતી તે ઉચ્છેદ થઇ ગઇ છે. માત્ર એક સુધર્મા સ્વામીના શિષ્ય–પ્રશિષ્યમાં જે શ્રુતજ્ઞાન પ્રણાલિકા હતી તે ચાલુ રહી છે. એ શ્રુતજ્ઞાન તેમના શિષ્ય–પ્રશિષ્યના કંઠાપકંઠ વહી રહ્યું હતું, તે પણ ધીમે ધીમે એક પછી એક શિષ્યના મુખેથી હ્રાસ

પામવા લાગ્યું. એટલે એક શિષ્યના કર્ણમાં પડ્યું, તે બીજા પ્રશિષ્યના કર્ણમાં જતાં ઓછું થવા લાગ્યું, જેમ એક ભાજનમાંથી બીજા ભાજનમાં પાણી જાય ને ઓછું થાય તેમ થવા લાગ્યું.

## દ્વાદશાંગીનો હ્રાસ (ઘટાડો) કેવી રીતે થયો ?

એ દ્વાદશાંગી શ્રુત આજે તદ્દન વિલય પામી ગયું નથી, પણ તેમાં ઘટાડો થઇ રહ્યો છે. સુધર્માસ્વામીની પાટે શ્રી જંબૂસ્વામી આવ્યા, તે પછી પ્રભવ, એમ ક્રમવાર શય્યંભવ, યશોભદ્ર ને સંભૂતિવિજય આવ્યા ને ત્યારપછી ભદ્રબાહુ સ્વામી આવ્યા. આટલા વખત સુધી દ્વાદશાંગી શ્રુતજ્ઞાન અખંડ સચવાઈ રહ્યું હતું. પણ ત્યારપછી તેમાં એકદમ મોટો ઘટાડો થઇ ગયો. એ વખતમાં ઉપરાઉપરી બાર વર્ષ ચાલુ દુષ્કાળો પડ્યા. અન્નની મુશ્કેલી ઊભી થઈ. જીવનને ટકાવવાનો પહેલો સવાલ હતો. મુનિદશામાં મોટું ભંગાણ થયું. એ વખતે શ્રુતજ્ઞાનની વિસ્મૃતિ થવા લાગી. નિર્ગ્રંથો ભૂખ્યા રહેવાથી જ્ઞાનને સંભારી શક્યા નહિ. દુષ્કાળનો અંત આવતાં પાટલીપુત્ર (હાલનું પટણા) માં સંયત નિર્ગ્રંથો એકત્ર થયા. એમ કહે છે કે અગીયાર અંગો માંડ માંડ તેઓ એકત્રિત કરી શક્યા હતા, પણ બારમું અંગ દૃષ્ટિવાદ તેઓ ભેગું કરી શક્યા ન હતા. એ દૃષ્ટિવાદ અંગ માત્ર શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે મોજુદ હતું, પણ તે નેપાલમાં 'મહાપ્રાણ' નામક ધ્યાન કરવામાં રોકાયા હતા. ભદ્રબાહુસ્વામી પાટલીપુત્રમાં આવ્યા નહોતા, એટલે શ્રી સંઘે તેમને કહેવરાવ્યું કે તેમણે ત્યાં આ વખતે આવવું જોઇએ, પણ ભદ્રબાહુ સ્વામી ધ્યાન કરવાની પ્રવૃત્તિમાં હોવાથી એક વખત તો ના કહી હતી, પરંતુ સંઘનો ઘણો આગ્રહ થવાથી એ વાત તેમણે સ્વીકારી. એ દૃષ્ટિવાદની વાચના લેવા માટે એમ કહે છે કે પાંચસો મુનિઓ તેમની પાસે હાજર થયા. ભદ્રબાહુ સ્વામી વાચના આપતા, પણ કટકે કટકે આપતા હતા, એટલે સાધુઓને અનુકૂળતા આવી નહિ, ને સંતોષ પામી શક્યા નહિ અને ત્યાં તેઓ ટકી શક્યા નહિ. એક

સ્થૂલભદ્ર સ્વામી ગમે તે હિસાબે રહ્યા ને જેમ વાચના આપી તેમ લેવા તે રોકાયા.

સ્થૂલભદ્ર સ્વામીએ આઠ વર્ષમાં આઠ પૂર્વનો અભ્યાસ કરી લીધો. તે વખતે તેમને શ્રી ભદ્રબાહુ સ્વામીએ પૂછ્યું કે ઉત્સાહભંગ તો થયો નથી ને? કંટાળો તો આવતો નથી ને? તેમણે કહ્યું કે 'હું ઉત્સાહભંગ નથી થયો પણ વાચના વધારે મળે તેમ ઇચ્છું છું.' ભદ્રબાહુ સ્વામીએ કહ્યું કે 'ધ્યાનની પૂર્ણાહુતિ કરવામાં હું રોકાયો હતો તેથી તેમાં વખત આપી શકતો ન હતો. પણ હવે એ પૂર્ણ થવા આવ્યું છે, એટલે વધારે વખત તેમાં આપીશ.' આ પ્રસંગમાં કહે છે કે સ્થૂલભદ્રે પૂછ્યું કે હવે અભ્યાસ કેટલો બાકી છે? ત્યારે ભદ્રબાહુ સ્વામીએ કહ્યું કે આ તો સમુદ્રમાં બિન્દુ સમ છે, એટલે હજી ઘણું બાકી છે. ત્યારપછી મહાપ્રાણ ધ્યાન પૂર્ણ થયા બાદ ભદ્રબાહુ સ્વામીએ ઘણો વખત લીધો ને તેમને દશ પૂર્વ સુધી અભ્યાસ કરાવ્યો.

પછી તેઓ વિહાર કરી શ્રી ભદ્રબાહુ સ્વામી સાથે પાટલીપુત્રમાં આવ્યા. ત્યાં સ્થૂલભદ્રની બહેનો જેઓ દીક્ષિત હતાં તેઓ દર્શનાર્થે ઉપાશ્રયમાં આવ્યાં. આ વખતે ભદ્રબાહુ સ્વામી વિગેરેને અભાવે સ્થૂલભદ્રે વસ્તુ જાણવા માટે સિંહનું રૂપ બનાવ્યું હતું. બહેનોએ સ્થૂલભદ્રને નહિ જોયા, પણ સિંહને જોઇ લીધો. એ વાત ભદ્રબાહુ સ્વામીને કાને પહોંચી. આથી તેમને વધારે અભ્યાસ માટે ભદ્રબાહુ સ્વામીએ ના પાડી દીધી. પછી સંઘનો ઘણો આગ્રહ થવાથી પૂર્વગત વાચના માત્ર મૂળસૂત્ર રૂપે આપી, પણ અર્થરૂપે વ્યાખ્યા આપી નહિ. એટલી વ્યાખ્યા આપતાં શરત એ કરી કે તમારે એ વ્યાખ્યા કોઇને આપવી નહિ. એટલે દૃષ્ટિવાદ અંગનો ઉચ્છેદ આ પ્રમાણે ધીમે ધીમે થતો ગયો. વીર સંવત્ ૧૭૦ વર્ષ પછી ૧૧-૧૨-૧૩ ને ૧૪ મા પૂર્વનો અર્થથી વિચ્છેદ થયો ને સ્થૂલભદ્રના સ્વર્ગગમન પછી શબ્દથી પણ નાશ થયો.

**શ્રુતજ્ઞાનનો હ્રાસ કેવી રીતે થતો ગયો ?**

આમ કંઠસ્થ રહેલા પૂર્વનો વિનાશ થઇ રહ્યો હતો. સંયોગો બદલાતા જતા હતા. જીવનસૌરભ હ્રાસ પામતું હતું. પરસ્પર કલહની કથાવલી વધતી હતી. આર્ય સુહસ્તી ને આર્ય મહાગિરિ મહા આચાર્યો થયા. આ વખતે વસ્ત્રસહિત રહેવું કે વસ્ત્રરહિત રહેવું એ સંબંધી અસંતોષનાં બીજો રોપાયાં હતાં. ઇર્ષ્યા—અસૂયા અને ખટપટો સ્થાન જમાવતાં હતાં. પોતાની મહત્તા ને બીજાની ન્યૂનતા કરવાની વૃત્તિ પરસ્પર જાગી ગઇ હતી. ત્યારપછી સુકાળ આવ્યો હતો. કેંક સૈકા સુધી સારી સ્થિતિ ચાલી હતી. શ્રુતજ્ઞાન તો ઘણું ઘટી ગયું હતું, પણ તેટલામાં બીજી વખત દુષ્કાળે પોતાનો પંજો લોકો ઉપર ચલાવ્યો હતો. બીજો દુષ્કાળ પણ બાર વર્ષ સુધી ચાલ્યો હતો. સાધુઓ ક્ષુધાને લીધે શ્રુતજ્ઞાનનું ગ્રહણ, ગુણન, ચિંતવન, વિગેરે કરી શકતા નહોતા. મુનિજનો ઘણી મુશ્કેલીમાં આવી ગયા હતા. મનુષ્યો બધું સહન કરી શકે છે પણ અન્ન વિના ચલાવી લેવું ઘણું કઠિન હોય છે. દૃષ્ટિવાદ તો ઘણો વિલય પામી ગયો હતો, પણ અંગાદિ શ્રુતજ્ઞાન પણ નાશના પંથે ચાલી રહ્યું હતું. આ દ્વાદશવર્ષીય દુષ્કાળ વીત્યા પછી બીજી વખત મથુરાનગરીમાં મુનિમંડલ મળ્યું હતું. આ નગરી પાસેનો પ્રદેશ શૌરસેન ગણાય છે. આ મંડલમાં મુખ્ય શ્રી સ્કંદિલાચાર્ય હતા. તેમણે બધા મુનિઓ પાસેથી જેમ જેમ યાદ આવતું ગયું તેમ તેમ એકત્ર કર્યું. મથુરાનગરીમાં વાચના એકત્ર થઇ તેથી તે માથુરી વાચના તરીકે ગણાવા લાગી. વળી શૌરસેનનો પ્રદેશ હોવાથી એ માથુરી વાચનામાં શૌરસેની ભાષા મિશ્રિત થઇ છે. આ વખતે કેટલુંક અંગ-ગત જ્ઞાન એકત્ર થયું ને થોડું પૂર્વગત જ્ઞાન સંઘટિત થયું.

એમ મથુરાનગરીમાં મુનિમંડળ ભેગું થયું હતું ને તેમાં અગ્રણીય શ્રી સ્કંદિલાચાર્ય હતા, તે વખતમાં કેટલાક મુનિઓ વલ્લભીનગરીમાં એકત્ર થયા હતા, તેમાં શ્રી નાગાર્જુન મુખ્ય સ્થાને હતા. તેમને પણ એ ઇચ્છા હતી કે શ્રુતજ્ઞાનને ઉચ્છેદ થતું રોકીએ તો

સારૂં, એટલે તેમણે પણ જેમ જેમ યાદ આવતું ગયું તેમ તેમ ગોઠવણ કરીને વ્યવસ્થિત કર્યું. આ વાચના નાગાર્જુનીય કહેવાય છે. આજે ગ્રંથોમાં ફેરફાર લાગતો હોય તો બન્ને જગ્યાએ જુદી જુદી વાચના થઈ તેથી તેમ થયું છે; એટલે સ્મૃતિ જુદી જુદી હોવાથી ને ભિન્ન સ્થળો હોવાથી એ પાઠાંતરો ને વાચનાભેદો થયા છે. આમ બીજી વખત વાચના થયા પછી કેટલાક વખતને અંતરે શ્રી દેવર્દ્ધિ ગણી ક્ષમાશ્રમણ થયા. એ પૂર્વનો ઘટાડો થતાં થતાં તે વખતે એક પૂર્વનું જ્ઞાન રહ્યું હતું.

દેવર્દ્ધિગણીના વખતમાં ત્રીજી વખત દુષ્કાળ પડ્યો હતો, તે પણ કહેવાય છે કે બાર વર્ષ સુધીનો દુષ્કાળ હતો. ઘણા નિર્ગ્રન્થો સંલ્લેખના કરવા લાગી ગયા હતા. બહુશ્રુતધરો પંચત્વ પામી ગયા હતા. મુમુક્ષુતા ને નિર્ગ્રંથતા લગભગ વિલય પામવા આવી હતી. સાધુધર્મનો લોપ પહેલા દુષ્કાળોમાં થઈ ગયો હતો અને તે વખતે પણ લોપ થઈ રહ્યો હતો. શરીર ટકાવવાની મુશ્કેલી હતી, તો પછી મુનિધર્મ કેવી રીતે ટકી શકે? હકીકત એ બની કે જેમ જલ વિના કંઠે પ્રાણ આવે તેમ તે વખતે મુનિ-ધર્મનો છેડો આવી રહ્યો હતો. ઉચ્ચ વિચાર, ઉચ્ચ જીવનવ્યવહાર, એ સઘળાં આપત્તિમાં આવી ગયાં હતાં. એ દુષ્કાળો ઊતર્યા પછી શ્રી દેવર્દ્ધિગણી આદિ શ્રમણમંડળ વલ્લભીપુરમાં એકઠું થયું. એ દેવર્દ્ધિગણીએ ભવિષ્યની પ્રજાના હિતાર્થે ને શ્રુતજ્ઞાનની ભક્તિથી પ્રેરાઇને મુનિઓના કંઠે ને પોતાના કંઠે જે શ્રુતજ્ઞાન રહ્યું હતું, તેને પત્ર પર આરૂઢ કરવાની પ્રવૃત્તિ કરી. જે શ્રુતજ્ઞાન કંઠે ત્રુટિત કે અત્રુટિત હતું, તે જ્ઞાનને વ્યવસ્થિત રીતે દેવર્દ્ધિગણીએ અગ્રણી થઇને એકત્રિત કર્યું. વીર સંવત્ ૯૮૦ થી ૯૯૩ સુધીમાં તે કાર્ય તેમણે કર્યું તેમ કહેવાય છે. જે ભાગ ને જે વિષય જેમ ક્રમવાર જોઇએ તેમ રહી શક્યો ન હતો, છતાં જેમ સમજણ પડી ને જેમ મળતું ગયું તેમ તેમણે વિચારપૂર્વક એકત્ર કર્યું.

**એ વાચના કયા કયા વખતમાં થઈ?**

પહેલી વાચના શ્રી ભદ્રબાહુ સ્વામીના વખતમાં પાટલીપુત્રમાં થઇ છે તેથી તે વાચના પાટલીપુત્રીય વાચના કહેવાય છે. તે વખતે વીર સંવત્ ૧૬૦ નો ગાળો હોય. બીજી વાચના મથુરાનગરીમાં શ્રી સ્કંદિલાચાર્યની નીચે થઈ, ને વલ્લભીપુરમાં શ્રીનાગાર્જુનાચાર્યની નીચે થઈ. આનો વખત 'આર્હત આગમોનું અવલોકન' ના લેખક શ્રી હીરાલાલ રસિકદાસ વીર સંવત્ ૮૨૭ થી ૮૪૦ નો બતાવે છે. પંડિત બેચરદાસ 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' પુસ્તિકામાં શ્રી વીરનો પાંચમો–છઠ્ઠો સૈકો કહે છે. એ બન્ને લેખકોમાં હકીકત એક જ છે, પણ વર્ષનો તફાવત છે. ત્રીજી વાચનાનો વખત વીર સંવત ૯૮૦ થી ૯૯૩ નો છે.

બીજી વાચના વલ્લભીપુરમાં થઈ તે વખતે એ જ્ઞાન પત્ર ઉપર આરૂઢ કરવામાં આવ્યું હતું એમ કેટલાકો કહે છે, પણ તે વાત બરાબર હોય એમ જણાતું નથી. નાગાર્જુનીય વાચના માથુરી વાચના સાથે કેટલીક બાબતમાં મળતી નહિ આવવાથી તે વસ્તુને મૂકી દીધી હતી. એટલે એ અભિપ્રાયનો સ્વીકાર મૂળ ગ્રંથમાં થઇ શકયો નહિ, તેમજ તે હકીકતને તદ્દન છોડી દીધી નહિ, પણ ચૂર્ણિ વિગેરે જે ગ્રંથો થયા તેમાં તે વસ્તુ દાખલ કરી, એમ શ્રી. હીરાલાલ તેમના ઉપર જણાવેલા પુસ્તકમાં કહે છે.

શ્રી વીરના નિર્વાણ પછી એક હજાર વર્ષ સુધી એક પૂર્વનું જ્ઞાન રહ્યું હતું, ત્યારપછી તે જ્ઞાનનો ઉચ્છેદ થયો; તો એ પૂર્વગત શ્રુતજ્ઞાન ગ્રંથમાં આરૂઢ થયું હતું કે નહિ, એ વાતનો ખુલાસો અત્યારે મળતો નથી. ગમે તેમ હો, પરન્તુ બારમા અંગનો ઉચ્છેદ આજે તદ્દન થઇ ગયો છે એ તો સ્પષ્ટ છે. હવે રહ્યાં અગિયાર અંગ. તે અગિયારે અંગો જેમ હતાં તેમ તો નથી જ, કારણકે તેમાંનો કેટલોક કે ઘણો ભાગ નાશ પામી ગયો છે. જે જે અંગનાં

જે જે પદો કહ્યાં છે તે તો નથી જ. વળી વધારે સ્પષ્ટ એ છે કે આચારાંગના પ્રથમ શ્રુતસ્કંધનું 'મહાપરિજ્ઞા' નામક સાતમું અધ્યયન શીલાંકસૂરિએ ટીકા લખી તે પહેલાં નાશ પામી ગયું હતું. જ્ઞાતા-ધર્મકથામાં જે ઉપાખ્યાયિકાઓ હતી તે પણ આજે નથી. પ્રશ્ન-વ્યાકરણ જે દશમું અંગ છે તેની અસલ દશા જે હતી તે આજે નથી; તેને સ્થાને આસ્રવદ્વાર ને સંવરદ્વાર વિષયો દાખલ થયા છે. એટલે ૧૧ અંગ જેવી જોઇએ તેવી સ્થિતિમાં રહ્યાં નથી, અર્થાત્ તેમાંનો ઘણો ભાગ નાશ પામી ગયો છે.

**છેવટે કેટલા ગ્રંથો રહેશે ?**

તીર્થોદ્દ્ગાલી પ્રકીર્ણમાં નીચે પ્રમાણે પદ્ય છે:

वासाण सहस्सेण य एकवीसाए इह भरहवासे ।
दसवैयालिय अत्थो दुप्पसह जइम्मि नासिहीति ॥ ५० ॥
इगवीस सहस्साइं वासाणं वीर मोक्ख गमणाओ ।
अव्वोन्छिन्नं होही आवस्सगं जाव तित्थं तु ॥ ५२ ॥
इगवीस सहस्साइं वासाणं वीर मोक्ख गमणाओ ।
अणुयोगदार नंदी अव्वोन्छिनाउ जातित्थं ॥ ५३ ॥

અર્થાત્—શ્રી વર્ધમાનના નિર્વાણ પછી ૨૧૦૦૦ વર્ષ જશે તોપણ દશવૈકાલિક સૂત્ર, આવશ્યક સૂત્ર, અનુયોગદ્વાર ને નંદી, આ ચાર સૂત્રગ્રંથો રહેશે, ને છેવટે (તે વખતે) દુષ્પ્રભ સાધુ, ફાલ્ગુના સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા એ ચાર જીવો તેના ઉપરથી આત્મહિત કરી શકશે. ત્યારપછી એ ચાર ગ્રંથોનો પણ ઉચ્છેદ થશે.

'આર્હત આગમોનું અવલોકન'માં શ્રી. હીરાલાલે આ પ્રમાણે જણાવ્યું છે:

(૧) કેવળજ્ઞાનનો ઉચ્છેદ શ્રી વીરનિર્વાણ પછી ૬૪ મા વર્ષે થયો.
(૨) ૧૧-૧૨-૧૩ ને ૧૪ મા પૂર્વનો ઉચ્છેદ શ્રી ભદ્રબાહુ સ્વામીના સ્વર્ગગમન પછી ૧૭૦ મા વર્ષે અર્થથી થયો.

(૩) શબ્દથી ઉચ્છેદ શ્રી સ્થૂલભદ્રના ગયા પછી થયો. વીર સંવત ૨૧૫ થી ૨૨૫.

(૪) આર્યરક્ષિતના સ્વર્ગગમન પછી છેલ્લા સાડા ચાર પૂર્વનો ઉચ્છેદ થયો.

(૫) શ્રી વીર સંવત ૧૦૦૦ વર્ષ પછી સમસ્ત પૂર્વનો ઉચ્છેદ થયો.

(૬) મહાપરિજ્ઞા (આચારાંગનું) અધ્યયન શીલાંકસૂરિ પહેલાં ને વજ્રસ્વામી પછી નાશ પામ્યું.

**હાલ જે સાહિત્ય છે તે મૌલિક છે કે ગૌણ છે?**

હમણાં જે પીસ્તાલીશ કે ચોરાસી આગમો કહેવાય છે તે શ્રી દેવર્દ્ધિગણીએ પત્ર પર આરૂઢ કર્યાં હતાં કે નહિ, તેનો નિર્ણય આજે આવી શકતો જણાતો નથી. શ્રી વીરનિર્વાણ પછી ને દેવર્દ્ધિગણીએ સૂત્રોને પત્ર પર આરૂઢ કર્યાં તેટલા ગાળામાં પણ વિવિધ સાહિત્ય ઉપસ્થિત થયું હતું, તે બધું શ્રી દેવર્દ્ધિગણીએ માન્ય રાખ્યું હતું કે નહિ? નંદી સૂત્રમાં અનેક ગ્રંથોનાં નામો છે તે આજે નથી. આજે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, દશ વૈકાલિક વિગેરે ચાર ને બૃહત્કલ્પ વિગેરે ચાર ને આવશ્યક એમ બત્રીશને કેટલાક માન્ય રાખે છે ત્યારે કેટલાકો પીસ્તાલીસ એટલે તેમાં તેરનો વધારો કરે છે ને માન્ય રાખે છે. તેરમાં દશ પ્રકીર્ણ (પઇન્ના), એક પિંડનિર્યુક્તિ, પંચકલ્પ ને મહાનિશીથ છે. એ તેર પછીથી બન્યાં હોય કે દેવર્દ્ધિગણીએ માન્ય રાખ્યાં ન હોય તેમ જણાય છે. મહાનિશીથ સૂત્ર આજે શ્વેતાંબરો (મૂર્તિપૂજકો) માનતા હશે, પણ તે બનાવટી છે એ વસ્તુ પૂર્વે દર્શાવવામાં આવી છે. પંચકલ્પ આજે નથી. પિંડનિર્યુક્તિ દશ વૈકાલિક ઉપરથી અવતરણ કરેલું છે, ને દશ પ્રકીર્ણ તે ભિન્ન ભિન્ન વ્યક્તિઓએ ત્યારપછી બનાવેલાં છે. જોકે તેમાં જે વસ્તુ છે તે અવિરોધક છે, છતાં ઉપરના ગ્રંથમાંથી તે લીધેલી છે, અને તે નવીન વસ્તુ નથી. એટલે પંચકલ્પ, મહાનિશીથ, પિંડનિર્યુક્તિ ને દશ પ્રકીર્ણ સિવાય જે બત્રીશ છે તે તો સૌ શ્વેતાંબરોને માન્ય છે.

૧૧ અંગ છે તે તો ગણધરના મુખથી કહેવાયલાં છે એમ આજના બધા વિદ્વાનો માન્ય રાખે છે. જે બાર ઉપાંગ મૂલ-છેદ વિગેરે છે, તે ગણધરના મુખથી સીદ્ધી રીતે કહેવાયલાં નથી, પણ કહેવાય છે કે વિસ્મૃત થતાં શ્રુતજ્ઞાનમાંથી જુદા જુદા મહાન્ સમર્થ આચાર્યોએ ઉધ્ધૃત કર્યાં છે, અને તે તેમની સ્વતંત્ર કૃતિ નથી. શય્યંભવાચાર્યે પોતાના પુત્ર દીક્ષિત થયેલા મનક મુનિને અભ્યાસ કરાવવાને અર્થે પૂર્વમાંથી દશ વૈકાલિક સૂત્ર તૈયાર કર્યું; તેમજ પ્રજ્ઞાપના શ્રી શ્યામાચાર્યે તૈયાર કર્યું છે. શ્રીમાન્ દેવર્દ્ધિગણી ક્ષમા-શ્રમણની સમિતિમાં એ સિદ્ધાંતો તરીકે માન્ય રખાયાં છે, એમ ઘણાઓનું માનવું છે. જો કે તેમાં ક્ષતિઓ-ત્રૂટિઓ દેખાય છે, તથાપિ મૌલિક સિદ્ધાંત સાથે કે તત્ત્વો સાથે તે વસ્તુઓ વિરોધક થતી નથી. મહાનિશીથને માટે તેમ નથી. તેમાં મુનિધર્મને અંગે કેટલાક આચારની વાનગીઓ ઉમદા કહી છે, તથાપિ કંઈ કંઇ વાતો મૂલ વાતોને ઉલ્લંઘી જાય તેવી તેમાં ગોઠવાયેલી છે. ઘણો ભાગ તેમને માનવાની બાજુમાં છે, તોપણ કેટલોક ભાગ (શ્વેતાંબર મૂર્તિપૂજક) મહાનિશીથને માનવાની વિરૂદ્ધમાં છે. (જુઓ શતપદી)

**જૈન સાહિત્યમાં વિકાર**

આજે જૈન સાહિત્ય ઉપર નજર નાંખીએ છીએ ત્યારે તે સાહિત્ય ઘણું વિશાળ દેખાય છે, પણ પ્રશ્ન એ થાય છે કે બધાં પુસ્તકો શું તીર્થપતિ શ્રીમાન્ મહાવીરની આજ્ઞામુદ્રાથી અંકિત છે કે? જેમ અનેક ધર્મફાંટામાં અજ્ઞાનતા ને અંધ શ્રદ્ધા હોય છે તેમ જૈન સમાજમાં પણ અંધ શ્રદ્ધા ને અજ્ઞાનતા છે; કેટલોક અનભ્યાસી વર્ગ જ્યારે અંધ શ્રદ્ધાને વળગી રહ્યો છે, ત્યારે કેટલોક વિચારમાં આગળ વધેલો વર્ગ નાસ્તિકતાને પંથે વહી રહ્યો છે. જેમ એક વર્ગ કહે છે કે એકેકએક અક્ષર મહાવીરના શ્રીમુખથી નિકળેલો છે, ત્યારે બીજો વર્ગ કહે છે કે એકેકએક ગ્રંથ મહાવીરના નામે બીજા બધા આચાર્યોએ ચડાવી દીધેલો છે. મધ્યસ્થ ને સત્યશોધક વર્ગ

આજે ઘણો ઓછો દેખાય છે. જ્યાંસુધી દિવ્ય જ્ઞાન ને તેના ઉપાસકો રહ્યા ત્યાંસુધી મહાવીરની આજ્ઞાથી અંકિત ગ્રંથો બન્યા, પણ વખત જતાં સત્તા ને સુખની અભિલાષાઓ વધવાથી એ ધર્મ-સાહિત્યમાં વિકાર પેઠો. 'કારણ સડે તો કાર્ય પણ સડે'—એ કહેવત અનુસાર સાધુઓમાં વિકાર થવાથી તેમનાં બનાવેલાં પુસ્તકોમાં પણ વિકાર પેઠેલો જણાય છે. બ્રાહ્મણ સાહિત્યમાં બ્રાહ્મણ લોકોએ પોતાની ઈચ્છાનુસાર જેમ વિચારો ને સૂત્રો ગોઠવ્યાં છે, તેમજ આ લોકોએ પોતાની ઇચ્છાનુસાર સૂત્રો ને ગ્રંથો બનાવ્યા છે. બ્રાહ્મણ લોકો કહે છે સ્ત્રીજનો ને ક્ષુદ્ર જનો વેદ વાંચવાને અધિકારી નથી; ત્યારે આ લોકો એમ કહે છે કે શ્રાવક વર્ગ મૌલિક સિદ્ધાંતો વાંચવાને અધિકારી નથી; અર્થાત્ તે લોકોને સિદ્ધાંતો વાંચવાને અનધિકારી ઠરાવ્યા છે. શ્રાવક વર્ગ એટલું પણ પૂછતો નથી કે આ આજ્ઞા વીતરાગ દેવની છે કે સાધુવર્ગની છે? આમ છતાં શ્રાવકવર્ગ જો વાંચવા ઇચ્છે તો તેમને મહાન પાપ લાગે છે એવા વિચારો ને સૂત્રો તેઓએ ઊભાં કરી દીધાં છે.

જૈન દર્શનમાં અનેક સમર્થ વિદ્વાનો થયા છે. તેમણે ભિન્ન ભિન્ન વિષયો ઉપર અનેક પુસ્તકો લખ્યાં છે. વ્યાકરણ, સાહિત્ય, કાવ્ય, અલંકાર, રસ, છંદ, કોષ, ન્યાય, તર્ક, જ્યોતિષ, વૈદ્યક, વિગેરે ઉપર તેમણે ઘણું લખ્યું છે, પરંતુ મૂળ ગ્રંથોમાં ને તેના ઉપર થયેલ ચૂર્ણિ, ભાષ્ય, ટીકા વિગેરે ધાર્મિક સાહિત્યમાં જે ગોટો વાળી નાંખ્યો છે તે વિષે અહિં કેટલુંક કથિતવ્ય છે.

જે ચૈત્ય શબ્દ વિષે આપણે આગળ લખી ગયા છીએ, એ ચૈત્ય વસ્તુ શ્રી વર્ધમાનના ગયા પછી કેટલીક શતાબ્દીને અંતરે ઉપસ્થિત થઈ છે. તથાપિ અંગ ઉપાંગ વિગેરેમાં એ ચૈત્ય શબ્દને એવા અર્થમાં ઘુસાડી દીધો છે કે આજે જૈન સમાજમાં કલેશનું બીજ રોપાઈ ગયું છે. ઉપાસક સૂત્રમાં આનંદના અધિકારે, ઔપ-પાતિકમાં અંબડ સંન્યાસીના અધિકારે, ને જ્ઞાતા સૂત્રમાં દ્રૌપદીના

અધિકારે ચૈત્ય શબ્દ ગોઠવાઇ ગયો છે. તેનો ખુલાસો જૈન દૃષ્ટિએ કરવા જતાં લોકો અનેક તર્ક-વિતર્કમાં પડી જાય છે. વ્યવહાર સૂત્રમાં મુનિવર્ગને આગમોનું અધ્યયન કરવાના પ્રસંગમાં કોઇ આચાર્યોએ એવી ફાંસ મારી દીધી છે કે વાચકોના ગળામાં એ વાતનો સંબંધ ઊતરી શકતો નથી. એ જગ્યાએ એવી વાત સમજાવી છે કે ૩ વર્ષની દીક્ષપર્યાયવાળા મુનિ માત્ર આચારાંગનો કલ્પ અધ્યયન સુધી અભ્યાસ કરી શકે. ૪ વર્ષની દીક્ષાવાળા સૂત્રકૃતાંગ ભણી શકે. પાંચ વર્ષની દીક્ષાવાળા દશા, કલ્પ, ને વ્યવહાર સૂત્ર સુધી જઇ શકે. આઠ વર્ષની દીક્ષાવાળા સ્થાનાંગ ને સમવાયાંગ સુધી અભ્યાસ કરી શકે. ૧૦ વર્ષની દીક્ષાવાળા વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ, એમ છેવટે વીશ વર્ષની દીક્ષાવાળા મુનિ સર્વશ્રુતના અધિકારી થઇ શકે. હવે આવી પદ્ધતિ શ્રીવીરના વખતમાં જ્યાં જ્યાં મુનિજને દીક્ષા લીધી છે ત્યાં કાંઇ દર્શાવી જણાતી નથી. ત્યાં તો એકી સાથે અગિયારે અંગેનો અભ્યાસ કરવામાં આવ્યાનું જણાય છે. એટલે ધાર્મિક પુસ્તકોમાં ગમે ત્યારે આ વિષય વિકારરૂપે દાખલ થઇ ગયો જણાય છે.

ત્યારપછી જેમ જેમ પુસ્તકો બનાવતા ગયા તેમ તેમ તે તે પુસ્તકોમાં અગણિત અસંબદ્ધ હકીકતો અને વિચારો દાખલ કરતા ગયા. શ્રી દેવર્દ્ધિગણીના ગયા પછી થોડા વખતને અંતરે કે પછી વિશેષ વખતને અંતરે મહાનિશીથ બનાવવામાં આવ્યું હોય તેમ કહેવાય છે. તેમાં ઘણી અસંબદ્ધ હકીકતો નાંખી છે. તે વિષે શતપદી પ્રકરણમાં લખવામાં આવ્યું છે. તેની બનાવટ ઉપરથી સમજી શકાય છે કે એ સૂત્ર કેવે પ્રસંગે ને શામાટે થયું હશે. મહાનિશીથમાં પાંચમા અધ્યયનમાં કમલપ્રભાચાર્યનું દૃષ્ટાંત મૂકવામાં આવ્યું છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે તે વખતે ચૈત્યવાસીઓ ઘણા પૂરમાં દોડતા હશે ને તે લોકોની સ્થિતિ સુધારવા એ સૂત્ર બન્યું હશે. તેમ છતાં એ વસ્તુ સુધરી શકી નથી; ઉલટું વખત જતાં વધારે ને વધારે ખરાબ થતી ગઈ છે.

જૈન સમાજમાં ધર્મને બહાને એટલાં બધાં પુસ્તકો બહાર આવ્યાં છે કે જેની ગણતરી કરતાં ઘણો વખત લાગે. એ પુસ્તકોમાંના વિચારો વીતરાગદર્શિત તત્ત્વોને મળતા આવે છે કે નહિ તેનો વિચાર કરવા એ લેખકો થોભ્યા નથી. જુઓ સ્થૂલભદ્ર ચરિત્ર. જે પુરૂષ દશ પૂર્વ ને ચૌદ પૂર્વધારી હતા, તે વેશ્યા કોશાને ત્યાં એક વખત ચાતુર્માસ રહ્યા. તેમણે દીક્ષિત થયા પહેલાં કંઇ વર્ષો તેને ત્યાં ગાળ્યાં હતાં, એમ એ પ્રકરણના લેખક લખે છે. તેની સાથે અગાઉ અનેક વૈષયિક ભોગોપગમન કર્યાં છતાં ચાતુર્માસ દરમિયાન સ્થૂલભદ્ર દીક્ષિત થઇ આવે છે ને વેશ્યા તેથી ખુશ થાય છે, અનેક ભોગો દ્વારા લલચાવે છે, છતાં મુનિ અલિપ્ત રહે છે: આવી બધી વાતને ગ્રંથકાર જેમ ફાવે તેમ ઘટાવે છે, ને પૂર્વના ભોગો ગમે તેવા ભોગવ્યા છતાં આ વખતે મુનિ લલચાતા નથી એ વસ્તુની ગુરુમુખે લેખક પ્રશંસા કરાવે છે. હવે પ્રશ્ન થાય છે કે આ હકીકત સત્ય છે કે કેમ? આ વસ્તુ જૈન દર્શનમાં બની શકે ખરી? આવી વસ્તુને મહાવીરનાં સૂત્રો અનુમતિ આપતાં નથી, એટલું જ નહિ પણ ઉલટું એ વસ્તુને ધિક્કારે છે. જુઓ દશવૈકાલિક સૂત્ર, અધ્યયન પાંચમું:

न चरेज वेससामंते वंभचेरवसाणुए।
वंभयारिस्स दंतस्स होज्जा तत्थ विसोत्तिया॥

અર્થાત્—મુનિ વેશ્યાના મહોલ્લામાં જાય નહિ, તેના ઘરે રહેવાનું કરે જ ક્યાંથી? ત્યાં જાય તો બ્રહ્મચર્યનું અવસાન થઈ જાય. ઇન્દ્રિયો ગમે તેવી કાબૂમાં હોય પણ બ્રહ્મચારી મનુષ્યના મનમાં શંકા-ભ્રાન્તિ થાય: એમ થાય કે બ્રહ્મચર્ય રાખું કે નહિ?

બ્રહ્મચર્ય રાખવા માટે મૂલ સૂત્રવાક્યો જ વેશ્યાને ત્યાં જવાની ના પાડે છે, ત્યારે સ્થૂલભદ્ર ચરિત્રના લેખક તે વસ્તુની સામી પ્રશંસા કરે છે! સૂત્રકારના હેતુથી લેખક કેટલો વિરુદ્ધ જાય છે તે આ ઉપરથી જોઈ શકાય છે.

ઉતરાધ્યયન સૂત્ર પાંચ ઇન્દ્રિયના વિષયને રોકવાનું બતાવતાં આખું બત્રીશમું અધ્યયન રોકે છે ને કહે છે કે, હે મુનિ! તું ગમે તેવો સમર્થ હોય ને ઇન્દ્રિયોને કબજામાં રાખી શકતો હોય તોપણ એના સંગમાં રહેવું તને ઇષ્ટ નથી.

कामंतु देवीहिं विभूसियाहिं न चाइया खोभइउं तिगुत्ता।
तहावि एगंत हियंति नच्चा विवित्त वासो मुणिणं पसथ्थो॥

અર્થાત્—સુંદરમાં સુંદર ને અલંકારથી સુસજ્જિત અપ્સરાઓથી ધારો કે મુનિ ચળે નહિ; તથાપિ કોઇ પણ સ્ત્રીજન વિનાના એકાંત સ્થળમાં મુનિજનોએ વિચરવું એ હિતકારી છે, પરન્તુ સ્ત્રીજન સાથે રહેવું ઇષ્ટ નથી.

સૂત્રકાર વીતરાગ પુરૂષો આમ કહે છે, ત્યારે સ્થૂલભદ્ર કોશા વેશ્યાને ત્યાં રહ્યા હોય એ માનવું કેટલું બધું અઘટિત છે? છતાં તે પ્રકરણના કર્તાએ તે મુનિને ચિત્રિત શાળામાં રહેલા જણાવ્યા છે, નિત્ય મિષ્ટાન્નભોજી' કહ્યા છે, ને વળી મુનિ અને વેશ્યા ખાસ એકલાં રહેલાં હોય એમ કહ્યું છે. આ બધું વાંચી કયા વાચકને પ્રશ્ન નહિ થાય કે આમાંનું લેશ પણ સંભવિત છે? જૈન દર્શનનો સારો અભ્યાસી તો કહી દેશે કે આ બધું તદ્દન બનાવટી છે, ને અર્થરહિત છે.

બ્રાહ્મણ સાહિત્યમાં મૌલિક તત્ત્વો સાથે અનેક ગોટાળા દેખાય છે, તેમ જૈન સાહિત્યમાં અનેક કચરાવાળાં પુસ્તકો જોવામાં આવે છે. સંયોગકાલ બદલાતા જવાથી નિર્ગ્રન્થોના દિલમાં મલિનતા વધવા લાગી. સેવ્ય વર્ગના વિચારો બદલાવા લાગ્યા તેમ સેવક વર્ગમાં પણ વિચારો પલટો લેવા લાગ્યા. નદીનું વહેણ ચાલતું હોય તેને જેમ ટેકરો કે સંકડાશ મળે ત્યારે પાણી નવો ચીલો લે છે ને વહેણ છિન્નભિન્ન થાય છે, તેમ ત્યાગી વર્ગ અને તેનો અનુયાયી વર્ગ ખડક સમાન રસ્તો લાગવાથી નવો રસ્તો કાઢવા લાગ્યા છે. કેટલાક લોકો નવીન રસ્તો કાઢનારને બહાદૂર કહે છે, ત્યારે કેટલાક લોકો બીજો ચીલો પાડનારને બહાદૂર કહે છે.

આજે ઘણો ઓછો દેખાય છે. જ્યાંસુધી દિવ્ય જ્ઞાન ને તેના ઉપાસકો રહ્યા ત્યાંસુધી મહાવીરની આજ્ઞાથી અંકિત ગ્રંથો બન્યા, પણ વખત જતાં સત્તા ને સુખની અભિલાષાઓ વધવાથી એ ધર્મ-સાહિત્યમાં વિકાર પેઠો. 'કારણ સડે તો કાર્ય પણ સડે'—એ કહેવત અનુસાર સાધુઓમાં વિકાર થવાથી તેમનાં બનાવેલાં પુસ્તકોમાં પણ વિકાર પેઠેલો જણાય છે. બ્રાહ્મણ સાહિત્યમાં બ્રાહ્મણ લોકોએ પોતાની ઇચ્છાનુસાર જેમ વિચારો ને સૂત્રો ગોઠવ્યાં છે, તેમજ આ લોકોએ પોતાની ઇચ્છાનુસાર સૂત્રો ને ગ્રંથો બનાવ્યા છે. બ્રાહ્મણ લોકો કહે છે સ્ત્રીજનો ને ક્ષુદ્ર જનો વેદ વાંચવાને અધિકારી નથી; ત્યારે આ લોકો એમ કહે છે કે શ્રાવક વર્ગ મૌલિક સિદ્ધાંતો વાંચવાને અધિકારી નથી; અર્થાત્ તે લોકોને સિદ્ધાંતો વાંચવાને અનધિકારી ઠરાવ્યા છે. શ્રાવક વર્ગ એટલું પણ પૂછતો નથી કે આ આજ્ઞા વીતરાગ દેવની છે કે સાધુવર્ગની છે? આમ છતાં શ્રાવકવર્ગ જો વાંચવા ઇચ્છે તો તેમને મહાન પાપ લાગે છે એવા વિચારો ને સૂત્રો તેઓએ ઊભાં કરી દીધાં છે.

જૈન દર્શનમાં અનેક સમર્થ વિદ્વાનો થયા છે. તેમણે ભિન્ન ભિન્ન વિષયો ઉપર અનેક પુસ્તકો લખ્યાં છે. વ્યાકરણ, સાહિત્ય, કાવ્ય, અલંકાર, રસ, છંદ, કોષ, ન્યાય, તર્ક, જ્યોતિષ, વૈદ્યક, વિગેરે ઉપર તેમણે ઘણું લખ્યું છે, પરંતુ મૂળ ગ્રંથોમાં ને તેના ઉપર થયેલ ચૂર્ણિ, ભાષ્ય, ટીકા વિગેરે ધાર્મિક સાહિત્યમાં જે ગોટો વાળી નાંખ્યો છે તે વિષે અહિં કેટલુંક કથિતવ્ય છે.

જે ચૈત્ય શબ્દ વિષે આપણે આગળ લખી ગયા છીએ, એ ચૈત્ય વસ્તુ શ્રી વર્ધમાનના ગયા પછી કેટલીક શતાબ્દીને અંતરે ઉપસ્થિત થઈ છે. તથાપિ અંગ ઉપાંગ વિગેરેમાં એ ચૈત્ય શબ્દને એવા અર્થમાં ઘુસાડી દીધો છે કે આજે જૈન સમાજમાં ક્લેશનું બીજ રોપાઈ ગયું છે. ઉપાસક સૂત્રમાં આનંદના અધિકારે, ઔપ-પાતિકમાં અંબડ સંન્યાસીના અધિકારે. ને જ્ઞાતા સૂત્રમાં દ્રૌપદીના

અધિકારે ચૈત્ય શબ્દ ગોઠવાઈ ગયો છે. તેનો ખુલાસો જૈન દૃષ્ટિએ કરવા જતાં લોકો અનેક તર્ક-વિતર્કમાં પડી જાય છે. વ્યવહાર સૂત્રમાં મુનિવર્ગને આગમોનું અધ્યયન કરવાના પ્રસંગમાં કોઈ આચાર્યોએ એવી ફાંસ મારી દીધી છે કે વાચકોના ગળામાં એ વાતનો સંબંધ ઊતરી શકતો નથી. એ જગ્યાએ એવી વાત સમજાવી છે કે ૩ વર્ષની દીક્ષપર્યાયવાળા મુનિ માત્ર આચારાંગનો કલ્પ અધ્યયન સુધી અભ્યાસ કરી શકે. ૪ વર્ષની દીક્ષાવાળા સૂત્રકૃતાંગ ભણી શકે. પાંચ વર્ષની દીક્ષાવાળા દશા, કલ્પ, ને વ્યવહાર સૂત્ર સુધી જઈ શકે. આઠ વર્ષની દીક્ષાવાળા સ્થાનાંગ ને સમવાયાંગ સુધી અભ્યાસ કરી શકે. ૧૦ વર્ષની દીક્ષાવાળા વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ, એમ છેવટે વીશ વર્ષની દીક્ષાવાળા મુનિ સર્વશ્રુતના અધિકારી થઈ શકે. હવે આવી પદ્ધતિ શ્રીવીરના વખતમાં જ્યાં જ્યાં મુનિજને દીક્ષા લીધી છે ત્યાં કાંઈ દર્શાવી જણાતી નથી. ત્યાં તો એકી સાથે અગિયારે અંગેનો અભ્યાસ કરવામાં આવ્યાનું જણાય છે. એટલે ધાર્મિક પુસ્તકોમાં ગમે ત્યારે આ વિષય વિકારરૂપે દાખલ થઈ ગયો જણાય છે.

ત્યારપછી જેમ જેમ પુસ્તકો બનાવતા ગયા તેમ તેમ તે તે પુસ્તકોમાં અગણિત અસંબદ્ધ હકીકતો અને વિચારો દાખલ કરતા ગયા. શ્રી દેવર્દ્ધિગણીના ગયા પછી થોડા વખતને અંતરે કે પછી વિશેષ વખતને અંતરે મહાનિશીથ બનાવવામાં આવ્યું હોય તેમ કહેવાય છે. તેમાં ઘણી અસંબદ્ધ હકીકતો નાંખી છે. તે વિષે શતપદી પ્રકરણમાં લખવામાં આવ્યું છે. તેની બનાવટ ઉપરથી સમજી શકાય છે કે એ સૂત્ર કેવે પ્રસંગે ને શામાટે થયું હશે. મહાનિશીથમાં પાંચમા અધ્યયનમાં કમલપ્રભાચાર્યનું દૃષ્ટાંત મૂકવામાં આવ્યું છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે તે વખતે ચૈત્યવાસીઓ ઘણા પૂરમાં દોડતા હશે ને તે લોકોની સ્થિતિ સુધારવા એ સૂત્ર બન્યું હશે. તેમ છતાં એ વસ્તુ સુધરી શકી નથી; ઉલટું વખત જતાં વધારે ને વધારે ખરાબ થતી ગઈ છે.

'કુમ્માપુત્ત ચરિયમ્' પુસ્તક હમણાં પ્રકાશનમાં આવ્યું છે. તે પુસ્તક વિક્રમ સંવત ૧૬૦૦ની લગભગમાં લખાયું છે. તે પુસ્તકના રચયિતા શ્રી હેમવિમલસૂરિના શિષ્ય જિન માણિક્ય મુનિ છે તેમ છેલ્લી ગાથામાં જણાવ્યું છે. એ પુસ્તક કર્તાએ કઇ સાલમાં રચ્યું તે તેમાં સ્પષ્ટ નથી. એ પુસ્તકની ભાષા લેખકે અર્ધમાગધી રાખી છે. તેમણે એ પુસ્તકની એવી સંકલના કરી છે કે જાણે શ્રી વીર ઇન્દ્રભૂતિ સાથે વાતચિત કરતા હોય. જુના વિચારના લોકો આ લખેલી હકીકતને વધાવી લેતા હશે, કારણકે ભાષા પૌરાણિક છે; પણ વિચારમાં આગળ વધેલો વિદ્વદ્વર્ગ એ ભાષાને જોઇને મોહ પામશે નહિ. આ જ પ્રમાણે કૈં લેખકોએ પોતાનાં બનાવેલાં પુસ્તકોને શ્રી વર્ધમાનને નામે ચડાવી દીધાં છે, જાણે કે આ બધી વાત શ્રી મહાવીર પ્રભુ કહેતા હોય ને ઇન્દ્રભૂતિ હા પાડતા હોય. એવી જ પદ્ધતિએ વસુદેવ-હિંડિ, વર્ધમાનદેશના, શ્રાદ્ધવિધિ, એવા અનેક ગ્રંથો રચવામાં આવ્યા છે.

કુર્માપુત્ર ચરિત્રના લેખકનો આશય એ છે કે ધર્મનાં અંગો ચાર છેઃ દાન, શીલ, તપ ને ભાવ; તેમાં પણ ભાવ સર્વથી અધિક છે. એ ઉપરથી કુર્માપુત્ર ગૃહવાસી હોતાં ભાવથી તત્ત્વોને પામી શક્યા છે ને ચારિત્ર સિવાય કેવળજ્ઞાનને મેળવી શક્યા છે. જુઓ તેની ગાથાઃ—

भावेण कुम्मपुत्तो अवगयतत्तो य अगहिय चरित्तो ।
गिहवासेवि वसंतो सपत्तो केवलनाणं ॥

આવી અનેક સંબંધ વિનાની વાતો ચમત્કૃતિ ઉત્પન્ન કરવાને પોતાના આશયને પોષવા નિમિત્તે તે તે વખતના લેખકો લખી ગયા છે. આનું પરિણામ શું આવશે વા વાચકો શું વિચાર કરશે એટલો વિચાર કરવા તે તે લેખકો થોભ્યા નથી. લોકો કુર્માપુત્ર ચરિત્ર વાંચીને એવા વિચાર ઉપર આવતા જાય છે કે ગૃહમાં રહેવાથી ભાવ થાય તો કેવલજ્ઞાન થઇ શકે છે, માત્ર ભાવની વિશુદ્ધિ જોઇએ.

જો ભાવ નથી તો પછી દીક્ષા લેઈ આવા પરિષહ સહન કરવા ને બીજાં અગણિત દુઃખ ભોગવવાં એનો અર્થ કાંઈ નથી. અર્થ એ છે કે આવાં પુસ્તકો ગૃહમાં રહેવું ને મોજશોખ સાથે કેવળજ્ઞાન ઉત્પન્ન કરવું તેની બાજુમાં જાય છે.

કુર્માપુત્ર ચરિત્રના લેખક લખે છે કે કુર્માપુત્ર વિષે શું વધારે લખું ? કુર્માપુત્ર જ્યારે પૂર્વ ભવમાં હતો, ત્યારે એક યક્ષિણી તેના ઉપર મોહ પામે છે. મતલબ કે શરીરે તે ઘણો સુંદર હતો. એક વખત એક કેવલજ્ઞાની પાસે આવી તે યક્ષિણી પ્રશ્ન કરે છે, ત્યારે કેવલી તેને એમ કહે છે કે તે તારો પૂર્વનો પતિ છે. આથી તે યક્ષિણી કુર્માપુત્રને ઉપાડી જાય છે, ને વિષયાંધ થઇ તેના શરીરમાં સુંદર પુદ્દગલોને પ્રક્ષેપી તેની સાથે વિષયોને ભોગવે છે. ત્યારપછી બીજા ભવમાં તે જીવ કુર્માપુત્ર તરીકે થાય છે. બીજા કોઇ ક્ષેત્રમાં જ્યાં તીર્થંકર વિચરે છે, ત્યાં આગળ કોઈ ચક્રવર્તી આવે છે ને ચક્રવર્તી તીર્થંકરને પૂછે છે કે, હે પ્રભો ! હાલમાં ભરત-ક્ષેત્રમાં કોઈ ચક્રવર્તી છે કે કોઇ કેવલજ્ઞાની છે ? તીર્થંકર ઉત્તર આપે છે કે—

जंपइ जिणो न संपइ, भरहे नाणी नरिंद चक्की वा।
किं पुण कुम्मापुत्तो गिहवासे केवली अथ्थि ॥ १६९ ॥

અર્થાત્–હાલમાં કોઇ જ્ઞાની નથી કે કોઈ ચક્રવર્તી રાજા નથી; પણ કુર્માપુત્ર ગૃહવાસમાં કેવલજ્ઞાનીપણે છે.

આમ ઉત્તર સાંભળ્યા પછી ચક્રવર્તીને ફરીથી પૂછવું પડયું કે—

चक्कधरो पडिपुच्छइ, भयवं किं केवली घरे वसइ।
कहइ पहु निअ अम्मा पिउ पडिबोहाय सो वसइ ॥ १७० ॥

અર્થાત્–હે ભગવન્ ! શું કેવળી ઘરમાં વસતા હશે ખરા કે ? પ્રભુ કહે છે કે તે પોતાનાં માતાપિતાને પ્રતિબોધ આપવા સારૂ રોકાયા છે.

આ વાત બીજા ક્ષેત્રના તીર્થંકરની કરી; પણ કુર્માપુત્ર તે વિષે શું ખુલાસો વિચારે છે તે આપણે જોઈએ.

जइ ताव चरित्तमहं, गहेमि ता मज्झ मायतायाणं।
मरणं हविज्ज नूणं, सुय सोग वियोग दुहियाणं ॥ ॥ १२५ ॥

અર્થાત્—જો હું ચારિત્રને લઉં તો મારાં માતા ને પિતા બન્ને અવશ્ય મરણને પામે, કારણકે મારો વિયોગ તેઓ સહી શકશે નહિ.

तम्हा केवलकमला–कलिओ निअ माय ताय उवरोहा।
चिट्ठइ चिरं घरंमि, य स कुम्मारो भावचारित्तो ॥ १२६ ॥

અર્થાત્—તે માટે કેવલજ્ઞાનરૂપી લક્ષ્મી સાથે પોતાનાં માતા-પિતાના ઉપરોધથી તે કુમાર ભાવચારિત્ર સાથે લાંબા વખત સુધી ઘરમાં રહે છે.

આમ બીજા ક્ષેત્રના કેવલજ્ઞાની કહે છે કે તે માતાપિતાને બોધ આપવા રોકાયા છે; કુર્માપુત્ર કહે છે કે જો હું દીક્ષા લઈશ તો અવશ્ય મારા વિયોગે માતાપિતા મરી જશે. ચક્રવર્તીને ઉત્તર આપનાર કેવલી છે ને કુર્માપુત્ર પણ કેવલી છે, તો એના ઉત્તરમાં તફાવત કેમ? સત્ય શું સમજવું? કુર્માપુત્રને કેવલજ્ઞાન હોય તો રાગ કે દ્વેષ ન જ હોય; તો પછી તેમને બીક ક્ષોભ કે મોહ શેનો હોય? તેમને માતાપિતા ઉપર પણ સ્નેહ–રાગ ન હોવો જોઈએ. તો પછી આ ઘટના લેખક કવિની છે કે કુર્માપુત્રની છે? આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે સાહિત્યના રચયિતાએ સાહિત્યરચનામાં રસ લીધો છે, પણ આગળપાછળ સંબંધ સચવાય છે કે નહિ, યા વાચકો ક્યાં ભૂલ જોશે, તેનો વિચાર કર્યો જણાતો નથી. તાત્પર્ય એ છે કે અન્યદર્શનીઓ જેમ પુસ્તકો લખતા હતા, તેમ જૈનદર્શનીઓ પણ પુસ્તકો બનાવવામાં રસ લેતા હતા. વીતરાગની આજ્ઞાથી અંકિત આ પુસ્તક થશે કે બહાર જશે એવો ખ્યાલ કર્યા વિના તેઓ પુસ્તકો બનાવતા હોય એમ જણાય છે. કુર્માપુત્ર

ચરિત્ર લખનાર છેવટે છેલ્લી ગાથામાં પોતાનું નામ જણાવે છે:

सिरि हेमविमल सुह गुरु, सिरि जिण माणिक्क सीसरएणं ।
रइयं पगरणमियं वाइज्जं तं चिरं जयउ ॥ १९८ ॥

અર્થાત્—શુભ ગુરુ શ્રી હેમવિમલ, તેમના શિષ્ય જિન માણિક્યસૂરિએ આ પ્રકરણ રચ્યું છે. આ પુસ્તક વાંચતાં લાંબો કાળ જય પામો.

આ માણિક્યસૂરિએ પોતાનું નામ આપ્યું છે, પણ કયા વર્ષમાં આ પુસ્તક બનાવ્યું, તે તેમાં જણાવવામાં આવ્યું નથી. (કહે છે કે આ ચરિત્ર શુભવર્દ્ધનગણીની બનાવેલી ઋષિમંડળ વૃત્તિમાં છે, તે ઉપરથી જિન માણિક્યસૂરિએ રચ્યું છે.)

આ પ્રમાણે અનેક પુસ્તકો સાહિત્યમાં વધારો કરી રહ્યાં છે. વસુદેવહિંડિના બનાવનારે તે વર્દ્ધમાન ને સુધર્મા સ્વામીના વખતમાં બનાવ્યું હોય તેમ જણાવ્યું છે. વર્દ્ધમાનદેશના પુસ્તક બનાવવામાં આવ્યું છે, તે જાણે વર્દ્ધમાન સ્વામી પોતે દેશના આપતા હોય તેમ બનાવ્યું છે. શ્રાદ્ધવિધિ પુસ્તક જે રત્નશેખરસૂરિએ બનાવ્યું છે, તેમાં પણ શ્રી વર્દ્ધમાન ઉત્તર આપતા હોય તેવી રીતે રચના કરી છે.

આમ આચાર્યોએ અનેક ગ્રન્થો શ્રી મહાવીરના નામે ચડાવી દીધા છે. આ પદ્ધતિથી સમજાય છે કે તે કાલ સાહિત્ય બનાવવાનો કાલ હતો. અંગ ઉપાંગની જેમ નિર્દોષતા સચવાય કે ન સચવાય, પણ સાહિત્યમાં વધારો કેમ કરવો એ તે લોકોનું લક્ષ્ય હતું.

**મૂલ સૂત્રોની પંચાંગી**

હવે પંચાંગી વિષે વાત કરીએ. આગળ એકત્રીશ કે બત્રીશ આગમો કહ્યાં છે તે મૂલ છે. તે ઉપર નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય ને વૃત્તિ (ટીકા) એ ચાર અંગ મળી એ પંચાંગી કહેવાય છે. મૂલ છે તે ગણધરકૃત ને આગમથી ઉધ્ધૃત છે, પણ પછી જે નિર્યુક્તિ વિગેરે ચાર અંગ છે તે તો પછીના આચાર્યોએ રચેલાં છે. આજે ઘણા

લોકોનું માનવું છે કે એ મૂલ સાથે ચારે અંગોને કેમ માનવાં નહિ? અર્થાત્ અવશ્ય માનવાં જોઇએ, કારણકે તે ચારે અંગો મૂલ આગમને ઉપકારક છે ને આગમને વિસ્તારથી સમજાવે છે. અંધશ્રદ્ધાળુઓ એ પંચાંગીને માને છે, પણ પ્રજામાં અભ્યાસનો ઘણો વધારો થયો છે એટલે વૃત્તિ, ભાષ્ય, ચૂર્ણિ, નિર્યુક્તિ વિગેરેમાં ક્યાં ક્યાં ફેરફાર થયો છે તે આજનો વિદ્દ્વવર્ગ જોઈ રહ્યો છે. શ્રી આનંદઘનજી કહે છે કે ચૂર્ણિ, ભાષ્ય, વૃત્તિ, વિગેરેને છેદે [ન માને] તે તો દુર્ભવ્ય છે, પણ આજનો વિદ્દ્જન કહે છે કે જે મૂલમાં હકીકત હોય, તેને બહુ સમજણપૂર્વક વા વિસ્તાર-પૂર્વક સમજાવે તો તે નિર્યુક્તિ, ભાષ્ય, વૃત્તિ બરાબર છે પણ જે વસ્તુ મૂલમાં હોય નહિ, ને નિર્યુક્તિકાર કે વૃત્તિકાર ગમે ત્યાંથી લાવી તેની નીચે મૂકી દે ને તેનો વિસ્તાર કરે તેનો અર્થ શો? મૂલમાં લેશ પણ ગંધ હોય નહિ છતાં ક્યાંથીએ અંગકાર તેવી વાત લાવે છે ને ગોઠવે છે. સૂત્રકૃતાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્ય-યનમાં આર્દ્રકુમાર દીક્ષા લેઈ શ્રી વર્ધમાનને મળવા જાય છે, જ્યાં ગૌશાલક વિગેરે જુદા જુદા મતવાલા આર્દ્રકુમારને મળે છે ને પોતાના મતની સુંદરતા બતાવી લલચાવવા પ્રયત્ન કરે છે. ત્યાં આર્દ્રકુમાર માટે વૃત્તિકાર ને નિર્યુક્તિકાર એકદમ કોઇ નવીન વાત ઊભી કરે છે જે વાતની યતકિંચિત્ ઝાંખી કે રૂપરેખા પણ મૂલમાં જણાતી નથી. મૂલકાર આ પ્રમાણે કહે છે:

पुरा कडं अद्द इमं सुणेह, एगंतयारी समणे पुरासी ॥

અર્થાત્—ગૌશાલક કહે છે કે, હે આર્દ્રકુમાર! પૂર્વે શ્રી મહાવીર એકલા ચાલતા હતા, ને પૂરા શ્રમણ (તપસ્વી) હતા, આજે તેવા તે જણાતા નથી; આજે તો તે કેવા છે, વિગેરે કહે છે.

મૂલમાં જેની ગંધ નથી તેવી વાત ત્યાં ટીકાકાર કહે છે કે રાજા શ્રેણિકના પુત્ર અભયકુમારે આર્દ્રકુમારને પ્રતિબોધ ઉપજાવવા માટે જિનપ્રતિમા મોકલી હતી. આર્દ્રકુમાર અચંબા સાથે પેટી ઉઘાડે છે

તેમાં તે જિનપ્રતિમા જુએ છે, ને વૈરાગ્ય પામે છે. આખા અધ્યયનમાં અભયકુમાર સંબંધી કાંઈ પણ વાત કે વિચાર છે નહિ, તો પછી આ બધું શા આધારે ઊભું કર્યું? મૂલમાં કાંઇક હોય તો શાખા-પ્રશાખા વિગેરે થાય, પણ જ્યાં મૂલ છે જ નહિ ત્યાં શાખા ક્યાંથી? પાયો જ ન હોય તો ભીંત ન થાય. આર્દ્રકુમારને વૈરાગ્ય શાથી થયો, કોણ પિતા, ક્યાં સ્થાન વિગેરે મૂલમાં છે જ નહિ. બ્રાહ્મણ લોકોએ તેમના સાહિત્યમાં જેમ ગુલબાંગો ઊભી કરી છે તેમજ આ લોકોએ મૂલમાં કાંઇ નહિ છતાં સાહિત્યમાં અનેક ગુલબાંગો ખડી કરી છે.

પ્રતિમાના પ્રેમીઓને આ વાત ઠીક નહિ જ લાગે, કારણકે તેઓ કહેશે કે જેઓ પ્રતિમાના વિરોધીઓ છે તેમને આવી વાત ન જ ગમે. પણ હવે આપણે પ્રતિમા સિવાય બીજી કઈ ગુલબાંગો છે તે જોઇએ. ઉત્તરાધ્યયન સૂત્રના આઠમા અધ્યયનમાં કપિલ મુનિ કેવલજ્ઞાન પામે છે, એ વાત બરાબર છે; પણ ત્યાં ટીકાકારે ને નિર્યુક્તિકારે જણાવ્યું છે કે કપિલ મુનિ જ્યાં ચાલ્યા જાય છે ત્યાં બલભદ્ર આદિ પાંચસો ચોર તેમને ભેટે છે. ચોરો કહે છે કે અમને કાંઇક કહો ને ગાયન કરો. ત્યારે કપિલ મુનિ કહે છે કે તમે બધા ઢોલ ત્રાંસા વિગેરે વગાડો ને હું તમારા આગળ નાચું ને ગાયન કરૂં. આમ કહેવાથી ચોરો ત્યાં તેમ કરે છે ત્યારે કપિલ કેવળી 'अधुवे असासयंमि संसारंमि दुःख पउराए' આમ ગાયનમાં બોલી નાચતા જાય છે ને ચોરોને સમજાવતા જાય છે. (જુઓ ધનપતિસિંહ બહાદુરવાળી સંસ્કૃત ટીકા ને શાન્ત્યાચાર્ય કૃત ટીકા). હવે જો કપિલ કેવળી હોય તો તેમ કરે ખરા? ને એમ કહે ખરા કે પોતે નાચે કુદે ને ચોરો ઢોલ વગાડે? આવી પ્રવૃત્તિ સામાન્ય કોટિના સાધુની પણ ન હોય, તો કેવળી કેમ કરે? એ જ ટીકામાં દશમા અધ્યયનમાં શ્રી ગૌતમ અષ્ટાપદ પર્વત ઉપર જાય છે તે પણ સૂર્યનાં કિરણો ઝાલીને જાય છે. ત્યાં ઉપર કેટલાક તાપસ

લોકો મળે છે, તેમને પોતાની લબ્ધિથી ગૌતમ ક્ષીર–ખાંડનું ભોજન જમાડે છે. આવી અનેક વાતો જે મૂલમાં થોડી પણ ન હોય ત્યાં ટીકાકારે ઊભી કરી દીધી છે. નાચવું, કુદવું, ઢોલ વગાડવો, સૂર્યનાં કિરણોના માર્ગે ચાલવું, બાવાઓને જમાડવા, આવી બધી વસ્તુઓ શું જૈન દર્શનના આદર્શ મુનિઓ કરે ખરા?

તે લોકોએ જિનપ્રતિમા વિષે જ નહિ પણ એવી અનેક બાબતોમાં મૂલ શાસ્ત્રકારોથી જુદું ને જુદું વિધાન કર્યે રાખ્યું છે. એટલે પંચાંગીને નામે એવો ખીચડો કરી નાંખ્યો છે કે મૂલ કયું ને પછીનું કયું એ ભાગ્યે જ કોઈ શોધી કાઢે છે. આચારાંગ સૂત્રની ટીકામાં 'णमो तित्थस्सं' શીલાંકસૂરિ કહે છે એટલે ટીકાકાર કહે છે કે તીર્થંકરો વ્યાખ્યાન વાંચે છે ત્યારે તીર્થને–ચતુર્વિધ સંઘને નમસ્કાર કરે છે. એમ જ અભયદેવસૂરિ પણ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી) સૂત્રમાં ટીકામાં કહે છે 'नमो तीर्थाय'. તીર્થંકરો સિદ્ધ સિવાય કોઇને નમસ્કાર કરતા નથી, તો શું તીર્થને નમસ્કાર કરે ખરા? આજે શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુઓ વ્યાખ્યાનમાં કહે છે કે તીર્થંકરો તીર્થ–સંઘને નમસ્કાર કરે છે, પણ તમારા જેવા હાડકાંના માળા જેવા સંઘને નહિ; તે સંઘ જુદો, તમે નહિ. જો આજનો સાધુવર્ગ આજના તીર્થને નમસ્કાર કરવા ખુશી નથી, તો તે વખતના તીર્થંકરો સંઘને નમસ્કાર કરે ખરા? આજનો શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુવર્ગ તીર્થંકરો જેટલો પૂર્ણ નથી તેમ એટલો વિશ્વસનીય નથી, છતાં સંઘને નમતો નથી, તો પછી જેઓ સર્વજ્ઞ ને સંપૂર્ણ નિર્દોષ છે, તેવા તીર્થંકરો સંઘને કેમ નમે? તાત્પર્ય એ છે કે જૈન સાધુઓએ બ્રાહ્મણ લોકોની જેમ ગુલબાંગો હાંકવામાં કાંઈ બાકી રાખી નથી.

સૂત્રમાં નથી એવી વાતો તેમણે ઊભી કરી છે એટલું જ નથી, પણ સૂત્રમાં જે હકીકતો છે, તેને પણ તેમણે ફેરવી છે. શીલાંકસૂરિએ આચારાંગ ને સૂત્રકૃતાંગ સૂત્ર ઉપર વૃત્તિ (ટીકા) લખી છે

સૂત્રકૃતાંગ અને આચારાંગની ટીકામાં તીર્થંકરો નમસ્કાર કરે છે, તે જણાવ્યું; તે સિવાય શીલાંક સૂરિ કહે છે કે 'મહાપરિન્ના' નામનું સાતમું અધ્યયન વિચ્છેદ ગયું છે. (જુઓ આચારાંગ ટીકા) તે ઉપરથી જૈન સાહિત્ય સંશોધક સમિતિએ પુનાથી આચારાંગ સૂત્ર મૂલ બહાર પાડેલ છે તેમાં પણ તે તેમ લખે છે. કચ્છ–કોડાયવાળા પ્રો. રવજીભાઈ દેવરાજે મૂળ ને અર્થ સાથે એ સૂત્ર બહાર પાડ્યું છે, તેમાં પણ તે લખે છે કે સાતમું અધ્યયન 'મહપરિન્ના' નાશ પામી ગયું છે. ભાવનગરથી બહાર પડેલ (જૈન ધર્મ પ્રસારક સભા તરફથી) સમવાયાંગ સૂત્ર અર્થ સાથે છે, તેમાં કહે છે કે મહાપ્રજ્ઞા (મહાપરિન્ના) નવમું છે, તે નાશ પામી ગયું છે. તો હવે સમવાયાંગ સૂત્રનું નવમું સમવાય કહે છે તે બરાબર છે કે ટીકાકાર શીલાંકસૂરિ કહે છે તે બરાબર છે? આમ મોજુદ છે તેવાં સૂત્રોમાં પણ વાતોને મરડવામાં આવી છે.

ભાષ્યકારો પણ વીતરાગની દૃષ્ટિથી કેટલા દૂર રહ્યા છે, તે હવે જોઇએ. દરેક વિદ્વાને ઘણું જ ઉંચું ને સારૂં કાંત્યું છે, પણ જ્યાં પ્રસંગ બદલાયો છે, ત્યાં વીતરાગની દૃષ્ટિની ઓથે, મોટામાં મોટા ફેદાઓ પણ એ કાંતણમાં નાંખ્યા છે. ભાષ્યમાં વિશેષાવશ્યક ભાષ્યનો દાખલો લઈએ. એ ભાષ્યકાર શ્રીમાન્ જિનભદ્રગણિ જણાવે છે કે—

न य घायउत्ति हिंसो नाऽघायंतोत्ति निच्छियमहिंसो ।
न विरल जीवमहिंसो न य जीव घणंति ता हिंसो ॥ १७६३ ॥
अहणंतोवि हु हिंसो दुट्ठ त्तणओ मओ अहिमरोव्व ॥
बाहिंतो न वि हिंसो सुद्ध त्तणओ जहा विज्जो ॥ १७६४ ॥

અર્થાત્—કોઈ પરપ્રાણનો ઘાત કરે એથી એ હિંસક છે એમ ન કહી શકાય. તેમ કોઈ ઘાત ન કરે એથી એને અહિંસક પણ કહી શકાય નહિ. વળી કોઈ થોડા જીવ હોય ત્યાં રહે તેથી અહિંસક ન કહેવાય તેમ ઘણા જીવો હોય ત્યાં રહે તો તે હિંસક

છે એમ પણ ન કહેવાય. પરપ્રાણનો ઘાત ન કરનારો મનુષ્ય પોતાની દુષ્ટ વૃત્તિથી હિંસક કહેવાય છે, અને પરપ્રાણનો ઘાત કરનારો મનુષ્ય શુદ્ધ વૃત્તિવાળો હોય તો (વૈદ્યની જેમ) હિંસક નથી કહેવાતો.

ભાષ્યકારનું વક્તવ્ય ઉંચું ને ઋજુ હોય એમ આપણે એક વાર માની લેઇએ, પણ વાચક ક્ષોભ પામે છે કે કોઇ પરપ્રાણનો ઘાત કરે એથી હિંસક છે એમ માની લેશો નહિ, ત્યારે વાચક વર્ગે હિંસા કરનારને હિંસક ન કહેવો અને હિંસા ન કરનારને હિંસક કહેવો એ શું બરાબર છે? વીતરાગો જેને હિંસા કહે છે તે કરનારને અહિંસક કહેવા, તેનો પુરાવો શો? વીતરાગોથી ચાલતા યોગની અસ્થિરતાથી હિંસા થાય એ કદાચ બને, પણ તેથી તેઓ હિંસા કરનાર છે એમ શા આધારે કહેવાય? જેઓ હિંસા નથી કરતા તેમને નિશ્ચયથી અહિંસક નહિ કહેવા, એમાં પ્રશ્ન થાય છે, કે ત્યારે શું હિંસા ન કરવી એ બરાબર નથી, અને હિંસા કરવી એ બરાબર છે? અથવા બાહ્ય હિંસા કે અહિંસા એ અર્થ વગરની છે, ને માત્ર આંતર આશય એ જ અર્થસૂચક છે, કે જેનાથી પાપ વિગેરેનો બંધ પડે છે? આમાં આંતર આશયની વાત કહેવા જતાં બહારની વસ્તુ કે કૃતિ ઉપરથી ભાષ્યકારે હાથ ઉઠાવી લીધો છે. આની અસર તો વાંચક પર એવી થાય કે બહારની હિંસા ઉપર નહિ પણ માત્ર દિલની હિંસા–અહિંસા જ જોવાની જરૂર છે. દિલને કળવું સુગમ્ય નથી એટલે દિલ પવિત્ર હોવાનું કહેનાર દાંભિક હિંસક–અહિંસક જ લેખાય! ૧૭૬૭ મી ગાથામાં ભાષ્યકાર કહે છે કે—

असुभ परिणाम हेतु जीवावाहोत्ति तो मयं हिंसा ।

અર્થાત્—અશુભ પરિણામ જ જીવની હિંસા કરવામાં હિંસા કહેવાય છે.

जस्सउ न सो निमित्त, संतो वि न तस्स सा हिंसा ।

અર્થાત્—અને જેને એ પરિણામરૂપ હેતુ ન હોય, તેને જીવ-ઘાત થયા છતાં પણ હિંસા નથી લાગતી.

અશુભ પરિણામ હોય તો મનુષ્ય પાપી છે, તંદુલ-મત્સ્યની જેમ; ને જો તેવા અશુભ પરિણામ ન હોય છતાં જીવની ઘાત થાય તો તેને હિંસા નથી લાગતી, અર્થાત્ તે પાપી નથી. આ જ વાત આજે મનુષ્યોને જોઇએ છે. પોતાની પ્રવૃત્તિમાં ગમે તેટલી હિંસા થાય પણ જો તે મનુષ્ય પરિણામ સારા રાખે છે, તો તેને પાપથી ડરવાનું કાંઇ કારણ નથી; એ વાત લોકોને ગમતી છે. આ ભાષ્યકાર ભલે આમ વાત કરે, પણ મૂળ સિદ્ધાંતકાર આમ ગરબડવાળા વિચારો નથી દર્શાવતા. જુઓ દશવૈકાલિક સૂત્ર અધ્યયન ૪ થું:

जयं चरे जयं चिट्ठे जयमासे जय सए ॥
जय भुंजंतो भासंतो पावं कम्म न बंधइ ॥ ८ ॥

અર્થાત્—યત્નાથી ચાલે, યત્નાથી ઊભો રહે, યત્નાથી બેસે, યત્નાથી સુવે, યત્નાથી જમે, ને યત્નાથી બોલે, તો તે મનુષ્ય પાપ-કર્મને બાંધતો નથી.

આ ઉપરથી જોઈ શકાશે કે સિદ્ધાંતકારો ને ભાષ્યકારો કેવા એક બીજાથી જુદા પડી ગયા છે. સિદ્ધાંતકારો પ્રવૃત્તિ ઉપર ભાર મૂકે છે, કારણકે પ્રવૃત્તિ સારી હોય તો હૃદય સારૂં બને ને પાપકર્મ ન બંધાય; હૃદય બહુ ઉચ્ચ ન હોય, પણ જો પ્રવૃત્તિ સારી હશે તો હૃદય સારૂં થશે. હૃદય સારૂં નહિ થાય તોપણ અન્ય જીવની હિંસા નહિ થવાથી તે જીવ સાથે વૈરનો બંધ તો નહિ જ પડે. ભાષ્યકાર એ જગ્યાએ પ્રવૃત્તિ ઉપર ભાર ન મૂકતાં માત્ર પરિણામ (હૃદય) ઉપર ભાર મૂકી રહ્યા છે. લોકોને તેવું જોઇએ છે, એટલે પરિણામને પકડવા ઉપાય કરશે પણ પ્રવર્તન સામું ધ્યાન નહિ આપે. જૈનોમાંના સારા અભ્યાસીઓ પણ પોતાની સામે આવી ઊભેલી બે બાજુઓ છતાં પોતાને અનુકૂળ લાગે તે બાજુને પકડી પાડે છે. જેઓ અભ્યાસીઓ છે તે તો સારૂં સમજે છે, છતાં સમાજમાં પોતાનું સ્થાન ટકાવવા માટે ને પોતાના સેવકો

કે પ્રેમી જનોની મધ્યમાં રહેવા માટે ગમે તે પૂરાવો લેઇ પોતાનો આગ્રહ ચાલુ રાખે છે. આવી જ વાતને ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વ્યાજબી માની રહ્યા છે. તે કહે છે કે—

विरतो पुण जो जाण कुणति अजाणं च अप्पमत्तो य ।
तत्थवि अज्झत्थ समा सजायति णिज्जराणं चए ॥

(ધર્મપરીક્ષા—પૃ. ૧૮૫)

અર્થાત્—અપ્રમાદી (સંયમી) મનુષ્ય જાણીને કે અજાણીને પણ હિંસા કરે છે એટલે પરપ્રાણનો ઘાત કરે છે, તોપણ તેને કર્મની નિર્જરા થાય છે, પણ કર્મનો (ચય) વિસ્તાર (બંધ) થતો નથી.

ભાષ્યકાર જિનભદ્ર ગણિ કરતાં ઉપાધ્યાય યશોવિજય તો ઘણા જ આઘા ચાલી નિકળ્યા છે. તે કહે છે કે જાણતાં કે અજાણતાં પણ જો સંયમી હિંસા કરે તો પાપ લાગતું નથી. ત્યારે તો એમ જ થયું કે હિંસા કરે તોપણ કાંઈ વાંધો નથી, માત્ર સાધુ હોવા જોઇએ. સાધુ થઇ હિંસા જ કરે તો પછી સાધુ થવાની જરૂર શું હતી? બ્રાહ્મણ સાહિત્યકારો આવી ભૂલો કરે તો તે બનવા સંભવ છે, કારણકે તેના સાહિત્યના મૂળમાં જ સડો છે, ત્યારે જૈનના મૂળ સાહિત્ય—ગણધરકૃત ગ્રંથો—માં એવો થોડો પણ સડો નથી, તથાપિ આ જૈન દર્શનના પંડિત મોવડીઓ આવડી મોટી ભૂલો હાંકી રહ્યા છે. ઉપરાંત અનુયાયીઓને પોતાના વિચારો સાચા છે એમ સમજાવી રહ્યા છે. જૈન દર્શનને નહિ સમજેલા ગમે તેવું બોલે પણ જેઓ જૈન દર્શનના ઉંડાણમાં ઊતરી ગયા છે, તેઓ વિપરીત બોલે તો જૈનના પરમ ભક્તો સહન નહિ જ કરે. તાત્પર્ય એ છે કે નિર્યુક્તિ, વૃત્તિ કે ભાષ્યો મૂલ વસ્તુને સમજાવનાં હોય તો ઈષ્ટ છે, પણ તેઓ મૂલ તત્ત્વને નહિ સમજાવતાં કોઇ નવીન દિશામાં વાચકોને ઘસડી જાય છે. ઉપરાંત તેઓ વસ્તુના મૂલમાં કોઇ ઓર પ્રહાર કરે છે.

આગમો (સૂત્રો)ના કાળ પછી ગ્રંથકારોનો ગ્રન્થ બનાવવાનો કાળ આવે છે. જે ગ્રંથકારોએ ગ્રંથો બનાવ્યા છે તેમાં ઘણું જાણવા જેવું ને વિચારણીય છે, તોપણ તે ગ્રંથકારો આગમોથી જુદા પડતા ગયા છે. કમ્મપયડિ (કર્મપ્રકૃતિ) શતક, પંચસંગ્રહ, કર્મગ્રંથ, વિગેરે ઉપરથી દેવચંદ્રજી મહારાજે 'આગમસાર' અર્થના સારરૂપ ગ્રંથ તૈયાર કર્યો છે. એ બધામાં જીવસ્થાનક ને કર્મપ્રકૃતિ વિષે ખાસ વિષય લેવામાં આવ્યો છે. પાંચ ભાવની પણ હકીકત તેમાં લીધી છે. તેઓ બધા ચતુર્થ જીવસ્થાનકે ક્ષાયક ભાવની શરૂઆત થાય છે એમ સમજાવે છે, એટલે ત્યાં સમ્યકૃત્વ ભાવ આવે છે એ વાત બરાબર છે; પણ સાથે એ કહે છે કે ક્ષાયક સમ્યકૃત્વ ભાવ આવે છે, ઉપશમ ભાવ આવે છે ને ક્ષયોપશમ ભાવ પણ આવે છે, પણ એકલો ક્ષયોપશમ ભાવ આવે છે એમ નહિ. જો ચતુર્થ જીવ-સ્થાનકે ક્ષાયક ને ઉપશમ ભાવ આવે તો મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિમાંથી સાતનો ત્યાં ઉપશમ કે ક્ષાયક થવો જોઇએ, તે વાત એ બધા ગ્રંથો કબૂલ કરે છે ને કહે છે પણ આપણે જ્યારે સિદ્ધાંતમાં જોઇએ છીએ ત્યારે એ વાત કોઇ બીજી રીતે નિકળે છે.

એક માત્ર સમવાયાંગ સૂત્રનો પૂરાવો લેઇએ. (ભાવનગર જૈન ધર્મ પ્રચારક સભા તરફથી બહાર પડેલું, વિક્રમ સંવત ૧૯૯૫) સમવાયાંગ સૂત્ર ચતુર્થ અંગ એમ કહે છે કે આઠમા નિવૃત્તિબાદર જીવસ્થાનકે જીવ જાય છે ત્યારે એ સાત પ્રકૃતિનો ક્ષય કરે છે, ને એકવિશ પ્રકૃતિનો ઉદય ત્યાં જીવ અનુભવતો હોય છે, જુઓ ૨૧ મું સમવાયઃ—

णिअट्टिबादरस्सण खवित्त सत्तयस्स मोहणिज्जस्स कम्मस्स एक्वीस कम्मंसा संत कम्मा पन्नत्ता त जहा अपच्चक्खाण कसाए कोहे१ अपच्च-क्खाण कसाए माणे२ अपच्चक्खाण कसाए माया३ विगेरे.

અર્થાત્—નિવૃત્તિબાદર જીવસ્થાનકે મોહનીય કર્મની સાત પ્રકૃતિનો ક્ષય હોય છે ને એકવિશ પ્રકૃતિની સત્તા યા ઉદય હોય છે.

સત્તા તે અપ્રત્યાખ્યાન કષાયનો ક્રોધ, માન, માયા, લોભ; એમ પ્રત્યાખ્યાનાવરણનો ક્રોધ, માન, માયા, લોભ; સંજ્વલન ક્રોધ, માન, માયા, લોભ; ઉપરાંત હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગુંચ્છા ને ત્રણ વેદ, આ એકવીશ પ્રકૃતિની સત્તા આઠમા જીવ-સ્થાનકે છે. ત્યારે અનંતાનુબંધી કષાયની ચાર ને દર્શનમોહનીયની ત્રણ એ સાતનો ક્ષય થાય છે.

તાત્પર્ય એ છે કે એ અનંતાનુબંધી કષાય ને દર્શનમોહની-યની ત્રીક, એ સાતનો સર્વથા નાશ આ નિવૃત્તિબાદર જીવસ્થાનકે થાય છે એમ આ સમવાયાંગ સૂત્ર જ્યારે સ્પષ્ટ કહે છે, ત્યારે ગ્રન્થકારો એ સાતને ચતુર્થ જીવસ્થાનકે ઘટાવી રહ્યા છે. એ ગ્રંથ-કારો ઉપરાંત વિશેષાવશ્યક ભાષ્ય પણ એમજ કહે છે. એમની આંખ તળે એ પુસ્તકો હોવા છતાં અને તે પુસ્તકો તેમને માન્ય હોવા છતાં જ્યારે આમ પોતાનું કથન સિદ્ધ કર્યા કરે છે, તો સમવાયાંગ સૂત્ર જે કહે છે તેને શું કહેવું? વાચકોએ એ સાત પ્રકૃતિનો ક્ષય કે ઉપશમ ચતુર્થ જીવસ્થાનકે સમજવો કે આઠમા નિવૃત્તિબાદર જીવસ્થાનકે સમજવો? જો એ બન્નેનું કથન એક જ હોય તો એ બન્ને બરાબર છે, પણ સિદ્ધાંત જે કહે છે, તેથી ગ્રંથો બીજું કહે છે, તો પછી વાચકોએ કઈ વસ્તુનો સ્વીકાર કરવો જોઇએ એમ સૌ કોઇને પ્રશ્ન થશે. એ જ વિષયને અંગે સિદ્ધાંતકાર અપૂર્વકરણ આઠમા જીવસ્થાનકે કહે છે ને અનિવૃત્તિકરણ નવમા જીવસ્થાનકે જણાવે છે, ત્યારે ગ્રન્થો એ બન્ને કરણોને ચતુર્થ જીવસ્થાનકે કહે છે. જો સિદ્ધાંતો સાચા લાગતા હોય તો ગ્રન્થો ખોટા છે, ને ગ્રન્થો સાચા લાગતા હોય તો સિદ્ધાંતો ખોટા છે; એમાંથી એક ઉપર તો અવિશ્વાસની નજર જશે જ.

હકીકત એ છે કે આમ અનેક બાબતો વિષે ગ્રંથો, ચૂર્ણિ, ભાષ્યો મૂળ આગમથી જુદાં પડતાં ગયાં છે. તે વિષે કેટલાક બોલ નીચે આપીએ. સનતકુમાર ચક્રવર્તી ત્રીજે દેવલોકે ગયા છે, ત્યારે

સ્થાનાંગ સૂત્રમાં ચતુર્થ સ્થાને તેમને અંતક્રિયામાં કહ્યા છે, એટલે મોક્ષે ગયા છે. કલ્પસૂત્રમાં શ્રી મહાવીરના સત્તાવીશ ભવ કહ્યા છે, તેમાં મહાવીર મનુષ્યભવ કરી ચક્રવર્તી થાય છે તેમ જણાવે છે. સૂત્રકાર કહે છે કે ચક્રવર્તી થનાર જીવ મનુષ્યમાંથી આવી શકે નહિ, તે કાંતો દેવલોકમાંથી આવે કે પહેલી નરકમાંથી આવે તો ચક્રવર્તી થાય, પણ મનુષ્ય મરી ચક્રવર્તી થાય નહિ. ભરત ચક્રવર્તીએ પોતાના નવાણુ ભાઇ ને પિતાની પાછળ એક સો સ્તુભિકાઓ કરાવી. આ વાતની સંધિ કયાં મળે છે? ઋષભદેવ, ભરત, બાહુબલ, બ્રાહ્મી ને સુંદરી આ પાંચેનું આયુષ્ય ચોરાશી લક્ષ પૂર્વનું હતું. ઋષભદેવ મોક્ષે ગયા ત્યારપછી ભરત બાહુબલ વિગેરે સાત લક્ષ પૂર્વ પછી મોક્ષે જાય છે. નિર્યુક્તિમાં અરીષ્ટનેમિનાથના ૧૧ ગણધરો કહ્યા છે, ત્યારે સૂત્રમાં ૧૮ ગણધરો જણાવ્યા છે. એમ જ નિર્યુક્તિમાં શ્રી પાર્શ્વનાથના દશ કહ્યા છે, ત્યારે સૂત્રમાં આઠ કહ્યા છે. મલ્લીભગવતીની દીક્ષા ને કેવળજ્ઞાન માર્ગશીર્ષ શુકલ એકાદશીએ નિર્યુક્તિમાં છે, ત્યારે સૂત્રમાં પોષ માસ શુકલ એકાદશી જણાય છે. આવી અનેક બાબતો સૂત્રમાં જણાવ્યા છતાં તેનાથી બીજી રીતે ચૂર્ણિકારો, ભાષ્યકારો જણાવે છે. આ ઉપરાંત બીજી ઘણી વિરૂદ્ધ વાતો જુદે જુદે સ્થળે ચૂર્ણિકારો–વૃત્તિકારો લખી ગયા છે. છેદ સૂત્રોમાં સાધુઓ ને સાધ્વીઓને દંડ ને શિક્ષા આપવાની હકીકતો આપી છે, જેનો ખુલાસો વૃત્તિકારો કેટલોક સારો કરે છે, પરન્તુ એ ખુલાસો કરતાં કરતાં કોઇ અઘટિત વાતોમાં તે લોકો ઉતરી પડ્યા છે. છેદ સૂત્રોની કેટલીક વૃત્તિઓ પ્રકાશમાં આવી ગઇ છે અને કેટલીક આવી શકી નથી. પરન્તુ તેમાં મંત્ર તંત્ર વશીકરણ ઉચ્ચાટન વિગેરે કરવાનું તે તે પ્રસંગે વૃત્તિકારો કહી ગયા છે. આ બધા ઉપરથી માનવાનું કારણ મળે છે કે વૃત્તિકારો ને ચૂર્ણિકારો ચૈત્યવાસી હોવા જોઇએ; કારણકે સાધુઓને ન ઘટી શકે બલ્કે શ્રાવકવર્ગને ન ઘટી શકે તેવી બાબતો કરવાનું તેઓ દર્શાવતાં ચૂકયા નથી. જૈન આગમો રાત્રિભોજન,

સચેત પાણી ને મૈથુન વિષે સખ્ત ત્યાગ કરવાનું બતાવી ગયા છે, ને સંઘપટ્ટકકારે તેમની કૃતિ વિષે સખ્ત વિરોધ પણ ઉઠાવ્યો છે. એ જ વસ્તુ સેવવાનું જુદે જુદે રસ્તે છેદ સૂત્રના વૃત્તિકારો ને ચૂર્ણિકારો કહી ગયા છે. એક જગ્યાએ એવું કહ્યું છે કે દેહરામાં વૃક્ષ થયું હોય તો શ્રાવકોને કહીને સાધુ સંયતિ અવશ્ય કઢાવે, કારણકે વૃક્ષથી દેરાસરની આશાતના થાય છે, ને ઘણી હિંસા થાય છે. શ્રાવક ન હોય તો કોઇ મુખી, કોટવાળ, શેઠ કે રાજા વિગેરેને કહીને તે કઢાવે. આમ છતાં તે વસ્તુ અશકય હોય તો સાધુ પોતે યત્નાપૂર્વક તે વૃક્ષને કાઢી શકે છે.

તાત્પર્ય એ છે કે ચૈત્યવાસીઓના વખતમાં જેઓ સ્વચ્છંદે સાધુવેશમાં ચાલી રહ્યા હતા, તેઓની આ બધી કૃતિઓ છે. મૂલ આગમો આજે જે રહ્યાં છે તે સમાજના સદ્ભાગ્યનો વિષય છે. એ વસ્તુ ન હોત તો સમાજ કેવી રીતે સત્ય વસ્તુને શોધી શકત?

ઉપસંહાર

આ પ્રકરણનો મથિતાર્થ એ છે કે આગમો પછી ગ્રંથો, નિર્યુક્તિ, ભાષ્યો, ચૂર્ણિ ને વૃત્તિઓ જે જે થયાં છે, તેમાં જ્યાં મૂળ આગમકારોનો આશય સચવાય છે, અથવા તે વસ્તુને બરાબર સ્પષ્ટ કરે છે, ત્યાં તે વસ્તુ અવશ્ય આદરણીય છે, પરન્તુ જે આગમકારોની વસ્તુથી વિરૂદ્ધ જાય છે, ને એ વસ્તુને ખોટા રૂપે દોરી જાય છે, તે વસ્તુ કેવી રીતે સ્વીકાર્ય થઈ શકે? શ્રીઆનંદઘન જેવા કહે છે કે પંચાંગીને જે છેદે છે તે દુર્ભવ્ય છે; તો હવે મૂળ આગમના આશયનો ભંગ કરે તેને દુર્ભવ્ય કહેવા કે જે પરીક્ષા કરી મૂળ આગમની વસ્તુને સ્વીકારે તેને દુર્ભવ્ય કહેવા? આનંદઘન અને જેઓ પંચાંગીના પ્રેમી હોય તેમણે અવશ્ય વીતરાગનાં વચનને વિચારતાં શીખવું અને પોતાના મનને પૂછી જોવું કે વીતરાગની આજ્ઞા અકાર્ય કરવા ભણી હોય કે નિરવદ્ય કાર્ય કરવા ભણી હોય?



## પ્રકરણ ૬ ઠું

# શતપદી ભાષાંતરમાંથી કેટલાંક અવતરણો

'શતપદી' નામનો સંસ્કૃત ભાષામાં એક ગ્રંથ છે. એ ગ્રન્થ શ્રી મહેન્દ્રસૂરિએ પ્રાકૃત ભાષા ઉપરથી વિક્રમ સંવત્ ૧૨૯૪ માં સંસ્કૃતમાં સુધારા વધારા સાથે તૈયાર કર્યો છે. એ પુસ્તકમાં નાના મોટા પાઠની જેમ ૧૧૭ વિચારો છે. એ વિચારો તે વખતે ચાલતા પ્રશ્નોના ઉત્તર રૂપે છે. એ વિચારોમાં કેટલાક વિચારો મૂળ જિનાગમનું પોષણ કરે છે. તે વખતે શ્રમણસંઘ ઘણો ડહોળાઇ ગયો હતો, એ વાત બીજા પ્રકરણમાં કેટલીક કહેવાઇ ગઇ છે. તે વાતને મળતી જ હકીકત આ પુસ્તકમાં હોવાથી આ જગ્યાએ એ ગ્રંથનાં અવતરણો લેવામાં આવ્યાં છે.

**ચૈત્યવાસીઓના જ વંશજો**

શ્રી વીરના નિર્વાણની કેટલીક શતાબ્દી પછી ચૈત્યની શરૂઆત થઇ ગઈ હતી. ત્યારપછી ચૈત્યમાં વાસ કરનારા શ્રમણો થયા હતા, તેથી તે સાધુઓ ચૈત્યવાસી કહેવાતા હતા. શતપદીના કર્તા ૧૦૮ મા વિચારમાં લખે છે કે વડગચ્છ ને અંચલગચ્છની ઉત્પત્તિ વિષે પૂછો તો હકીકત એ છે કે તેઓ ચૈત્યવાસીઓમાંથી થયા છે. એની ઉત્પત્તિ માટે અનેક સૂરિઓની વંશાવલી તે જણાવે છે ને પછી કહે છે કે 'એ રીતે વડગચ્છ અને અંચલગચ્છની ઉત્પત્તિ જાણવી.' વળી તે કહે છે કે 'હવે ઇહા જો વડગચ્છવાળા એમ બોલે કે અમે કાંઈ ચૈત્યવાસીઓમાંથી નિકળ્યા નથી, કિન્તુ પરંપરાથી જ વસતિવાસી છીએ, તો તેમને પૂછવું કે ત્યારે જેમ ચૈત્યવાસીઓના હજાર હજાર વર્ષનાં દેરાસરો, મઠો, પ્રતિષ્ઠાઓ તથા શ્રાવકના વંશો દેખાય છે તેમ વસતિવાસીઓનાં દેરાસરો, પૌષધશાલાઓ, પ્રતિષ્ઠાઓ કે શ્રાવકોના વંશો કેમ દેખવામાં આવતા નથી? અગર તમને દેખવામાં આવતા હોય તો તે સિદ્ધ કરી બતાવો.'

આ લખવાનો આશય એ છે કે તે કેટલાકોનું મૂળ ચૈત્યવાસ હતો. એ ચૈત્યવાસને લીધે દેરાસરો, પૌષધશાળાઓ, પ્રતિષ્ઠાઓ વિગેરે થયાં હતાં, ને તેમાં તે વખતના સાધુઓની સત્તા હતી. તે વખતે સાધુઓ નામના જ હતા, એવું આ લેખકના લખવા ઉપરથી સમજી શકાશે. વળી આ ગ્રંથકાર કહે છે કે કુમારપાલ રાજાએ તીર્થયાત્રા શરૂ કરી, તે વખતે હેમસૂરિને તથા વાહડદેવ મંત્રી વિગેરેને સાથે આવવા આગ્રહ કર્યો હતો. તે વખતે દેવસૂરિને સંવત ૧૨૧૯ માં સાથે યાત્રામાં આવવા કહ્યું પણ તેમણે કહ્યું કે મહાનિશીથ વિગેરે ગ્રંથો સાધુને સંઘ સાથે યાત્રા કરવાની ના પાડે છે, માટે હું તમારી સાથે નહિ આવું. વળી તેઓ જ્યારે દેશના આપતા હતા ત્યારે કહેતા હતા કે વીતરાગ સિવાય બીજા દેવ કે કુલદેવીની પૂજા કરવી નહિ, કારણકે સૂત્રમાં સમ્યક્ત્વ લેવામાં આવે છે તે અધિકારે તેમને વાંદવા–પૂજવાનો નિષેધ કરેલ છે, તથા ઉપદેશમાળામાં ના પાડવામાં આવી છે.

વળી તેમણે સાધુઓને પૈસો ટકો રાખવાનો નિષેધ કર્યો છે. "છતાં હમણાં તો ખુલ્લી રીતે પાટણમાં સંવત્ ૧૨૫૭ ના ચોમાસામાં આભડશાએ દરેક આચાર્ય દીઠ કોઇને હજાર, કોઇને પાંચસો, કોઇને સો, કોઇને પચાસ, તથા છેવટે કોઇને બત્રીશ દ્રમ (રૂપીઆ) આપ્યા, અને તેમણે હાથમાં મોપતી રાખી તેમાં લીધા, એ કેવો ગોટાળો! એ તો એવું થયું કે તેને જ પૂજવું ને તેને જ ઉલ્લંઘવું, તે જ કાંજિકિની (કુંડી) પૂજવી ને તેમાં જ ઓસામણ રેડવું; તથા તે જ ચુલ્લી પૂજવી ને તેમાં જ આગ બાળવી." (જુઓ વિચાર ૧૦૫ મો) આવી સ્થિતિ તે વખતે ચાલતી હતી.

### ઉપધાનવિધિ અને માલારોપણ

વળી ૯૬ મા વિચારમાં ગ્રંથકાર સામે પ્રશ્ન મૂકવામાં આવે છે કે મહાનિશીથમાં કહેલ ઉપધાનવિધિ તથા માલારોપણ કેમ નથી માનતા? ઉત્તરમાં ગ્રંથકાર કહે છે કે 'જો એ વાત માનીએ તો ઘણા

આચાર્યો અને ઘણા સાધુઓ તથા સાધ્વીઓ, શ્રાવક અને શ્રાવિકાઓને અનંત સંસારીપણું પ્રાપ્ત થાય, માટે અમે એ વાત નથી માનતા.' આજે મૂર્તિપૂજક સંપ્રદાયમાં ઉપધાન તપની ઘણી ધમાલ ચાલે છે, છતાં અજ્ઞાન અને બુદ્ધિથી પરવશ બનેલા સમાજ આગળ સાધુઓ એ તપ ચાલુ રાખવાનું વાજબી માને છે.

તે પુસ્તકમાં કહે છે કે મહાનિશીથમાં ઉપધાનવિધિ કહ્યા પછી આ પ્રમાણે કહ્યું છે: "હે ભગવન્! આવી મોટી નિયંત્રણા બાલ જનો શી રીતે કરી શકે?" એના ઉત્તરમાં ભગવાન કહે છે કે "હે ગૌતમ! જે કોઈ એ નિયંત્રણા નહિ ઈચ્છતાં વગર ઉપધાને નવકાર મંત્ર ભણે–ભણાવે કે અનુમત કરે તે પ્રિયધર્મા કે દઢધર્મા ન હોય; અને તેણે સૂત્રાર્થ તથા ગુરૂની હીલના કરી; તથા સર્વ અરિહંત અને આચાર્ય ઉપાધ્યાય સાધુ અને જ્ઞાનની પણ આશાતના કરી, જેથી તે અનંત સંસારી થઈ અનેક દુઃખ પામશે."

વળી ગૌતમે પૂછ્યું કે, ભગવન્! ઉપધાન વહેતાં તો બહુ વખત વીતે, તેટલામાં વચ્ચે કદાચ મરણ પામે તો નવકાર વિના શી રીતે ઉત્તમાર્થ સાધી શકે? આના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, "ગૌતમ! જે સમયે તેણે ઉપધાનના માટે કંઇ પણ તપ માંડ્યુ તે સમયે જ સૂત્રાર્થ સમજવા માટે નવકાર મંત્રને અવિધિએ ગ્રહણ કરવું નહિ, કિન્તુ એવી રીતે ગ્રહણ કરવું કે જેથી ભવાંતરમાં પણ નાશ પામે નહિ."

આવા વિચાર મહાનિશીથમાં જણાવ્યા છે, જે આજકાલ કોઇ પણ સુજ્ઞ વિચારક કબૂલ કરે નહિ. શતપદીના કર્તા પોતે તે વિચારને સંમતિ આપતા નથી, ને કહે છે કે જો આ પ્રમાણે હોય તો ઉપધાનવિધિ વિના નવકાર ભણે કે ભણાવે કે અનુજ્ઞા આપે તો તે બધા અનંત સંસારી થાય; અને થોડા અપવાદ સિવાય નવકાર મંત્ર ઘણા સાધુ–સાધ્વીઓ, આચાર્યો, શ્રાવક–શ્રાવિકાઓ ભણે છે તો શું તેઓ બધા અનંત સંસારી થશે કે? વળી બાલપણમાં ઘણા

ઉપધાનવિધિ વિના નમોક્કાર મંત્ર ભણે છે, અભ્યાસ કરે છે, તો શું તેઓને અનંત સંસાર થશે? વળી આજે ઘણા ભદ્રક જનોને મરણ વખતે નમોક્કાર મંત્ર કાનમાં આપે છે તેમ કેટલાક તીર્યંચ પશુઓને મરતાં તેમના માલિકો નમોક્કાર સંભળાવે છે, તો તેમની દેવગતિ થશે કે અનંત સંસાર થશે? જો આ કથન સત્ય હોય તો આવશ્યકમાં કહ્યા મુજબ ત્રિદંડી નમોક્કારથી સુખી થયો તેનું શું? વળી પ્રહારથી મુગ્ધ થયેલા યુગબાહુને મરણ વખતે તેની સ્ત્રી મદનરેખાએ નમોક્કાર સંભળાવ્યા, તે સાંભળીને તે પાંચમા દેવલોકે ગયો. એ જ રીતે શતપદીકાર કેટલાક દાખલાઓ આપે છે.

પાર્શ્વનાથનો જીવ હાથી, મુનિસુવ્રત સ્વામી પ્રતિબોધિત અશ્વ, સોદાસનો જીવ ગેંડો, સહદેવીનો જીવ વાઘણ, વૈતરણીનો જીવ વાનર, ભદ્રક મહિષ, કંબલ સંબલ નામના બે બળદો, વિગેરે અનેક જીવો ઉપધાન કર્યા વિના નમોક્કારથી આરાધક થયા છે ને સુગતિ પામ્યા છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ઉપધાન વિધિ કરવી એમ ભલે મહાનિશીથ કહે, પણ તે સિવાય સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ ટીકા ટિપ્પણ વિગેરે વર્તમાન સાહિત્યમાં કોઈ જગ્યાએ તે વસ્તુ હોય તેમ જણાતું નથી. ચૈત્યવાસમાં રહેનારા પોતાના પોષણ માટે એ વિધિનું ગમે તેટલું મજબૂત સમર્થન કરે વા અત્યારનો શ્રમણવૃંદ એ વાતને ગમે તેટલી મજબૂતાઈ આપે, પણ એ વસ્તુ આગમવિહિત નથી.

વળી ૯૬ મા વિચારમાં શતપદીના કર્તા કહે છે કે "તથા ઉપધાનના તપ પેટે કહેવામાં આવે છે જે પીસ્તાળીશ નોકારસી અથવા ચોવીસ પોરસી અથવા સોળ પુરીમઢ અથવા દશ અવઢ અથવા આઠ બેસણાં વડે ઉપવાસ લેખી શકાય, તે પણ આગમ ગ્રંથમાં ક્યાંય કહેલું નથી. હવે એ બધું મહાનિશીથમાં કહેલ છે; પણ તે ગ્રંથ પ્રમાણ કરી શકાય તેવો નથી, કારણકે તેના કર્તાએ તે જ ગ્રંથમાં

લખ્યું છે કે "ઈહાં જે વધઘટ લખાયું હોય તેનો દોષ શ્રુતધરોએ (મને) નહિ આપવો. (કારણકે) એનો જે પૂર્વાદર્શ હતો તેમાં જ કયાંક શ્લોક, કયાંક અર્ધશ્લોક, કયાંક પદ કે અક્ષર, કયાંક પંક્તિઓ, કયાંક પુઠી, કયાંક બેબે ત્રણ ત્રણ પાનાં ઇત્યાદિ ઘણો ગ્રંથ નાશ પામેલો હતો × × × × ×'"

**મહાનિશીથની આગમ વિરૂદ્ધની વાતો**

શતપદીના કર્તાની કહેવાની મતલબ એ છે કે તે ગ્રંથમાંથી ઘણું નાશ પામી ગયું છે; તેમ તેમાં જે જે બાબત કહી છે, તે પણ ઘણી અસંબંધવાળી ને કોઈ રીતે દીલમાં ન ઊતરે તેવી છે. આમ છતાં વાચકવર્ગને મનમાં શંકા આવે ને તેને જાણવાની ઉત્કંઠા રહે કે તેમાં તેવું શું છે કે ન માની શકાય, તો મહાનિશીથમાંથી કેટલીક બાબતો શતપદીના કર્તા નીચે પ્રમાણે બતાવે છે.

શતપદીકાર કહે છે કે આવી વાત તદ્દન અસંભવિત છે તે તમે જુઓ:—

(૧) આઉકાયના પરિભોગમાં, તેઉકાયના સમારંભમાં અને મૈથુન એ ત્રણેમાં બોધિઘાત જ થાય છે. તેમાં કંઇ પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થઈ શકે નહિં.

(૨) માર્ગે ચાલતા સાધુએ સો સો ડગલે ઇરિયાવહી પડિક્કમવી.

(૩) આર્યાઓથી તેર હાથ વેગળા રહેવું, અને મનથી શ્રુતદેવીની માફક સર્વ સ્ત્રીઓને પરિહરવી.

(૪) કલ્પ નહિ વાપરે તો ચઉત્થનું પ્રાયશ્ચિત્ત આવે.

(૫) કલ્પ પરિઠવે તો દ્વાદશમ તપનું પ્રાયશ્ચિત્ત આવે.

(૬) પાત્રાબંધની ગાંઠો નહિ છોડે તો ચઉત્થ લાગે.

(૮) કાળી જમીનથી પીળીમાં જતાં, પીળીથી કાળીમાં જતાં, જળથી સ્થળમાં જતાં, સ્થળથી જળમાં જતાં, વિધિએ કરી પગ પ્રમાર્જી પ્રમાર્જીને દાખલ થવું, નહિ પ્રમાર્જે તો બાર વર્ષનું પ્રાયશ્ચિત્ત આવે.

(૯) રજ્જા સાધ્વીના અધિકારમાં કેવળી મહારાજે રજ્જાને કહ્યું કે તમે બીજી સાધ્વીઓ આગળ બોલ્યાં જે પ્રાશુક પાણીથી મારૂં શરીર બગડયું તેથી હવે એવું કોઈ પ્રાયશ્ચિત્ત નથી જે તમારી શુદ્ધિ કરે.

(૧૦) જે સ્ત્રી મનથી પણ શીલ ખંડે તે સાત વાર સાતે નરકે જાય.

(૧૧) કોઈ માણસ આ ભવમાં ઉગ્ર સંયમ તપ કરી શકતો નહિ હોય છતાં સુગતિએ જવા ઇચ્છતો હોય તો તે જો રજોહરણની એક દશી પણ ધરી રાખે તો હે ગૌતમ! મારી બુધ્ધિએ સિધ્ધિક્ષેત્રની ઉપરલી માંડવીમાં ઉત્પન્ન થાય.

(૧૨) ઉપાનહ સહિત ચાલે તો ફરી ઉપસ્થાપના લાયક થાય.

(૧૩) સોળ દોષરહિત છતાં સાવદ્ય વચન બોલે તો ઉપસ્થાપના આવે.

(૧૪) સહસાત્કારે પણ રજોહરણ જો ખંધ ઉપર નાંખે તો ઉપસ્થાપના લાયક થાય.

(૧૫) સ્ત્રીનાં અંગોપાંગને હાથ વડે, પગ વડે, દંડ વડે, હાથમાં ધરેલ દર્ભની અણી વડે કે પગથી ઉડાવેલ રજ વડે પણ જો સંઘટો કરે તો પારાંચિત પ્રાયશ્ચિત્ત પામે.

આ પ્રમાણે શતપદીકારે એકંદર ૨૨ બોલ તેમાંથી ઉધ્ધૃત કરી મૂકયા છે.

શતપદીકાર કહે છે કે 'આવી આવી ઘણી વાતો છે જે તમો (પ્રશ્ન કરનારને કહે છે કે) પણ માની શકતા નથી, તેથી તમોએ જ એ ગ્રંથને અપ્રમાણ કર્યો દેખાય છે; માટે ઉપધાન પણ એ જ ગ્રંથમાં કહેલો હોવાથી અમારે પ્રમાણ નથી. હવે જ્યારે અમો ઉપધાન પ્રમાણ નથી કરતાં ત્યારે તેના ઉજમણા રૂપે રહેલ માલારોપણ તો સહજે અપ્રમાણ જ થયું.'

તાત્પર્ય એ છે કે ચૈત્યવાસની એટલી બધી ખરાબ અસર સાધુઓ પર થઈ ગઇ હતી કે તેમને ખરાબ કાર્ય કરતાં અટકાવવા

માટે મહાનિશીથકારે હદ ઉપરાંત દંડ ઠરાવ્યો હતો; દંડચ્છેદમાં ઠરાવવામાં આવ્યો છે તેના કરતાં ઘણો વધારે ને ન ઘટી શકે તેટલો દંડ ઠરાવ્યો હતો, તથાપિ ચૈત્યવાસની ખરાબ છાયામાં ઉછેરેલો શ્રમણસંઘ સુધરી શક્યો ન હતો. વસ્તુ એ છે કે મહાનિશીથ અસંબદ્ધ ને અઘટિત વિચારો ધરાવતું હોવાથી સંઘમાં માન્ય થઈ પડયું નહિ. શતપદીના કર્તા મૂર્તિપૂજક હોવા છતાં તેમણે મહાનિશીથને માન્ય કર્યું નથી; અર્થાત્ શતપદીકાર આવી આવી વાતો વધુ પડતી જાણી મહાનિશીથને છોડી દે છે, તો પછી અમૂર્તિપૂજક વર્ગ પણ તેને છોડી દે એમાં શું આશ્ચર્ય છે?

**કેટલાક બોલોની સમીક્ષા**

મહાનિશીથમાં પહેલા બોલમાં કહ્યું કે અપ્કાય, તેજસ્કાય ને મૈથુન એ ત્રણે બોલને સેવવામાં બોધિઘાત છે, એ હકીકત ઠીક છે, પણ તેમ થાય તો પછી શું પ્રાયશ્ચિત્ત લેવાથી પણ શુદ્ધિ હોઈ શકે જ નહિ? છેદ આગમમાં કહ્યું છે કે મનુષ્ય ભૂલને પાત્ર છે. જો કે તેમ કરવું એ કોઈ રીતે ઇષ્ટ નથી, પરંતુ માનો કે મોહાવેશથી કે લાલસાવશતાથી તેમ કરવાની પ્રવૃત્તિ થઈ તો સાધુએ અવશ્ય પોતાની ભૂલને પોતાના પૂજ્ય આગળ કબૂલ કરવી જોઈએ, ને છેદમાં જે નિયમાવલી કહી છે, તે નિયમાવલીમાં દોષિત વ્યક્તિને મૂકી તે સુધારી શકે છે. તે વ્યક્તિ ન જ સુધરી શકે તેમ આગમો કહેતાં નથી. આથી મહાનિશીથ આગમની પંક્તિમાં આવી શકયું નથી.

સાતમા બોલમાં સાધુ સાધ્વીઓએ સાથે વિહાર કરવો નહિ તેમ જણાવ્યું છે, છતાં કરવો હોય તો કેટલા સાધુઓ ને કેટલી સાધ્વીઓ સાથે વિહાર કરી શકે એ દર્શાવ્યું છે. તે વખતે સાથે વિહાર થતો હશે, પણ અત્યારે એ પ્રવૃત્તિ ચાલતી નથી. કેટલીક વાતો વખતે વખતે પલટાતી જાય છે. આમ બધા બોલનું ટીપ્પણ કરી શકાય, પણ અહીં તે પ્રસંગ નથી. વાચક આ બધા બોલો વાંચી સમજી જશે કે અપરાધ કરતાં શિક્ષા કેટલી બધી વધુ પડતી છે.

૬૦ મા બોલમાં કહ્યું કે જે સ્ત્રી મનથી પણ શીલ ખંડે તે સાત વાર સાતે નરકે જાય. આ શિક્ષા કેટલી બધી વધુ પડતી છે, વા વિચાર વગરનું ગ્રંથકારે બોલી બતાવ્યું છે. મનથી શીલ ખંડે—વ્યભિચાર કરે—તે સાત વાર સાતે નરકે જાય તો પછી શીલ જ ન પાળે તો કેટલી વાર જાય? આજનો શ્વેતાંબર મૂર્તિપૂજક વર્ગ કહે છે કે ઉષ્ણ પાણી વાસી રાખે તો ૧૦ ઉપવાસનું પ્રાયશ્ચિત્ત આવે, તો પછી આખું પાણીયારૂં અહોરાત્રી રાખે છે તેનું કેટલું પ્રાયશ્ચિત્ત તેમણે .વું જોઇએ? શું તેમણે એમ અનુભવ્યું હશે કે મનુષ્યો મનથી પણ શીલ ખંડિત નથી કરતા, છતાં કરે તો આટલું પ્રાયશ્ચિત્ત બરાબર છે? આમાં કેવળીના વચનની ગંધ તો નથી જ, પણ વિચારક મનુષ્યના વિચારની લેશ પણ ઝાંખી નથી.

૧૧ મા બોલમાં લખી નાંખ્યું છે કે કોઇ વ્યક્તિ ઉગ્ર સંયમ તપ ન કરી શકે પણ રજોહરણની એક દશી પાસે રાખે તો સિદ્ધિક્ષેત્રની ઉપરની માંડવીમાં જાય. આ કેવી વિચિત્ર અને અતિશયોક્તિવાળી વાત છે! આજે મૂળ સૂત્રો જો ન હોત તો આવા ગ્રંથોના અંધારામાંથી ભાગ્યે જ લોકો નિકળી શકયા હોત. શતપદીના કર્તાની જેમ કંઇક લોકો એ અંધારામાંથી બચી ગયા છે. જેમ અન્ય ધર્મમાં ધર્મગુરૂઓએ પોતાનો દોર ચલાવ્યો છે ને સેવકોના પૈસાએ મોજો ઉડાવી છે, તેમજ આ લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવામાં કાંઈ બાકી રાખી નથી. અર્થાત્ તે વખતે તેવી ધમાલ ચાલતી હશે, તેથી જ તેવા લોકોને સુધારવાને માટે ગ્રંથકારોએ આવી આવી કલમો નાંખી હશે, ને આવી સખ્ત શિક્ષા બતાવી હશે.

૧૫ મા બોલમાં જણાવ્યું છે કે સ્ત્રીના અંગોપાંગને હાથવડે, પગવડે કે પછી પગની ધૂળવડે સંઘટો કરે તોપણ પારાચિત પ્રાયશ્ચિત્ત લાગે. આ પણ ઉપરના બોલની જેમ ગુલબાંગ છે. મુનિજને આવા દોષ સેવવા ન જોઇએ તે વાત બરાબર છે. પણ લેશ સ્પર્શ માટે છેક ગૃહસ્થની સ્થિતિમાં મૂકી દે તે કેવો અન્યાય?

આથી સમજાવવાનો આશય એ છે કે મહાનિશીથ શતપદીના કર્તાના કથન પ્રમાણે અમાનનીય છે.

કેટલાક લોકો એમ કહેશે કે પૂર્વાચાર્યોની આજ્ઞા કે આચરણા કેમ નથી માનતા? આનો ઉત્તર શતપદીના કર્તા નીચે પ્રમાણે આપે છે: (જુઓ વિચાર ૧૦૧ મો)

**જિનાજ્ઞા વિરૂદ્ધ પૂર્વાચાર્યોની આજ્ઞા**

સત્પુરૂષને જિનાજ્ઞા જ પ્રમાણ છે એ બાબત ઘણી હિતશિક્ષાઓ છે:

(૧) જિનેંદ્રની આજ્ઞા પાળવી એ જ મોક્ષનું સાધન છે, માટે ત્યાં યત્ન કરવો.

(૨) જે જિનપ્રણીત જ્ઞાન દર્શન ચારિત્ર અને તપનું આરાધન તેને જ આજ્ઞા આરાધન કહે છે.

(૩) રાજાને માટે ઝુંપડું અને ગામધણીને માટે ચિત્રશાળા કરવી એ વિરૂદ્ધ ગણાય. તેમ તીર્થંકર માટે ને આચાર્ય માટે સમજવું.

(૪) જેમ પ્રમાદદોષે કરી રાજાની આજ્ઞા તોડતાં વધબંધાદિ થાય છે, તેમ જ પ્રમાદદોષે કરી જિનાજ્ઞા તોડતાં પણ દુર્ગતિનાં દુઃખ થશે જ.

(૫) તીર્થંકરનું વચન પાળતા આચાર્યનું વચન પાળવું જ થાય છે. (ઓઘનિર્યુક્તિ)

(૬) જેમ કોઈ રાજાની કોઈ જાણી જોઈને આજ્ઞા ભાંગે તો તેને સખ્ત શિક્ષા થાય છે અને અણજાણે ભાંગે તો માફી મળે છે તેમ જ જિનાજ્ઞા વિષે પણ જાણવું.

(૭) જે લુબ્ધ થાય છે તે સર્વ જિનની આજ્ઞા તોડે છે, અને જેણે આજ્ઞા તોડી તેનું સર્વ રદ ગણાય છે.

(૮) એક જણ અકાર્ય કરે તો પછી તેને જોઇ બીજો પણ કરે; એમ સુખશીલતા થતાં થતાં અંતે તપ સંયમનો નાશ થાય. (પિંડનિર્યુક્તિ)

(૯) ચરણકરણમાં શિથિલ થતાં સત્યવ્યવહાર પણ નાશ પામે છે.

(૧૦) જ્યારે જીવ પોતાના જ્ઞાન દર્શન ચારિત્રને મૂકી દે, તે વેળાએ જાણવું કે તેને પરજીવો પર અનુકંપા નથી.

(નોંધઃ—મનુષ્ય જ્યારે જ્ઞાન દર્શન ચારિત્ર ઉપર અભાવ કરે છે ત્યારે તેનામાંથી અનુકમ્પા આપોઆપ અદશ્ય થાય છે. સમાજ તેની અનુકમ્પા જતી જોઈ શંકા કરે છે, પણ પોતાનું સ્થાન-અડ્ડો બરાબર જમાવી રાખવા માટે તે અનેક યુક્તિ–પ્રયુક્તિઓ કરે છે ને પોતાનું સ્થાન ટકાવે છે. તેનામાં જો અનુકમ્પા હોય તો તે મનુષ્ય અસત્યનો આશ્રય ન લે, પણ જ્યારે અનુકમ્પા જાય છે ને અસત્યનો આશ્રય લે છે, ત્યારે તે અવશ્ય નિર્ભય થાય છે, ને બીજા સદાચારો હોય છે, તે પણ જાય છે; અર્થાત્ અસત્ય આવતાં એકે સદાચાર ટકી શકતો નથી.)

(૧૧) જિનવચન મૂકતાં જેને દુઃખ ન થયું તેને બીજાનું દુઃખ દેખી દુઃખ નહિ જ થાય.

(નોંધઃ—આ વાક્ય ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જે જિનેંદ્રના વચનને મૂકી દે છે અથવા ઢાંકી દે છે, તેના હૃદયમાં દયા કે બીજા જીવોની કમ્પા ક્યાંથી જ હોય ? અર્થાત્ નહિ જ રહેવાની.)

(૧૨) આચારમાં વર્તનાર શુદ્ધ આચારની નિઃશંકપણે પ્રરૂપણા કરી શકે છે, પણ આચારહીન હોય તે શુદ્ધ આચારની પ્રરૂપણા કોઈક જ કરે છે.

(૧૩) જે તીર્થંકર ભગવાનને પ્રમાણ ન કરે તે શ્રુતધરોને પ્રમાણ નથી જ કરતો.

(૧૪) સંઘ, રાગદ્વેષહીન, સર્વ જીવો પર સરખો અને ગુણનો નિધાન હોય છે.

(૧૫) શિષ્ય કે આચાર્ય કંઈ સુગતિએ પહોંચાડતા નથી કિંતુ સત્ય વ્યવહાર જ સુગતિએ પહોંચાડે છે.

(૧૬) ઉલટો માર્ગ બતાવતાં અને સુલટો માર્ગ છુપાવતાં અનંત સંસાર થાય છે.

(૧૭) જે જીત, શોધીકારક અને સંવિગ્ન પુરુષે આચર્યું તે ભલે તેણે એક જણે જ આચર્યું, તોએ તેથી વ્યવહાર ચાલે.

(૧૮) જે જીત, અશોધિકારક અને પાસત્થાદિકે આચર્યું તે ભલે ઘણે જણે આચર્યું હોય તોએ તેથી વ્યવહાર ન ચલાવવો.

(૧૯) તીર્થંકરે કર્યું, પછી ગણધરોએ કર્યું અને તેમની શિષ્ય–પરંપરાએ ચાલ્યું તે જીત જાણવું.

(૨૦) જિનાજ્ઞા વિના જે વ્યવહાર ચલાવે તેની ઈહાં અપકીર્તિ અને પરભવે નક્કી દુર્ગતિ થાય. (વ્યવહાર)

(૨૧) 'જે જિને ભાખ્યું તે જ સત્ય' એ પરિણામવંત જિનાજ્ઞામાં છે.

(૨૨) દુર્લભ મનુષ્યભવ તથા સંયમ પામીને પણ જે આજ્ઞામાં નથી વર્તતા તે દુર્ગતિપથ વધારે છે.

(૨૩) જિનેંદ્રની આજ્ઞાથી આચાર્યની આજ્ઞા બલવાન્ નથી; માટે જિનાજ્ઞાને હલકી ઠરાવવી તે ગર્વ અને અવિનય જાણવો.

(નોંધઃ—આજે જે કેટલાક પુરુષો બુદ્ધિમાં જરા સમર્થ થાય છે તેઓ પોતાના વચનને આગળ કરતાં અને જિનેંદ્રના વચનને પાછળ મૂકતાં જરા પણ અચકાતા નથી. વળી તેમનો અનુયાયી વર્ગ તે વાતને વધાવી લે છે. આત્મસિદ્ધિમાં આને લગતો જ વિચાર છેઃ 'પ્રત્યક્ષ સદ્દગુરુસમ નહિ, પરોક્ષ જિન ઉપકાર'. આમાં એમ જણાવ્યું છે કે, તીર્થંકરનો ઉપકાર ગમે તેટલો હોય તોપણ તે પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી; માટે જે પુરુષ પ્રત્યક્ષ છે, તેનો ઉપકાર ઘણો ચડી જાય છે.)

(૨૪) આજ્ઞા ભાંગતાં અજ્ઞાન, અનવસ્થા, મિથ્યાદૃષ્ટિપણું તથા ચારિત્રવિરાધના થાય છે, માટે આજ્ઞાસહિત હોય તેની પાસે જ જ્ઞાન દર્શન ચારિત્ર ઠરે છે.

(૨૫) અપરાધ થતાં નાનું પ્રાયશ્ચિત્ત આવે છે પણ આજ્ઞાભંગ થતાં મોટું પ્રાયશ્ચિત્ત આવે, કારણકે આજ્ઞા ઉપર જ ચારિત્ર છે. માટે તે ભાંગતાં શું નહિ ભાંગ્યું?

(૨૬) અધિક કરતાં કુણાલ કવિ માફક દોષ થાય છે, હીન કરતાં વિદ્યાધરના દૃષ્ટાંતે દોષ થાય છે, તથા હીનાધિક કરતાં બાલકને જેમ ભોજન હીનાધિક દેવાય અથવા રોગીને ઔષધ હીનાધિક દેવાય તો દોષ થાય છે તેમ દોષ થાય છે. (વિશેષાવશ્યક)

(૨૭) જિનરાજ રાગદ્વેષમોહરહિત હોય છે, માટે અન્યથાવાદી ન હોય.

(૨૮) 'જિનરાજે ભાખ્યું તે જ સત્ય છે' એમ મનમાં ધરતો થકો આજ્ઞાનો આરાધક થાય છે. (ભગવતી)

શતપદીમાંથી આ વાક્યો લેવાનો આશય એ બતાવવાનો છે કે તે વિચારો મૂળ પુસ્તકો સાથે કેટલા મળતા આવે છે. આ ગ્રંથકારે બતાવી આપ્યું છે કે આજની પેઠે તે વખતે પણ આચાર્યો પોતાની મહત્તા વધારવાને તીર્થંકરનાં વચનને પાછળ મૂકવા પ્રયત્ન કરતા હતા. આ ગ્રંથકારની વર્તના ગમે તે હોય, પરન્તુ તેમના વિચારો આચાર્યો કરતાં તીર્થંકર તરફ વધારે ઢળતા છે, ને તીર્થંકરોના વચનને અપાર પ્રેમથી તે વધાવે છે.

**પૂર્વાચાર્યોની કેટલીક આજ્ઞાઓની સમીક્ષા**

આ ગ્રંથકર્તાએ હરિભદ્રસૂરિ ને અભયદેવસૂરિની આચરણા વિષે પણ વિચાર કર્યો છે. આ બન્ને મહાપુરૂષો તે તે વખતના ગાળામાં સમર્થ થયેલા છે. આજે હરિભદ્રસૂરિનાં પુસ્તકો ઘણાં પ્રસિદ્ધ છે, તેમ અભયદેવસૂરિ નવાંગી ટીકાકાર ઉપરાંત સન્મતિ તર્કના વિવેચનકાર તરીકે ઘણા મશહૂર છે. તથાપિ તેઓ તે વખતમાં જિનભાષિત આચાર કરણી વિગેરેની દૃષ્ટિએ ઉચ્ચ કક્ષામાં નહિ હોય એમ જણાય છે. પં. બેચરદાસજીના લખવા પ્રમાણે હરિભદ્રસૂરિ પુરા ચૈત્યવાસી હતા. વળી તે ભોજન લાવતા તેમાંથી ભિક્ષુક વર્ગને ઉદરનિર્વાહને અર્થે આપતા. હરિભદ્રસૂરિ તથા અભયદેવ

સૂરિના આચાર સંબંધે ૧૦૪ મા વિચારમાં શતપદીના કર્તા કંઇ કંઇ બતાવે છે. એ ઉપરથી સમજી શકાય છે કે તે વખતે તેમનો આચાર ગુંચવણવાળો હતો. ૧૦૪ મા વિચારમાં કેટલીક વાતો કહી છે, તેમાંની ૯ મી વાત એ છે કે "હરિભદ્રસૂરિએ સમરાદિત્ય ચરિત્રમાં કહ્યું છે કે 'પારણાની વેળા આવતાં સમરાદિત્ય તથા બીજા સાધુઓ તેની માતાના ઘરે જ જમવા બેઠા, ત્યાં માતાએ વાસણ આપી પીરસીને જમાડયા.' એ ઉપરથી એમ અર્થ નિકળે છે કે શ્રાવિકાઓ પિરસે ને સાધુઓ જમે, માટે એ આલંબનથી ચૈત્યવાસી શ્રાવકો ગુરૂને જમાડે છે." શતપદીના કર્તા કહે છે કે તો તમે તેમને કેમ નિષેધો છો?

આ ઉપરથી વાચક વર્ગે એ સમજવાનું છે કે તે વખતની પોલ આ પુસ્તકકર્ત્તાએ બહાર પાડી છે. ચૈત્યવાસમાં ઉછરેલા તે તે વિદ્વાનો વિદ્યામાં સમર્થ હતા, પણ સમાજને સુધારી શક્યા નથી.

૧૦૭ મા વિચારમાં જિનવલ્લભસૂરિ ને જિનદત્તસૂરિની વિચારણા માટે આ ગ્રંથકર્તાએ વિચાર કર્યો છે. લોકો ગ્રંથકર્તાને પૂછે છે કે આ લોકોની વિચારણા તમે કેમ કબૂલ નથી કરતા? ત્યારે તે કહે છે કે શું કબૂલ કરીએ? તેમણે કેવી ભૂલો કરી છે!. જવાબમાં કેટલાક બોલ તેમણે લખ્યા છે.

જિનવલ્લભસૂરિની નવી આચરણામાં પાંચમા બોલમાં કહ્યું છે કે સુવિહિતોએ પોતાની પ્રશસ્તિ કે પોતાના ગ્રંથો શિલાઓમાં કોતરાવવાનો પૃથ્વીકાયની વિરાધના થાય તેથી નિષેધ કર્યો છે, છતાં જિનવલ્લભે ચિત્તોડમાં વીરસ્વામીના ચૈત્યમાં છજાની નીચેના બધા પ્રસ્તારોમાં પોતાનાં કરેલાં ચિત્રબંધ કાવ્યો તથા ચૈત્યના દ્વારની બે બાજુએ એક શિલામાં ધર્મશિક્ષા ગ્રંથ અને બીજી બાજુમાં 'સંઘપટ્ટક' કોતરાવવાનું કામ કબૂલ રાખ્યું છે..

જિનવલ્લભે 'સંઘપટ્ટક' ગ્રંથ તૈયાર કર્યો છે, તેમાં ચૈત્યવાસીઓને પુષ્કળ ચાબખા માર્યા છે, તો પછી તેમણે આ કાર્ય શામાટે

(૨૫) અપરાધ થતાં નાનું પ્રાયશ્ચિત્ત આવે છે પણ આજ્ઞાભંગ થતાં મોટું પ્રાયશ્ચિત્ત આવે, કારણકે આજ્ઞા ઉપર જ ચારિત્ર છે. માટે તે ભાંગતાં શું નહિ ભાંગ્યું?

(૨૬) અધિક કરતાં કુણાલ કવિ માફક દોષ થાય છે, હીન કરતાં વિદ્યાધરના દષ્ટાંતે દોષ થાય છે, તથા હીનાધિક કરતાં બાલકને જેમ ભોજન હીનાધિક દેવાય અથવા રોગીને ઔષધ હીનાધિક દેવાય તો દોષ થાય છે તેમ દોષ થાય છે. (વિશેષાવશ્યક)

(૨૭) જિનરાજ રાગદ્વેષમોહરહિત હોય છે, માટે અન્યથાવાદી ન હોય.

(૨૮) 'જિનરાજે ભાખ્યું તે જ સત્ય છે' એમ મનમાં ધરતો થકો આજ્ઞાનો આરાધક થાય છે. (ભગવતી)

શતપદીમાંથી આ વાકયો લેવાનો આશય એ બતાવવાનો છે કે તે વિચારો મૂળ પુસ્તકો સાથે કેટલા મળતા આવે છે. આ ગ્રંથકારે બતાવી આપ્યું છે કે આજની પેઠે તે વખતે પણ આચાર્યો પોતાની મહત્તા વધારવાને તીર્થંકરનાં વચનને પાછળ મૂકવા પ્રયત્ન કરતા હતા. આ ગ્રંથકારની વર્તના ગમે તે હોય, પરન્તુ તેમના વિચારો આચાર્યો કરતાં તીર્થંકર તરફ વધારે ઢળતા છે, ને તીર્થંકરોના વચનને અપાર પ્રેમથી તે વધાવે છે.

**પૂર્વાચાર્યોની કેટલીક આજ્ઞાઓની સમીક્ષા**

આ ગ્રંથકર્તાએ હરિભદ્રસૂરિ ને અભયદેવસૂરિની આચરણા વિષે પણ વિચાર કર્યો છે. આ બન્ને મહાપુરુષો તે તે વખતના ગાળામાં સમર્થ થયેલા છે. આજે હરિભદ્રસૂરિનાં પુસ્તકો ઘણાં પ્રસિદ્ધ છે, તેમ અભયદેવસૂરિ નવાંગી ટીકાકાર ઉપરાંત સન્મતિ તર્કના વિવેચનકાર તરીકે ઘણા મશહૂર છે. તથાપિ તેઓ તે વખતમાં જિનભાષિત આચાર કરણી વિગેરેની દૃષ્ટિએ ઉચ્ચ કક્ષામાં નહિ હોય એમ જણાય છે. પં. બેચરદાસજીના લખવા પ્રમાણે હરિભદ્રસૂરિ પુરા ચૈત્યવાસી હતા. વળી તે ભોજન લાવતા તેમાંથી ભિક્ષુક વર્ગને ઉદરનિર્વાહને અર્થે આપતા. હરિભદ્રસૂરિ તથા અભયદેવ

સૂરિના આચાર સંબંધે ૧૦૪ મા વિચારમાં શતપદીના કર્તા કંઇ કંઇ બતાવે છે. એ ઉપરથી સમજી શકાય છે કે તે વખતે તેમનો આચાર ગુંચવણવાળો હતો. ૧૦૪ મા વિચારમાં કેટલીક વાતો કહી છે, તેમાંની ૯ મી વાત એ છે કે "હરિભદ્રસૂરિએ સમરાદિત્ય ચરિત્રમાં કહ્યું છે કે 'પારણાની વેળા આવતાં સમરાદિત્ય તથા બીજા સાધુઓ તેની માતાના ઘરે જ જમવા બેઠા, ત્યાં માતાએ વાસણ આપી પીરસીને જમાડયા.' એ ઉપરથી એમ અર્થ નિકળે છે કે શ્રાવિકાઓ પિરસે ને સાધુઓ જમે, માટે એ આલંબનથી ચૈત્યવાસી શ્રાવકો ગુરૂને જમાડે છે." શતપદીના કર્તા કહે છે કે તો તમે તેમને કેમ નિષેધો છો?

આ ઉપરથી વાચક વર્ગે એ સમજવાનું છે કે તે વખતની પોલ આ પુસ્તકકર્ત્તાએ બહાર પાડી છે. ચૈત્યવાસમાં ઉછરેલા તે તે વિદ્વાનો વિદ્યામાં સમર્થ હતા, પણ સમાજને સુધારી શક્યા નથી.

૧૦૭ મા વિચારમાં જિનવલ્લભસૂરિ ને જિનદત્તસૂરિની વિચારણા માટે આ ગ્રંથકર્તાએ વિચાર કર્યો છે. લોકો ગ્રંથકર્તાને પૂછે છે કે આ લોકોની વિચારણા તમે કેમ કબૂલ નથી કરતા? ત્યારે તે કહે છે કે શું કબૂલ કરીએ? તેમણે કેવી ભૂલો કરી છે!. જવાબમાં કેટલાક બોલ તેમણે લખ્યા છે.

જિનવલ્લભસૂરિની નવી આચરણામાં પાંચમા બોલમાં કહ્યું છે કે સુવિહિતોએ પોતાની પ્રશસ્તિ કે પોતાના ગ્રંથો શિલાઓમાં કોતરાવવાનો પૃથ્વીકાયની વિરાધના થાય તેથી નિષેધ કર્યો છે, છતાં જિનવલ્લભે ચિત્તોડમાં વીરસ્વામીના ચૈત્યમાં છજાની નીચેના બધા પ્રસ્તારોમાં પોતાનાં કરેલાં ચિત્રબંધ કાવ્યો તથા ચૈત્યના દ્વારની બે બાજુએ એક શિલામાં ધર્મશિક્ષા ગ્રંથ અને બીજી બાજુમાં 'સંઘપટ્ટક' કોતરાવવાનું કામ કબૂલ રાખ્યું છે...

જિનવલ્લભે 'સંઘપટ્ટક' ગ્રંથ તૈયાર કર્યો છે, તેમાં ચૈત્યવાસીઓને પુષ્કળ ચાબખા માર્યા છે, તો પછી તેમણે આ કાર્ય શામાટે

કર્યું હશે એમ કોઇને શંકા થાય. ગમે તેમ હોય, પણ તેમના વિષે શતપદીના કર્તાએ જણાવ્યું છે, તેમાંથી થોડું અહીં જણાવ્યું છે.

જિનદત્તસૂરિ ગમે તેવા મહાન લાગતા હોય, વળી તેમનાં પગલાં વઢવાણ શહેર ને બીજાં કેટલાંક સ્થળે પૂજાતાં હોય, પણ તેમની વિચારણા કેટલી બધી બેહુદી આ ગ્રંથકારને લાગી છે તે તેમના થોડા બોલ ઉપરથી સમજાશે. આ ગ્રંથકાર કહે છે કે જિનવલ્લભે અને અભયદેવસૂરિએ કે પૂર્વાચાર્યોએ ચલાવી નથી તેવી વાતો આ જિનદત્તસૂરિએ ચલાવી છે. તે વિષે આ ગ્રંથકારે ૨૫ બોલ મૂક્યા છે, તેમાંથી થોડા અહીં મૂકીએ.

(૭) દેરાસરમાં યુવાન વેશ્યા નહિ નચાવવી કિન્તુ જે નાની કે વૃદ્ધ વેશ્યા હોય તે નચાવવી એવી દેશના કરી.

(૮) ગોત્રદેવી તથા ક્ષેત્રપાળાદિકની પૂજાથી સમ્યક્ત્વ ભાંગે નહિ એમ ઠેરવ્યું.

(૯) શ્રાવકને પ્રતિમાઓ વહેવાનો નિષેધ કર્યો.

(૧૦) અમે યુગપ્રધાન છીએ એમ માનવા માંડયું.

(૧૧) એવી દેશના કરવા માંડી કે એક સાધારણ ખાતાનો બાજોટ રખાવવો. આચાર્યનો હુકમ લેઇ ઉઘાડવો. તેમાંના પૈસામાંથી આચાર્યાદિકના અગ્નિસંસ્કાર સ્થાને થૂભાદિક કરાવવા, તથા ત્યાં યાત્રા અને ઉજાણીઓ કરવી.

(૧૨) આચાર્યોની મૂર્તિ કરાવવી.

(૧૫) બેટાબેટી પરણાવવાં તે સમાન ધર્મવંતના ઘરે જ પરણાવવાં. વિષમધર્મીને ઘરે પરણાવતાં ખચિત સમકિત બાધા પામે, એવી સાવદ્ય દેશના કરવા માંડી.

(૧૬) તેના પેટા ભાગમાં (૧) ચક્રેશ્વરીની સ્તુતિમાં જિનદત્તસૂરિએ કહ્યું છે કે વિધિમાર્ગના શત્રુઓનાં ગળાં કાપી નાંખનાર ચક્રેશ્વરી મોક્ષાર્થી જનનાં વિઘ્ન નિવારો.

(૧૮) ગૌતમાદિ અગિયાર ગણધરોની પ્રતિમાઓ કરાવવા માંડી.

(૨૦) એ જ દેશમાં જેમને માંસ પણ ચડે છે એવી શીતલા વિગેરે દેવીઓ થપાવી.

(૨૩) આચાર્યાદિક સાથે શ્રાવકોને દરરોજ બહિર્ભૂમિએ જવા આવવાને ઠરાવ્યું.

આમ પચીસ બોલમાં આ ગ્રંથકર્તાએ જિનદત્તસૂરિની જે જે શાસ્ત્ર વિરૂદ્ધ આચરણાઓ છે તે જણાવી છે. શતપદીના કર્તા એમ કહેવા માંગે છે કે જિનદત્તસૂરિએ આવી આવી આચરણા કરી પોતાની મહત્તા વધારવા પ્રયત્ન કર્યો છે, પણ એ સર્વ જૈન દર્શનથી વિરૂદ્ધ આચરણાઓ છે. તેમનો ભક્ત વર્ગ એ વસ્તુને ભલે વધાવી લે, પણ એથી જૈન દર્શનની મહત્તા થઇ નથી પણ નિકૃષ્ટતા થઈ છે.

૧૦૭ મા વિચારમાં જિનચંદ્રસૂરિ ને જિનપતિસૂરિની આચરણા વિષે શતપદીના કર્તાએ જે વિચારો બતાવ્યા છે તે ઉપરથી સમજી શકાશે કે લોકો કેવું શાસ્ત્ર વિરૂદ્ધ વર્તન ચલાવી રહ્યા હતા. જિનપતિસૂરિએ વળી એવો સુધારો કર્યો હતો કે તિલોદક તુષોદક વિગેરે ધોવણનાં પાણી લેવાં નહિ, પણ સ્વચ્છ પાણી લેવું. ઉપરાંત મેલાં વસ્ત્ર, મેલું શરીર વિગેરે નહિ રાખવા તેમણે ઠરાવ્યું હતું. શતપદીના કર્તા કહે છે કે આ જિનપતિ આટલેથી અટકયા ન હતા, પણ તેમણે પોતાને પચીસમા જિનપતિ (તીર્થંકર) કહેવરાવવા ને ત્રિભુવનગુરૂનું બિરૂદ ધરાવવા પ્રયત્ન કર્યો હતો. આજે મનુષ્ય-જીવનમાં ઘણાઓને મહાન ગણાવાની આકાંક્ષા હોય છે, તેમ ત્યારે પણ હતી. મનુષ્યોમાં માન ન હોત તો તેઓ અવશ્ય સત્પથની પ્રરૂપણા કરી શકયા હોત, પણ માનને મોખરે બેઠેલાઓ કેવી રીતે બચી શકે? હરિભદ્રસૂરિ, અભયદેવસૂરિ, જિનદત્તસૂરિ, જિનવલ્લભસૂરિ, જિનપતિસૂરિ વિગેરે સમર્થ વિદ્વાનો વિષે આજના લોકોનો ગમે તેવો માનભર્યો અભિપ્રાય હોય, પણ શતપદીના કર્તાએ તેમનાં

વર્તનો કેવાં હતાં એ વિષે ઉપર જણાવ્યું છે. આ બધી હકીકત ઉપરથી વાચક વર્ગ અવશ્ય એવા વિચાર ઉપર આવશે કે તે વખતે જૈન ધર્મ ઉપર દેશ ને કાળની ઘણી ખરાબ અસર હતી. તે સમર્થ વિદ્વાનો ધર્મધુરા ચલાવતાં ચલાવતાં કોઇ બીજા રસ્તે ચડી ગયા હતા. માન ને મહત્તાની મારામારી ચાલતી હતી. તેઓ બધા જીવનનિર્વાહ ચલાવવામાં એક ધર્મને પોતાનું મુખ્ય સાધન કરી રહ્યા હતા. જે ધર્મફલકથી પાર પામવાનું હતું, તે ધર્મફલકને ઇચ્છામાં આવે તેમ ચલાવતા હતા ને ઇચ્છામાં આવે તેવા સ્વરૂપમાં ગોઠવતા હતા. આજે સમાજને જૈન ધર્મમાં અંધકાર દેખાય છે, પણ તે અંધકાર હરિભદ્રસૂરિથી માંડી આજસુધીના વિદ્વાનો એક પછી એક પુસ્તકો દ્વારા ફેલાવતા આવ્યા છે. એ સમર્થ વિદ્વાનો પોતાની વિદ્યાના બળે આગળ આવતા હતા, એ વાત બરાબર છે; પણ શ્રીમાન્ વર્ધ્ધમાનની આજ્ઞાનું પાલન થાય છે કે નહિ યા તેની આજ્ઞા પ્રમાણે ઉપદેશ થાય છે કે બીજી રીતે, એ વાતનું લક્ષ્ય તેઓએ જતું કર્યું હોય તેમ સ્પષ્ટ દેખાય છે. એ વાતનો પૂરાવો 'શતપદી' ગ્રંથ આપે છે. સેવક વર્ગ ત્યારે પણ પામર હતો ને આજે પણ પામર છે, ને તે વર્ગ તેનો આશ્રિત એટલે પામર રહેવાનો. સેવક વર્ગે ક્યારે પણ સેવ્ય વર્ગની સામે થઈ અસત્ય ઉપદેશ સામે પોકાર કર્યો નથી. જો પોકાર કર્યો હોત તો આજે અંધકાર છે તે ન હોત સેવક વર્ગ સુખની ખાતર સંસારમાં ઘસડાઇ રહ્યો છે, ત્યારે સેવ્ય વર્ગ સંસારથી છૂટ્યા પછી એ જ વસ્તુમાં ફરીથી પડવા એક પછી એક પ્રપંચની જાળ બીછાવી રહ્યો છે. સેવ્ય વર્ગ એ જાળને નવીન રૂપ આપે છે, ને તેમાં કાંઇક ચમત્કૃતિ ઊભી કરે છે, એટલે સેવક વર્ગ ધર્મને બહાને એ મૃગતૃષ્ણામાં ઘસારો કરતો હોય છે. પણ ઝાંઝવાના પાણી (મૃગતૃષ્ણા)માં મૃગોની તૃષા ક્યારે છીપાતી નથી, તેમ બનાવટી ધર્મમાં મનુષ્ય ક્યારે પણ છેડો પામી શકતો નથી.

વિચાર ૧૦૯ મામાં દિગંબરોને અંગે કેટલીક વાત કહી છે, તેમાં ધર્મોપકરણ માટે આ ગ્રંથકર્તા કહે છે કે નિગ્રંન્થ મુનિએ બાહ્ય ને આભ્યંતર પરિગ્રહ છાંડવો, પણ ધર્મોપકરણ છાંડવાં ન જોઇએ, કારણકે ધર્મોપકરણ છાંડતાં સંયમ તથા આત્મા એ બેની વિરાધના થાય. તેના દાખલાઃ-

(૧) મોપતી વિના મોંમાં મચ્છર, માંખ, પાણીનાં બિન્દુ કે ધૂળ પડે છે. દેશના દેતાં કે છીંકતાં મોંના ગરમ વાયુ વડે બહારના વાયુકાયની વિરાધના થાય છે, તથા આપણી થૂક ઉડીને બીજાને સ્પર્શે છે.

(૨) રજોહરણ વગર ભૂમિ, શરીર, ઉપકરણ, થંડિલ વિગેરે કેમ પ્રમાર્જી શકાય? વળી રાતે સામે આવતા વીંછી, સર્પને કેમ અટકાવી શકાય તથા શરીર પર ચડતાં કીડી-માંકણને કેમ નિવારી શકાય?

ટૂકમાં કહેતાં શતપદીના કર્તાએ ઉમદા અભિપ્રાયથી જૈન દર્શનના રહસ્યની વાત કરી છે. જુદાજુદા વિચારોમાં સિદ્ધાંતોની સાક્ષીઓ આપી થઇ ગયેલા વિદ્વાનોની વિચારસાંકળને તોડી નાંખી છે. વર્તનમાં જૈન સાધુઓએ કેવા રહેવું જોઇએ એ સંબંધી સુંદર સ્પષ્ટીકરણ કર્યું છે.

આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે તેઓ સારા આચારની ને સિદ્ધાંતની બાજુએ સંપૂર્ણ રીતે હતા. સિદ્ધાંતના વચનને તોડવા તેમણે એકકે વિચાર બતાવ્યો નથી, પણ જેમણે સિદ્ધાંતને તોડવા ઉપાય કર્યો છે, તેમની તેમણે પૂરેપૂરી ખબર લીધી છે.

આજના શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુઓ મુખવસ્ત્રિકાની વિરૂદ્ધમાં છે, ત્યારે આ ગ્રંથકર્તાએ તે વિના વાયુકાયની હિંસા થાય છે એ વસ્તુ સિદ્ધ કરી બતાવી છે. મુખવસ્ત્રિકા માત્ર અમૂર્તિપૂજકો-ચૈતન્યપૂજકો જ બાંધે છે, તેમ નથી, પણ આ ગ્રંથકર્તા બાંધવાની

બાજુમાં છે. આ સંબંધી વધારે વાત આગળ એક પ્રકરણમાં લેવામાં આવશે.

**પાણી નહિ ગાળનાર ઘરોમાંથી મુનિને ભિક્ષા લેવી કેમ કલ્પે?**

પાણી નહિ ગાળનાર લોકોમાંથી મુનિવર્ગ ભિક્ષા લે છે એ વાત અત્યારે ઘણા લોકોને ગમતી નથી, કારણકે જે વર્ગ પાણી ન ગાળે તે લોકોમાં પવિત્રતા કે સુઘડતા હોતી નથી, તેથી ત્યાં જવું એ વાત ઇષ્ટ નથી. આવી વાતો જેમ અત્યારે ચાલે છે, તેમ આ ગ્રંથકાર પાસે આવેલી ત્યારે તેમણે શું ઉત્તર આપેલો તે આપણે તેમના શબ્દોમાં આપીએ :

"તમારા ઘરે પાણી ગળેલ વપરાય છે કે નહિ? ધાન સોવાય છે કે નહિ? શાકમાં કુંથુવા વિગેરે જુઓ છો કે નહિ? માખણ તરત તાવો છો કે નહિ? તેલ ચોખ્ખા તલનું છે કે સળેલાનું? દહીં–દૂધ ઘરનાં છે કે વેચાતાં લીધેલાં છે? રસોઇનાં વાસણ બરોબર પોંજ્યાં હતાં કે નહિ? આ હાથવડે પહેલાં શું કર્યું છે? આ ચમચા વડે પૂર્વે શું પીરસેલ છે? ઇત્યાદિ સવાલો પૂછવાની યતિઓને કશી જરૂર નથી; કિન્તુ હાથ, ચાટુઆ અને વાસણ દેખીતાં શુદ્ધ હોય અને બેંતાલીશ દોષરહિત શુદ્ધ આહાર હોય તો યતિઓને તે લેવો કલ્પી શકે છે."

ગ્રંથકાર કહે છે કે પવિત્ર કે અપવિત્રનો ખ્યાલ કરવા જશો તો કોઇ વસ્તુ તદ્દન પવિત્ર છે એમ સમજાશે નહિ; આ બધી કલ્પના લોકના વ્યવહારને લીધે ઉત્પન્ન થઈ છે. પરંતુ વાસ્તવિક રીતે જેવી પવિત્રતા જોઇએ છે તેવી કયાંએ મળતી નથી. પ્રથમ આપણે જળ વિષે વાત લેઇએ. જે જળ કુવા, તળાવ વિગેરેમાં છે, તેમાં માછલાં, કાચબાઓનાં શરીરો તથા તેમના અવશેષો હોય છે; એટલે જળ પણ જોઇએ તેવું ચોકખું કયાં હોય છે? દૂધ વાછડાઓથી એઠું કરેલું હોય છે.

શાક રસોઇ વિગેરે રસોઈ કરનારાઓથી પણ અશુધ્ધ કરાયલું હોય છે. ઘી, માંસ મદિરા વાપરનાર મારવાડી, કોળી, ભીલ વિગેરેના હાથનું હોય છે અને તે પણ ઘણા દિવસના સડેલા માખણમાંથી બનાવેલું હોય છે. તેલ પણ ઘણું કરીને જીવજંતુવાળા તલમાં અણગળ પાણી નાંખી કહાડેલ હોય છે. વેચાતાં દહીં દૂધ પણ અણગળ પાણીવાળાં જ હોય છે. ખજૂર પણ......અશુધ્ધ હોય છે. હિંગ કાચા ચામડામાં બાંધેલ હોય છે. લૂણમાં અનેક જીવનાં કલેવર હોય છે. અર્થ એ છે કે આવી સ્થિતિ જ્યાં હોય છે; ત્યાં પવિત્રતા ક્યાં રહી? પાણી સારા ગૃહવાળાનું લેવું એ અર્થ ક્યાં રહ્યો? માટે પવિત્રતા માટે લોકાચાર કે દેશાચાર ઉપર લક્ષ્ય રાખી શાસ્ત્રકારો શું કહે છે તે ઉપર ધ્યાન આપવું જોઇએ. ભિક્ષા લેવાનો વિષય પણ એવો જ છે કે નિંદિત કુળની ભિક્ષા મુનિજને ન લેવી, તે સિવાય ગમે તે કુળની ભિક્ષા મુનિજન લેઇ શકે છે. આજનો સ્વચ્છંદે ચડેલો વર્ગ એમ માને છે કે સાધુઓએ તેવા ઘરમાંથી ભિક્ષા કે પાણી લેવાં નહિ જોઇએ. જ્યાં શ્રાવકકુળ ન હોય તે ગામમાં શ્રાવકવર્ગને સાથે રાખી તેની પાસે ભોજન જળ તૈયાર કરાવી સાધુઓને વહોરાવે છે એ વાત શાસ્ત્રકારોએ નિષેધી છે; તથાપિ આજનો વેગે ચડેલો વર્ગ તે વાતને પસંદ કરે છે. આધાકર્મી ઔદ્દેશિક વિગેરે ભોજન મુનિજનોને માટે વીતરાગદેવોએ નિષેધ્યું છે, એ વાતને પુષ્ટિ આપવા શતપદીના વિચારો આ સ્થળે લીધા છે. તે વર્ગ એમ માને છે કે પાણી નહિ ગાળનાર વર્ગ જે કેવળ અશિક્ષિત ને અજ્ઞાન હોય છે, તેના ગૃહમાંથી ભોજન કે પાણી કેમ લેવાય? તો આ વસ્તુ વિષે શંકાશીલ મનુષ્યે શતપદીના ૧૬૭ પૃષ્ઠ પર પાણી વિષે, ને ભોજન વિષે ૧૧૨ પૃષ્ઠ પરના વિચારો વાંચી લેવા. આજે ઘણા સ્થળે શ્વેતાંબર સેવ્ય ને સેવક વર્ગ પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન ને પાણી માટે બોલે છે, પણ તેમના વડિલોએ એવી જ્ઞાતિનાં ને નહિ ગાળનાર પાણીવાળાના ગૃહમાંથી ભોજનો ને પાણી

લીધાં છે, પણ અભડાયા નથી, કે માર્ગથી પતિત થયા નથી. આજે અભડાવાની બીક લગાડી આધાકર્મી ને ઔદ્દેશિક ભોજન જળ કરાવાય છે તે કેવળ નિષિદ્ધ છે ને પતિત થવાનો માર્ગ છે.

**પાખી ચતુર્દશીએ કરવી કે પૂર્ણિમાએ કરવી ?**

પાખી શબ્દ આજે ઘણો પ્રચલિત છે. પાખી શબ્દથી ચતુર્દશી સમજવી કે પૂર્ણિમા સમજવી? આ વિચાર શ્વેતાંબરોમાં ચર્ચાય છે. આજે ઘણા શ્વેતાંબરો પાખી કહે છે, પણ તે દિવસે ચતુર્દશી હોય છે, એટલે ચતુર્દશીને પાખી કહે છે. એ વાત બરાબર છે કે નહિ તે વાત શતપદીના ૧૧૨ મા વિચારમાં છે તેથી તે વિષય અહીં લેવામાં આવ્યો છે.

(૧) પર્યુષણા કલ્પમાં કહ્યું છે કે આષાઢી પૂનમે ચોમાસું કરવા-લાયક ક્ષેત્રમાં જઇ ચોમાસી પડિક્કમણું કરવું.

(૨) કલ્પચૂર્ણિમાં પાને ૧૪૨ મધ્યે કહ્યું છે કે વ્યાઘાત ન હોય તો કાર્તિક ચોમાસું પુરૂં કરીને માગશિરની પડવેના દિને વિહાર કરવો.

(૩) નિશીથચૂર્ણિમાં કહ્યું છે કે ઉત્સર્ગે એક ક્ષેત્રમાં આષાઢી પૂનમે ચોમાસું સ્થાપી કાર્તિકી પૂનમે ચોમાસું પૂરૂં કરી માગ-શિરની પડવેનો વિહાર કરવો.

આમ આઠ આંકમાં જુદાજુદા પૂરાવા આપી ચોમાસું શરૂ કરવાની ને પૂર્ણ કરવાની પૂર્ણિમા તિથિ બતાવી છે; પરંતુ ચતુર્દશીએ શરૂ થાય છે ને ચતુર્દશીએ પૂર્ણ થાય છે એમ નથી. એટલે પાખી શબ્દની વ્યાખ્યા ચતુર્દશી કરવી ઇષ્ટ નથી, પણ પાખીનો અર્થ પૂર્ણિમા લેવો, એ બરાબર છે.

**મુનિજનોએ લેવાલાયક બોધ**

મુનિજનનું જીવન ઉચ્ચ ને શુદ્ધ હોય છે, તેથી તે મોક્ષમાં જવાનો અધિકારી હોય છે; પણ જ્યારે એ જીવન પતિત ને પામરતામાં

રોળાતું હોય છે, ત્યારે ચતુર્વિધ સંઘમાં અપ્રશંસનીય થઇ પડે છે. આવું સમજવા છતાં જે મુનિવર્ગ પોતાને ન ઘટે તેવું જીવન જ્યારે ગુજારે છે, ત્યારે તેને આગમકાર શું કહે છે ને બીજા પુસ્તકો પણ શું કહે છે તે જુઓ. ઉપદેશમાલામાંથી 'શતપદી'કાર કહે છે: (જુઓ વિચાર ૧૦૬ મો)

(૧) જે મુનિ જ્યોતિષ નિમિત્તાદિ કહે છે તેના તપનો ક્ષય થાય છે. (ગાથા ૧૧૫).

(૨) જે મુનિ ઉપાશ્રયાદિકની સાર સંભાળ કરે તથા પરિગ્રહ રાખે તેમને પાસથ્થા જાણવા. (ગાથા ૨૨૨)

(૩) હીનાચારી સાથે આલાપ સંલાપાદિ નહિ કરવો. (ગાથા ૨૨૩)

(૪) હીનાચારીને પણ કારણ યોગે મુનિઓ વાંદે, પણ જો તે સમજુ હોય તો તેમને વારે છે. (ગાથા ૨૨૮)

(૫) આળસુ પ્રાણીઓ સંઘયણાદિકના આલંબન લઇ બધી નિયમ-ધુરા છોડી દે છે. (ગાથા ૨૯૩)

(૬) જો કે કાળની પરિહાનિ રહેલી છે, તેમજ સંયમયોગ્ય ક્ષેત્રો પણ નથી, છતાં પણ (સંયમ મૂકી નહિ દેતાં) યત્નાથી વર્તવું, કેમકે યત્નાથી ચારિત્ર ભાંગતું નથી. (ગાથા ૨૯૪)

(૭) સુવિહિતોએ સમિતિ તથા બ્રહ્મચર્યની ગુપ્તિઓ પાળવામાં કષાય, ગૌરવ, ઇન્દ્રિયપોષણ, અને મદ ટાળવામાં તથા યથાશક્તિ સજ્ઝાય વિનય ને તપ કરવામાં યતના કરવી. (ગાથા ૨૯૫)

(૮) જે મુનિ આહારના સુડતાળીશ દોષ નહિ ટાળે તેને પેટ-ભરૂ જાણવો.

(૯) રોગાદિકમાં મુનિ કાંઈક સાવદ્ય સેવે તો સયમ રહે છે, પણ પાછો નીરોગી થતાં પણ શિથિલ રહે તો સંયમ ક્યાંથી રહે?' (ગાથા ૩૪૫)

(૧૦) સચિત્ત પાણી, ફૂલ, ફળ તથા અશુદ્ધ આહાર સેવનાર અને ગૃહસ્થનાં કામ કરનારને વેશવિડંબક જાણવો. (ગાથા ૩૪૯)

(૧૧) સુવિહિતોએ પાસત્થાદિકનો પરિચય સર્વ પ્રયત્ને ટાળવો. (ગાથા ૩૫૩)

(૧૨) બેંતાળીશ દોષ સેવે, છોકરાં રમાડી આહાર લે, શય્યાતર પિંડ લે, નિરંતર વિગઈ વાવરે, તથા વધેલું રાતે પાસે રાખી બીજે દિવસે ખાય, લોચ ન કરે, કાઉસગ્ગ ન કરે, મેલ ઉતારે, પગરખાં પહેરે, વગર કારણે કેડ બાંધે, પાખી ચોમાસી સંવત્સરીમાં ચોથ, છઠ, અઠમ નહિ કરે, માસકલ્પથી નહિ વિચરે, ઉંચેથી ગાન કરે, હાસ્ય કરે, કામચેષ્ટા કરે, ગૃહસ્થનાં કામ સંભાળી શિથિલો સાથે રહે, લે, દે, (લોકના ચિત્ત રંજવા) ધર્મકથાઓ ભણે અને ઘરેઘર કહેતો ફરે, અધિક ઉપકરણ રાખે, તથા ઉપાશ્રયની અંદરની કે બહારની સ્થંડિલ ભૂમિઓ પડિલેહે નહિ, ઈત્યાદિક શિથિલાચર સેવે તો પાસત્થો જાણવો. (ગાથા ૩૫૪, ૩૫૬, ૩૭૦, ૩૭૩, ૩૭૪, ૩૭૫.)

(૧૩) જે યતિ થઈ છકાયની દયા નહિ પાળે તે ગૃહીધર્મ તથા યતિધર્મ એ બેઉથી ભ્રષ્ટ થાય છે. (ગાથા ૪૩૦)

(૧૪) જેમ કોઈ મંત્રી રાજાનો સર્વ કાર્યભાર ચલાવવો કબૂલી તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરે તો વધ બંધાદિ પામે, તેમ છ-કાયની રક્ષા અને પાંચ મહાવ્રતોનો સર્વ કારભાર ધારણ કરીને પછી તેમાંથી એકની પણ જો વિરાધના કરે તો બોધ-બીજ નાશ પમાડે છે. (ગાથા ૪૩૧–૩૨)

(૧૫) સોના અને મણિનું જિનમંદિર કરાવ્યા કરતાં પણ તપ-સંયમ અધિક છે. (ગાથા ૪૯૪)

(૧૬) જો મૂળ ગુણ તથા ઉત્તર ગુણ ધારી શકાતા ન હોય તો સુશ્રાવકપણું ધારણ કરવું વધારે શ્રેષ્ઠ છે, કારણકે સુશ્રાવક

×××તથા સુસાધુની પૂજા કરતો થકો પોતાના આચારમાં દૃઢ રહે તે ઉત્તમ ગણાય છે; પણ આચારભ્રષ્ટ વેશધારી ઉત્તમ ગણાતો નથી. માટે જે સર્વ સાવદ્યનો પચ્ચખાણ ઉચ્ચારી સર્વવિરતિ નહિ પાળે તે સર્વવિરતિ તથા દેશવિરતિ એ બન્નેથી ભ્રષ્ટ થાય છે. (ગાથા ૫૦૧–૨–૩)

(૧૭) શિથિલ છતાં પણ સંવિગ્ન પાક્ષિક પદમાં રહે તો તે કર્મ ખપાવી શકે છે; ત્યાં સંવિગ્ન પાક્ષિકનાં લક્ષણ એ છે કે શુદ્ધ સુસાધુનો આચાર કહી બતાવે, પોતાના આચારને નિંદે, મહામુનિઓથી નીચો થઈ વર્તે, પોતે તેમને વાંદે, પોતાને (તેમની પાસે) વંદાવે નહિ, કોઇને પ્રતિબોધીને પોતાના અર્થે દીક્ષા આપે નહિ કિન્તુ સુસાધુ પાસે મોકલાવે, તે સંવિગ્ન પાક્ષિક જાણવો.

(૧૮) જે શિથિલ છતાં પોતાના અર્થે બીજાને દીક્ષા આપે, તે પોતાને તથા શિષ્યને બન્નેને દુર્ગતિએ પહોંચાડે છે. (ગાથા ૫૧૭)



# પ્રકરણ ૭ મું

## મુખવસ્ત્રિકા

'મુખવસ્ત્રિકા' જૈન સમાજમાં સુવિદિત છે. જૈન સાધુઓ અને જૈન સાધ્વીઓ મુખ ઉપર ખાસ મુખવસ્ત્રિકા રાખે છે ને બાંધે છે. જૈન યતિઓએ તેમજ સાધ્વીઓએ ઉઘાડા મુખે ન બોલવું એવું જૈન ગ્રંથોનું ફરમાન છે. ખુલ્લા મુખે બોલતાં વાયુકાય આદિ જીવોની હિંસા થાય છે. શ્રાવક વર્ગ ને શ્રાવિકા વર્ગ પણ જીવહિંસાના ડરથી ધર્મક્રિયા કરતાં મુખવસ્ત્રિકા વિના બોલતા નથી. આવી પદ્ધતિ શ્રીમાન્ વર્ધમાનના શાસનમાં પ્રચલિત છે, પણ આજે એ સ્થિતિએ પલટો લીધો છે. જૈન સમાજમાં રહેવા છતાં આજે સાધુઓ ને સાધ્વીઓનો મુખવસ્ત્રિકા ઉપર અણગમો વધતો જાય છે, એટલે તેઓ મુખવસ્ત્રિકા વિરૂદ્ધ બોલતાં થયાં છે. શાસ્ત્રનું ફરમાન ગમે તેટલું દૃઢ હોવા છતાં એ વાતને તેઓ હસી કાઢે છે. તેઓ કહે છે કે મુખવસ્ત્રિકા તો શું, પણ કદાચ ગોદડાંઓ બાંધો, તોપણ વાયુકાયના જીવોને ક્યારે પણ રોકી શકાતા નથી. આમ સ્વચ્છંદના પંથે ચડેલાઓ ઇચ્છા પ્રમાણે પોતાનું વર્તન ચલાવી રહ્યા છે.

મુખવસ્ત્રિકા સંબંધી ચર્ચા આજે જ ચાલે છે તેમ નથી, પણ કંઈ વખતથી તકરાર રૂપે એ વિવાદાસ્પદ વિષય ચાલી રહ્યો છે. સંવત્ ૧૯૯૦ ના વર્ષમાં અમદાવાદ મુકામે જૈન મૂર્તિપૂજક સાધુઓનું સંમેલન થયું હતું, તે વખતે કેટલાક સાધુઓ મુખવસ્ત્રિકાની તરફેણમાં હતા, ત્યારે કેટલાક બલકે ઘણાક મુખવસ્ત્રિકાની વિરૂદ્ધમાં હતા. એ સંબંધી ઘણો ઘોંઘાટ ને ઉહાપોહ થયો હતો. તે વખતે લાગતા વળગતા ગૃહસ્થોમાંથી આગેવાન નગરશેઠીઆઓ વચ્ચે પડયા હતા, ને એ વાતને સંમેલનમાં લાવવી જ નહિ એવા વિચાર ઉપર

આવ્યા હતા. છતાં જેઓ મુખવસ્ત્રિકાની તરફદારીમાં હતા તેઓ તરફથી એક પુસ્તિકા બહાર પાડવામાં આવી છે, તેનું નામ "મુહપત્તિ ચર્ચા–સાર" છે. આ પુસ્તિકા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજકો તરફથી બહાર પડી છે, તેમાં કેટલાંએ પ્રમાણો મુખવસ્ત્રિકા બાંધવાની તરફેણમાં આપ્યાં છે. ઉપરાંત આત્મારામજી સુરીશ્વરનો પત્ર પણ તેમાં ફોટા રૂપે મૂકવામાં આવ્યો છે, જે અહીં પણ જૂદા પત્રમાં છાપી મૂકેલો છે તે જુઓ. આત્મારામજી સૂરીશ્વર મૂળે જૈન સાધુમાર્ગી સંપ્રદાયમાં હતા પણ તેમાંથી તે નિકળી ગયા હતા, ને મુખવસ્ત્રિકાને તેમણે ત્યજી દીધી હતી.

**મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધવાની તરફદારી કરતો મૂર્તિપૂજક જૈન વર્ગ**

મુખવસ્ત્રિકા બાંધવાની વિરૂદ્ધમાં જે વર્ગ પડયો છે તે વર્ગની સમક્ષ મુખવસ્ત્રિકા બાંધવાના પૂરાવા તે પુસ્તિકાના પ્રકાશકે સમાજ આગળ મૂક્યા છે. ચૈતન્યપૂજક વર્ગ જે કેવલ મૂર્તિ-પૂજાની વિરૂદ્ધમાં છે અથવા જેમને સ્થાનકવાસી કે સાધુમાર્ગી તરીકે ઓળખાવવામાં આવે છે, તેઓ એકલા જ મુખવસ્ત્રિકા બાંધવાની તરફેણમાં છે તેમ નથી, બલ્કે મૂર્તિપૂજકોમાંનો એક વર્ગ પણ તે બાંધવાની તરફદારી કરે છે. મૂર્તિપૂજક સાધુઓની આવી વર્તણુક જોઈ શિથિલતામાં વધતી વ્યક્તિ નિષ્ઠુર ને દયાહીન થતી જાય છે. જ્યારે કોઇ પણ મનુષ્ય તેમને ઉઘાડે મુખે બોલતા દેખે છે ને પૂછે છે, ત્યારે તેઓ નિષ્ઠુર સ્વભાવથી ઉત્તર આપે છે.

વિજયાનંદસૂરીશ્વર ઉર્ફે આત્મારામજી સાધુમાર્ગી મંડળમાંથી નિકળી ગયા હતા ને મુખવસ્ત્રિકાને ત્યજી દીધી હતી. તેમણે જ બીજાઓની આગળ મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધવાનો ઈન્કાર કર્યો નથી પણ તેને બદલે બાંધવાની સલાહ આપી છે. તેઓ કેમ બાંધતા નથી એમ પૂછતાં તેમણે પોતાની સ્થિતિ શું છે એ સંબંધી પોતાનો ખ્યાલ જણાવ્યો છે. સેવ્ય વર્ગ પોતાની ઇચ્છા પ્રમાણે

વર્તી રહ્યો છે, ને તેને સેવક વર્ગ અપનાવી રહ્યો છે, તેથી જ સેવ્ય વર્ગ અધઃસ્થિતિએ જતો જાય છે.

હવે એ પ્રશ્ન થશે કે 'મુહપત્તિ ચર્ચા–સાર' પુસ્તિકા જો મુખવસ્ત્રિકા બાંધવાની તરફેણમાં હોય તો ચૈતન્યપૂજક વર્ગ અથવા સ્થાનકવાસી વર્ગના વિચારને તે લોકો મળતા થયા છે એમ કોઇને પણ માનવાનો પ્રસંગ આવશે. મનુષ્યો સત્યની બાજુમાં ચાલવાની ઇચ્છા રાખે છે, પણ સાથે સાથે તેમના દિલમાં ઇર્ષ્યા હોય છે, તેથી તેમની વૃત્તિ બીજા સાથે સહજે સહજે હરિફાઈ કરતી હોય છે; એટલે થોડો પણ વાંધો રાખે છે, ને કોઇ પણ રીતે બીજા સાથે સર્વ રીતે મેળ લેઇ શકતી નથી. 'મુહપત્તિ ચર્ચા–સાર' પુસ્તિકા મુખવસ્ત્રિકા બાંધવાની તરફદારી કરવા ઉપરાંત જેઓ નથી બાંધતા તેમની વિરૂદ્ધમાં છે, છતાં જેઓ ચોવિસે કલાક કે ઘણો વખત બાંધે છે કે મુખવસ્ત્રિકાની અંદર દોરો રાખી બાંધે છે તેની વિરૂદ્ધમાં છે. સ્થાનકવાસી વર્ગ અંદર દોરો રાખી બાંધે છે, તે તેમને ઘણી કઠતી વાત છે. દોરો રાખી બાંધવી એ વાત તેમને સૂઝી ન આવી, પણ જેમને એ વાત સૂઝી આવી તે તેમને શાસ્ત્ર વિરૂદ્ધ વાત લાગે છે. મુખવસ્ત્રિકા બાંધવી એ વાત તો ઇષ્ટ લાગે છે, પણ કાનમાં છિદ્રો પાડી બાંધવી અથવા કાનને એટલા દુઃખી કરવા એ કયા શાસ્ત્રનું ફરમાન છે? બે કાન ફાડી બેઉ કાનમાં બે છેડા લગાડવા તેના કરતાં મુખવસ્ત્રિકામાં દોરો નાંખી બે કાન ઉપર તે મુખવસ્ત્રિકા ભરાવી દેવી તે શું ખોટું છે? ધારો કે કાનમાં છિદ્રો હોય તો મુખવસ્ત્રિકાના બે છેડા તેમાં પરોવી શકાય છે, પણ ધારો કે તેમ ન હોય ને નવીન છિદ્રો પડાવી તેમાં બે છેડા દાખલ કરવા તેના કરતાં મુખવસ્ત્રિકામાં દોરો રાખવો એ કઈ રીતે ખોટું છે? જો દોરો અંદર નાંખવો એવું ગ્રંથોમાં ફરમાન નથી, તો બે કાનને ફાડી અથવા છિદ્રો પાડી તેમાં બે છેડા ઘાલવા એ કયા શાસ્ત્રનું ફરમાન છે? મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધવી એ વાત જો દિલને ગમે છે તો પછી

ગમે તે સિદ્ધા રસ્તે એ વસ્તુને અપનાવી લેવી તેમાં શું વાંધો છે? કાનનાં છિદ્રોમાં છેડા ઘાલવા એ વિચિત્ર યુક્તિ દેખાય છે. તેના કરતાં મુખવસ્ત્રિકામાં દોરો નાંખીને બે કાન ઉપર ભરાવી દેવી એ સિદ્ધી ને સરલ યુક્તિ દેખાય છે. પહેલાં લોકોને એ યુક્તિ હાથ ન આવી પણ પછી વખત જતાં લોકોને એ યુક્તિ હાથ આવી ગઈ તો તેમાં શું ખોટું થયું?

ખરી હકીકત એ છે કે મુખ ઉપર મુખવસ્ત્રિકા બાંધવી એ વસ્તુ પહેલાં નહોતી, પણ વખત જતાં ઘણી રીતે સાધુઓની બોલવાની પ્રવૃત્તિ વધી પડી એટલે તે લોકોએ કાનમાં ભરાવવાનો ઉપાય શોધી કાઢ્યો. 'મુહપત્તિ ચર્ચા–સાર' પુસ્તિકામાં હીરવિજય સૂરીશ્વર ને અકબરશાહનો ફોટો મૂક્યો છે, જેમાં હીરવિજય સૂરીશ્વરના મુખ ઉપર મુખવસ્ત્રિકાના બે છેડા બે કાનમાં ભરાવેલા બતાવવામાં આવ્યા છે. તેવી જ રીતે શ્રીપાલને બોધ આપતા અજીતસેન રાજર્ષિને બતાવવામાં આવ્યા છે. આ ફોટાઓ શું કૃત્રિમ નથી? ગમે તેમ હોય, પણ સાર એ છે કે પુસ્તિકાના પ્રકાશકે ને તે તરફવાળા સાધુઓએ સમાજ ઉપર એ છાપ પાડી છે કે સાધુઓ ઉઘાડે મુખે ક્યારે પણ બોલતા ન હતા, ને ઉઘાડે મુખે બોલવું એ મોટું પાપ છે, એ પણ સાથે સાથે તેમણે બતાવી આપ્યું છે. ત્યારે આજનો સાધુ–સેવ્ય વર્ગ ખુલ્લી રીતે ઉઘાડે મુખે વ્યાખ્યાન આપે છે. અમસ્થા તો ઉઘાડે મુખે બોલે તેમાં શું આશ્ચર્ય છે? મુખ ઉપર વસ્ત્રાચ્છાદન કરી બોલવું એથી આજના સાધુવર્ગને શરમ આવે છે. જો સેવકવર્ગ એ વાતથી વિરુદ્ધ પડ્યો હોત તો એમ ક્યારે પણ ન બનત; પણ જ્યાં સેવ્યવર્ગ પોતનું હિત સમજી શકતો નથી, ત્યાં સેવકવર્ગ પોતાનું હિત સમજે એ બને જ ક્યાંથી? જ્યાં મૂળ સડેલું હોય ત્યાં ડાળાં પાંદડાં સારાં હોય એમ ક્યાંથી માની શકાય?

હવે આપણે એ વિચારીએ કે આ સડો ક્યાંથી શરૂ થયો? આ પુસ્તિકાના કથન પ્રમાણે જુના લોકો જોકે મુખવસ્ત્રિકામાં

દોરો નાંખી બાંધવા ખુશી ન હતા પણ મુખવસ્ત્રિકા બાંધવાની વિરૂદ્ધમાં પણ ન હતા. આ પુસ્તિકાના કથન પ્રમાણે જોકે વિજયાનંદ સૂરીશ્વર (આત્મારામજી) ને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે મુખવસ્ત્રિકા બાંધવાની સલાહ આપી છે, પણ છતાં તેઓ તેની સખ્ત વિરૂદ્ધ હતા. ક્રોધ આવે છે ત્યારે મનુષ્યો સત્યપથ ઉપર રહી શકતા નથી. એ પ્રમાણે આત્મારામજી સાધુમાર્ગી સાધુમંડળમાંથી ગમે તે કારણે નિકળ્યા ત્યારે તેમણે મુખવસ્ત્રિકાને એકદમ તોડીફાડી ફેંકી દીધી હતી, ને તેમણે મુખવસ્ત્રિકા વિના બોલવાની પ્રવૃત્તિ રાખી હતી; એટલું જ નહિ પણ ખુલ્લે મુખે મુખવસ્ત્રિકા બાંધ્યા વિના વ્યાખ્યાન આપવાની પણ પ્રવૃત્તિ કરી દીધી હતી. આ વાતનો સુધારો સૌ સાધુઓને નહિ તોપણ કેટલાકોને ગમી ગયો; ને એ વાત આવકારદાયક થઇ પડી. સૌ કોઇને શિથિલતા ગમે છે, ને તેમાં કોઇ પણ ભૂલ કે ક્ષતિ ન માને ને ન જુએ તો તેમ કરવા સૌ કોઈ લલચાય છે. શરૂઆતમાં તો આ પુસ્તિકાના કહેવા પ્રમાણે મુખવસ્ત્રિકા વ્યાખ્યાન પ્રતિલેખન વિગેરે પ્રસંગોમાં બાંધતા હતા અને અમસ્થા મુખવસ્ત્રિકા બાંધ્યા વિના ચલાવતા હતા, એટલે હાથમાં રાખતા હતા. પણ પછી જેમ વખત જતો ગયો તેમ છૂટ લેતા ગયા, ને વ્યાખ્યાન પ્રસંગે પણ બાંધવાને તિલાંજલિ આપવા લાગ્યા.

વિજયાનંદસૂરિ (આત્મારામજી) પંજાબમાં બુટેરાયજીના સ્થાનકવાસી સંપ્રદાયમાંથી નિકળ્યા હતા. આ પુસ્તિકાના કહેવા પ્રમાણે તેઓ વૈરાગી ને ભદ્રિક હતા. તેમને સાધુમાર્ગીનો વેશ ન ગમ્યો, ને મૂર્તિપૂજા પસંદ પડી એટલે તેમાંથી નીકળી ગયા. તેમનાં મનમાં એમ થયું કે 'મુહપત્તિ બંધન કુલિંગ જ છે માટે ન બાંધવી જોઇએ. અલબત્ત, આખો દિવસ બાંધી રાખવી એ કુલિંગ ખરૂં પણ શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણે પ્રસંગે બાંધવી એ કુલિંગ નથી.' જુઓ એ પુસ્તિકાની પ્રસ્તાવના પૃષ્ઠ ૨૩. એટલે

આ પુસ્તિકા મુહપત્તિ આખો દિવસ બાંધી રાખવાની વિરૂદ્ધમાં છે, ને જે તદ્દન નથી બાંધતા તેની પણ વિરૂદ્ધમાં છે. તેમાં જણાવ્યા પ્રમાણે બોલવાના પ્રસંગે બાંધવી તેમાં જીવદયા છે ને શાસ્ત્રનું ફરમાન સચવાય છે. જે નથી બાંધતા તે જીવદયાની વિરૂદ્ધમાં છે, ને શાસ્ત્ર પ્રમાણે ચાલતા નથી.

સ્થાનકવાસી જૈન સાધુઓ મુખવસ્ત્રિકા બાંધવાની તરફેણમાં છે એટલું જ નહિ પણ જે શ્વેતાંબર મૂર્તિપૂજક વર્ગ મુખ ઉપર મુહપત્તિ બાંધવામાં વિરૂદ્ધતા બતાવી રહ્યો છે, તેમાંનો કેટલોક ભાગ કે મોટો ભાગ મુખવસ્ત્રિકા બાંધવાની તરફેણમાં છે. ખુદ આત્મારામજીએ આ પુસ્તિકાના કથન પ્રમાણે મુહપત્તિ બાંધવાની તરફેણમાં પત્ર પાઠવ્યો છે, જે તેના ફોટા ઉપરથી વાંચી શકાશે.

જેમને મુખવસ્ત્રિકા બાંધવાની બાબતમાં શંકા હોય તેમણે આ પુસ્તિકા સાદ્યંત વાંચી જવી, જેથી તેમના મનનું જલ્દી સમાધાન થઇ જશે. આ પુસ્તિકા માત્ર મુખવસ્ત્રિકાની અંદર દોરો રાખી બાંધવાની વિરૂદ્ધમાં છે. ઉપર જણાવ્યું છે તેમ મુખવસ્ત્રિકા મુખ ઉપર શી રીતે રહી શકે તે વાતની સમજુતી પહેલાં હાથ ન આવી, તેથી તેમણે બે કાનમાં ભરાવવાની યુક્તિ કાઢી; પણ તેમ રહેવા ન લાગી એટલે કાન ફાડવાની યુક્તિ શોધી. એ યુક્તિ જંગલી ને અર્થ વિનાની છે એ વાત જ્યારે પાછળના પુરૂષોને સમજાઈ ત્યારે તેમણે દોરાની યુક્તિ શોધી કાઢી હોવી જોઇએ.

સત્ય વાત એ છે કે બે કાનમાં બે છેડા રાખો યા દોરો અંદર રાખી બે કાને ભરાવી લ્યો, પણ શાસ્ત્રકારના ફરમાન પ્રમાણે ઉઘાડે મુખે ન બોલવું એ જ હિતાવહ છે. મમત્વ કે ખેંચ-પકડમાં હિત નથી. તીર્થંકરો વસ્ત્રનો એક ધાગો પણ નહિ રાખતા, તેઓ કેવી રીતે યત્ના રાખતા હશે? તેઓ મુખ ઉપર પોતાનો હાથ રાખી બોલતા હતા, હાથ રાખ્યા વિના બોલતા ન હતા.

જેઓ એટલો ઉપયોગ રાખી શકે તેઓ ભલે હાથના ઉપયોગથી ચલાવી લે, પણ સામાન્ય કોટિની વ્યક્તિઓ તેટલી હદે રહી શકે નહિ તેથી તેમણે મુખવસ્ત્રિકા રાખવી. ગણધરો ને તેમની પછીના સાધુઓ જેમને ઘણું થોડું બોલવાનો પ્રસંગ હતો, તેઓ તો મુખ ઉપર વસ્ત્રિકા રાખી બોલતા હતા, પણ કાન સુધી બાંધતા ન હતા. ત્યારપછી જેમ વખત વ્યતીત થતો ગયો ને હાથમાં પુસ્તકો રાખવાનો પ્રસંગ વધતો ગયો, (પહેલાં પુસ્તકો ન હતાં પણ જ્ઞાન કંઠસ્થ હતું) તેમ તેમ એક હાથથી વસ્ત્રિકા રાખવાનું કાર્ય અટકવા લાગ્યું, ને વ્યાખ્યાન વખતે કે ઉપદેશ વખતે આમ તેમ બન્ને હાથો ચંચળતાને લીધે રોકાવા લાગ્યા; ત્યારે પછીના આચાર્યોએ અને સાધુઓએ દયાને લીધે ને ઉપયોગશૂન્ય થઈ જવાના ભયને લીધે બે છેડા બે કાને ભરાવવાનું શોધી કહાડયું. જો હાથથી મુખ ઉપર બરાબર વસ્ત્રાચ્છાદન થઇ શકતું હોય ને ઉપયોગ-શૂન્ય થતો ન હોય તો બે છેડાથી બાંધવાની કાંઇ જરૂર નથી જ. પણ જ્યારે એ વસ્તુ ન રહી ત્યારે લોકોએ એ રસ્તો શોધી કહાડ્યો. ચૈતન્યપૂજક સાધુઓએ તેના કરતાં સરલ યુક્તિ એ શોધી કહાડી કે અંદર દોરો રાખીએ તો કાંઈ પણ અડચણ ન આવે, ને બરાબર દયાનું પાલન થાય; પણ આ યુક્તિ એ લોકોને ન ગમી ને ઉલટો દ્વેષ થયો.

ચોવીસે કલાક મુખ ઉપર વસ્ત્રિકા બાંધી રાખવી એ અગત્યની વાત નથી, તેમ શ્રીમાન્ વર્દ્ધમાનની આજ્ઞા પણ નથી. પણ ક્યારે બોલવું થશે, ને મુખ ઉપર વસ્ત્ર રાખવાનો ઉપયોગ રહેશે એની ખાત્રી શું? આપણે જોઇએ છીએ કે જેઓ મુખ ઉપર વસ્ત્રિકા રાખતા નથી, તેઓ સહજે ઉઘાડે મુખે બોલે છે. એક માત્ર વ્યાખ્યાન વખતે મુખ ઉપર મુખવસ્ત્રિકા કસીકસીને ખેંચી બાંધવાથી આખો દિવસ ખુલ્લા મુખે બોલવાનો બદલો વળી જશે કે? જે મુનિઓ બહુ ઉપયોગવંત હતા, તેઓ મુહપત્તિ બાંધતા ન હતા, પણ

જેમ ઉપયોગશૂન્યતા વધતી ગઈ અથવા લોકો સાથે મુનિઓને બહુ પરિચય થતો ગયો, તેથી મુખ ઉપર વસ્ત્રિકા વધુ વખત રાખવી પડવા લાગી. તાત્પર્ય એ છે કે મુખવસ્ત્રિકા આખો દિવસ રાખવી એ હેતુ નથી, તેમ બે કાનમાં છેડા ઘાલવા અથવા દોરો રાખવો એ પણ અગત્યનું નથી; આવશ્યક એ છે કે કોઈ રીતે ખુલ્લા મુખે ન બોલાય. દોરાનો મમત્વ કરવો કે બે કાનમાં બે છેડા ઘાલવાનો આગ્રહ કરવો એ બેમાં એકે ઇષ્ટ નથી. ખુલ્લે મુખે કોઈ રીતે ન બોલાય ને જેમ બને તેમ સરલ રીતે જે યુક્તિથી અર્થ સરે એ વસ્તુ અગત્યની છે.

**મુહપત્તિ સંબંધે આગમો શું કહે છે?**

મુહપત્તિને અંગે મૂલ ગ્રંથોનો શો અભિપ્રાય છે, તે હવે જોઇએ. ખુલ્લે મુખે બોલવામાં શક્રેન્દ્રની કેવી ભાષા જણાવી છે તે જુઓ ભગવતી સૂત્રમાં. શક્રેન્દ્ર સમ્યક્‌વાદી છે કે મિથ્યાવાદી છે? શક્રેન્દ્ર સત્યભાષા વાપરે છે, અસત્યભાષા વાપરે છે, મિશ્રભાષા વાપરે છે કે વ્યવહારભાષા વાપરે છે એમ પ્રશ્નો ચાલ્યા છે, ત્યાં શક્રેન્દ્રને પ્રભુએ સમ્યક્‌વાદી જણાવ્યો છે ને ચારે ભાષાને બોલે છે તેમ કહ્યું છે. ત્યારપછી શ્રીમાન્ ગૌતમ પુનઃ પ્રશ્ન કરે છે કે હે પ્રભો! શક્રેન્દ્ર સાવદ્ય ભાષા બોલે છે કે અનવદ્ય ભાષા બોલે છે, ત્યારે પ્રભુ કહે છે કે गोयमा सावज्ज पि भास भासइ अणवज्जं पि भास भासइ। હે ગૌતમ! શક્રેન્દ્ર સાવદ્ય ભાષા બોલે છે ને અનવદ્ય ભાષા બોલે છે, અર્થાત્ તે બન્ને ભાષાનો ઉપયોગ કરે છે. ત્યારે ગૌતમે ફરીથી પ્રશ્ન કર્યો કે એમ બે રીતે કેમ કહો છો? શ્રીમાન્ વર્દ્ધમાન કહે છે કે 'गोयमा, जाहे ण सक्के देविंदे देवराया सुहमकाय अणिज्जुहित्ताण भासं भासइ ताहे ण सक्के देविंदे देवराया सावज्जं भास भासइ जाहे णं सक्के देविंदे देवराया सुहमकाय निज्जुहित्ताण भास भासइ ताहे णं सक्के देविंदे देवराया अणवज्जं भास भासइ से तेणठ्ठे णं जाव× × ×'

અર્થાત્–હે ગૌતમ! જ્યારે શક્રેન્દ્ર દેવરાજા સૂક્ષ્મકાય એટલે વસ્ત્ર કે હાથને મુખ ઉપર રાખ્યા વિના ભાષા બોલે છે, ત્યારે તે સાવદ્ય ભાષા બોલે છે, ને જ્યારે તે મુખ ઉપર વસ્ત્ર કે હાથ રાખીને બોલે છે, ત્યારે અનવદ્ય (દોષરહિત) ભાષા બોલે છે. આશય એ છે કે શક્રેન્દ્ર જો વસ્ત્ર કે હાથથી મુખને આચ્છાદન કરીને બોલે તો તે નિર્દોષ ભાષા છે, તેમ ન રાખે તો સાવદ્ય ભાષા છે. દેવો યથેચ્છવિહારી ને સ્વચ્છંદી હોય છે, તથાપિ તેમની ભાષા માટે પ્રભુએ તેટલો ખુલાસો કર્યો છે.

આ ઉપરથી બે સ્પષ્ટ વાત નિકળે છે કે ખુલ્લે મુખે બોલવું તે પાપ છે, ને બીજી બાબત એ છે કે ખુલ્લે મુખે ન બોલવા માટે હાથ રાખો અથવા વસ્ત્રનો ભાગ રાખો, પણ કોઈ રીતે સંયમશાલી મનુષ્યોએ અથવા વિવેકી પુરૂષોએ સાવદ્ય ભાષા ન વાપરવી જોઇએ.

‘ મુહપત્તિ ચર્ચા–સાર ’ પુસ્તિકા વ્યાખ્યાન વખતે ખાસ મુહપત્તિ બાંધવાની તરફેણમાં છે. પછીથી ઉઘાડે મુખે ન બોલાય તેની તરફેણમાં નથી. તે પુસ્તિકાના ‘ આમુખ ’ માં લખે છે કે ‘ લગભગ આજથી પોણોસો–એંશી વર્ષ પહેલાં શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘમાં કોઇ પણ ગચ્છ સમુદાય કે ઉપાશ્રય એવો નહોતો કે જેમાં મુહપત્તિ બાંધ્યા વિનાનું વ્યાખ્યાન વંચાતું કે સંભળાતું હોય. આજે પણ ‘ મુહપત્તિ બાંધીને વાંચેલું કે સાંભળેલું વ્યાખ્યાન કલ્પે.’ આ પુસ્તકકારનો ઉદ્દેશ સાફ સાફ સમજી જવાય તેવો છે કે ઉઘાડે મુખે વ્યાખ્યાન વાંચવું તો ન કલ્પે, પણ સાંભળવું પણ ન કલ્પે. અવશ્ય સાંભળતી વખતે પણ શ્રાવકોએ મુખ ઉપર વસ્ત્રિકા બાંધવી જોઇએ. સાંભળતી વખતે ઉઘાડે મુખે બેસવું એ ઇષ્ટ નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ઉપાશ્રયમાં બને ત્યાંસુધી સાધુઓ ને શ્રાવકોએ મુખ ઉપર વસ્ત્રિકા બાંધવી જોઇએ, જેથી કોઈ રીતે ઉઘાડે મુખે બોલાય નહિ-

વસ્તુસ્થિતિ આવી હતી, પણ અત્યારે એ વાત તેમને ગળે ઊતરતી નથી. એ પુસ્તિકામાં નિવેદન કરતાં વિજયનીતિસૂરિ જણાવે છે કે 'વ્યાખ્યાનાદિક પ્રસંગોએ મુહપત્તિબંધન એ શાસ્ત્રીય અને સુવિહિત પુરૂષોએ માન્ય કરેલી અને આચરેલી અવિચ્છિન્ન પરંપરાએ ચાલતી આવતી પ્રવૃત્તિ છે, એવી અમારી સંપૂર્ણ ખાતરી અને શ્રદ્ધા છે.' આમ-કેટલીક લીંટીઓમાં તેમણે પોતાનું નિવેદન જણાવ્યું છે; ને આ ચોપડીમાં જે પુરાવા મૂકયા છે તે વાંચવા તેમણે જણાવ્યું છે. વ્યાખ્યાનમાં મુહપત્તિની જો અગત્ય છે, તો પછી તે સિવાયના બીજા પ્રસંગોમાં તેની અગત્ય કેમ નહિ? વ્યાખ્યાનમાં મુખ ઉપર વસ્ત્રિકા રાખવી શોભા માટે છે કે દયા માટે છે? શોભા માટે હોય તો વ્યાખ્યાન થયા પછી તેની અગત્ય રહેતી નથી, પણ જો દયા માટે હોય તો પછી જ્યારે જ્યારે બોલવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે અવશ્ય તેની આવશ્યકતા છે.

**મુહપત્તિ બાંધવા વિષેના સ્પષ્ટ પુરાવા**

હવે અહીં પ્રસ્તુત પુસ્તકમાંથી થોડા પુરાવાઓ ઊતાર્યાં છે, જે વાચકોને બતાવી આપશે કે સાધુઓ પૂર્વ સમયમાં મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધતા જ હતા અને ઉઘાડે મુખે બીલકુલ બોલતા નહોતા.

ભુવનભાનુ કેવલી રાસઃ—

મુહપત્તિએ મુખ બાંધીને રે, તુમે બેસો છો જેમ ગુરૂણી,
તિમ મુખે ઢૂંચો દેઇને રે, બીજે બેસાએ કેમ ગુરૂણી. ૩
મુખ બાંધી મુનિની પરે રે, પરદોષ વદે ન ત્રાહિ ગુરૂણી,
સાધુ વિના સંસારમાં રે, ક્યારે કો દીઠો ક્યાંહિ ગુરૂણી. ૪

(રોહિણીનો અધિકાર–૬૬મી ઢાળ)

અભિપ્રાય એ છે કે સાધ્વીજી પાસે શ્રાવિકા એમ બોલે છે કે જેમ તમે અને મુનિઓ મોઢે મુહપત્તિ બાંધી સ્વાધ્યાયમાં રહી વાણી ઉપર સંયમ રાખો છો, તેમ અમારાથી શી રીતે રહી શકાય?

હરિબલ મચ્છીનો રાસઃ—

સુલભ બોધિ જીવડા માંડે નિજ ષટ્કર્મ,
સાધુજન મુખ મુહપત્તિ બાંધી કહે નિજ (જિન) ધર્મ. ૩
(બીજા ખંડની છઠ્ઠી ઢાળ)

અર્થ એ છે કે સાધુજનો પોતાનો ધર્મ જ્યારે કહે છે, ત્યારે મોઢે મુખવસ્ત્રિકા બાંધીને કહે છે; ખુલ્લે મુખે બોલતા નથી.

હિતશિક્ષા રાસમાં મુહપત્તિ કોને કહેવી ને તેનો શું ગુણ એનો ખ્યાલ કરી તે વિષે કહ્યું છે કે.—

મુખે બાંધી તે મુહપત્તિ, હેઠી પાટો ધાર,
અતિ હેઠી દાઢી થઇ, જોતર ગળે નિરધાર. ૧૭
એક કાને ધ્વજ સમ કહી, ખભે પછેડી ઠામ,
કેડે ખોસી કોથળી, નાવી પુણ્યને કામ. ૧૮

તાત્પર્ય એ છે કે વ્યાખ્યાન વખતે મોઢે બાંધી હોય તો જ તેને મુહપત્તિ કહેવી. એક કાને જ માત્ર ભરાવી હોય અને બીજે કાનેથી નીકળી જાય છતાં વ્યાખ્યાન ચાલુ હોય તો તે મુહપત્તિ ધ્વજા સમ કહેવાય છે, એટલે બે કાને ભરાવવી જોઇએ. આ ઉપરાંત તેને પાટા સમાન ને છેવટ જોતર સમાન પણ ઉપરની કડીમાં કહી છે. અર્થ એ છે કે મુખવસ્ત્રિકા મુખ ઉપર બાંધી રાખી જેમ ઉપયોગ થવો જોઇએ તેમ થાય તો જ તે મુહપત્તિ છે. જેઓ સ્થાનકવાસી વર્ગને મુખવસ્ત્રિકા બાંધતાં પાટો કહે છે ને જોતર કહે છે, તેમણે સમજવું જોઇએ કે તેમના સાધુઓએ તેમને જોતર પાટા ને દાઢી બાંધતા પણ ઘટાવ્યા છે.

આ પુસ્તિકાના ત્રીજા પ્રકરણમાં લખે છે કે "વ્યાખ્યાન સિવાય પણ જુદે-જુદે પ્રસંગે મુહપત્તિ બાંધવાના ઉલ્લેખો શાસ્ત્રોમાં મળે છે. જેમકે વાંચવું, ભણવું, વાચના આપવી, પડિલેહણા, કાજો લેવો, સ્થંડિલ જવું અને સાધુના મૃતકને વિગેરે પ્રસંગે નાક પર રાખી

મોઢે મુહપત્તિ બાંધવાના અનેક સ્પષ્ટ અને નિર્વિવાદ ઉલ્લેખો મળે છે તે તરફ પહેલું વાચક મહાશયોનું ધ્યાન ખેંચીએ છીએ.

(૧) મુહપત્તિ કાયમ બાંધી રાખવાની ભલામણ નથી,

(૨) તેમજ અમુક અમુક પ્રસંગે ખાસ બાંધવી જોઇએ."

ચૈતન્યપૂજક યા સ્થાનકવાસી સાધુઓનું આ જ કથન છે, પણ જેઓ આ બાબતમાં વિરૂદ્ધ છે, તેમને દર્શાવવા માટે તેમના કહેલા પૂરાવા જ અત્રે મૂકયા છે.

ચતુર્થ પ્રકરણના ૧૮ મા પૃષ્ટ પર વચનગુપ્તિ રાખવા અંગે જ્યાં બે પ્રકારે વચનગુપ્તિ સમજાવે છે, ત્યાં મુખવસ્ત્રિકાનો કેવો વિષય કહે છે તે જુઓઃ—

"वचनगुप्तिर्द्विधा, भ्रूसंज्ञादिपरिहारान्मौनाभिग्रहः, वाचना-पृच्छना-दिषु मुखवस्त्रिकयाऽच्छादितमुखस्य भाषमाणस्यापि वाग्नियन्त्रणं-वचनगुप्तिः सर्वथा वचननिरोध-निरवद्य-सम्यग्वचन-भाषणाभ्यां कृत्वा द्विभेदा" (નવ-તત્ત્વ-પ્રકરણ-વૃત્તિ).

એટલે કે વચનગુપ્તિ રાખવામાં બે માર્ગો છે. આંખના ઇસારા સુદ્ધાંનો ત્યાગ કરવો એ એક માર્ગ છે. બીજો માર્ગ એ કે વાચના પૃચ્છના વિગેરે વખતે મુખ ઉપર વસ્ત્રથી આચ્છાદન કરીને બોલવું તે, એટલે તેમ કરવાથી પણ વાણી ઉપર સંયમ રહે છે.

આ ઉપરથી સ્પષ્ટ થઇ શકે છે કે વાચના-પૃચ્છના વિગેરે પ્રસંગે મોઢું ઢાંકવાની અગત્ય છે. આ ગ્રંથકાર આથી એમ કહેવા ઇચ્છે છે કે 'મુખવસ્ત્રથી આચ્છાદિત' જે કહ્યું છે, ત્યાં ખાસ મુખ ઉપર બાંધવાની વસ્તુ માટે છે, નહિ કે હાથમાં રાખી કોઇક વખતે મુખ ઉપર વસ્ત્ર રાખવું તે. રાસ વિગેરેમાં ને જે અહીં આચ્છાદન શબ્દનો ઉપયોગ કર્યો છે તે ખાસ બાંધવાની બાજુમાં જાય છે.

મુખે મુહપત્તિ બાંધવી એવો સ્પષ્ટ પાઠ કે પુરાવો નીચે આપ્યો છેઃ

संपाइम–रय–रेणु–प्पमज्जणठ्ठा वयति मुहपत्तिं ।
नासा–मुहं च वंधइ तीए वसहिं पमज्जंतो ॥

અર્થાત્—સંપાતિમ–ઉડીને પડતાં જીવોના રક્ષણ માટે રજ અને ધૂલિથી બચવા માટે મુખવસ્ત્રિકા જરૂરી છે, અને વસતિનું (જગ્યાનું) પ્રમર્જન કરતો મુખ ને નાક ઉપર બાંધે છે. આ ગાથામાં 'બંધઈ' શબ્દથી બાંધવાની સ્પષ્ટ વાત નીકળે છે. જો માત્ર મુખ ઉપર એકલી વસ્ત્રિકા રાખવાની હોય તો 'બંધઈ' શબ્દ કેમ વાપરે? એટલે જેઓ મુખ ઉપર વસ્ત્રિકા બાંધવાની વિરૂદ્ધમાં હોય તેમણે આ 'બંધઇ' પાઠનો ખ્યાલ કરવો જોઇશે. ઉડતા જીવો મુખમાં પડે છે, અને ઉડતી ધૂળ પણ મુખમાં પડે છે, એ વિગેરેથી બચવા માટે પણ મુખવસ્ત્રિકા બાંધવાની આવશ્યકતા આ પુરાવો બતાવે છે.

'સાવચૂરિ યતિ–દિનચર્યા' એ જ વાતને પોષણ આપે છે ને સાથે મુખવસ્ત્રિકાનું કેટલું પ્રમાણ છે તે પણ જણાવે છેઃ

वत्तीसंगुल दीहं रयहरणं पुत्तिया य अद्धेणं ।
जीवाणं रक्खणठ्ठा लिंगठ्ठा चेव एयं तु ॥

અર્થાત્–લંબાઈમાં રજોહરણ બત્રીશ આંગુલનો રાખવો ને તેના અર્ધ પ્રમાણમાં એટલે સોળ આંગુલમાં પોતિકા (મુખવસ્ત્રિકા) રાખવી. આ બન્નેને રાખવાનો શો હેતુ છે તે વિષે તે કહે છે કે જીવોની રક્ષા ને વેશની (લિંગની) આવશ્યકતા માટે એ છે, નહિ કે ખાલી દેખાવ માટે. આ જગ્યાએ યતિદિનચર્યામાં ને તેની ટીકામાં તે વાતને લંબાવવા ને પુનઃ પુનઃ સમજાવવા ઘણો વિસ્તાર કર્યો છે. સંદેહ દોલાવલિ વૃત્તિ, પ્રવચન–સારોધ્ધાર, બૃહત્કલ્પવૃત્તિ, ઓઘનિર્યુક્તિ અવચૂરિ, શાસ્ત્રવાર્તાસમુચ્ચય વૃત્તિ, વિગેરે પુસ્તકો એ જ હકીકતનું સમર્થન કરે છે, ને કહે છે કે મુખવસ્ત્રિકા એ હેતુ માટે વાપરવાની છે, ને તેની લંબાઈ એક વહેંત ને ચાર આંગુલની છે. વળી મુખવસ્ત્રિકા પ્રસંગે પ્રસંગે ને ઉપર જણાવેલા કાર્ય વખતે મુખ ઉપર બાંધવી એ કુલિંગ નથી પણ કાયમ બાંધી રાખવી એ કુલિંગ છે.

આટલું કહીને 'મુહપત્તિ ચર્ચા–સાર' પુસ્તિકા સાતમા પ્રકરણમાં કહે છે કે–આ અને પ્રથમનાં પ્રકરણો ઉપરથી મુખ-પોતિકા રાખવાનું શું પ્રયોજન છે તેનું આપણે નીચે પ્રમાણે તારણ કાઢીએ:

૧ નિરવદ્ય ભાષા માટે,
૨ વચનગુપ્તિ માટે,
૩ સાધુવેશ–લિંગ માટે,
૪ સંપાતિમ જીવોની રક્ષા માટે,
૫ ભાષાસમિતિ માટે,
૬ રજરેણુનો પ્રવેશ રોકવા માટે,
૭ પ્રમાર્જના માટે,
૮ આદાન–નિક્ષેપ કરતાં પ્રમાર્જના માટે;

આ બધાં પ્રયોજનો માટે મુખપોતિકાની આવશ્યકતા છે; છતાં આ બધા ઉદ્દેશો ન સચવાતા હોય તો પછી એ મુખવસ્ત્રિકા રાખવાની કાંઈ જરૂરત છે જ નહિ, એટલે કે તે નિરૂપયોગી છે.

જેઓ મુખ ઉપર મુખવસ્ત્રિકા રાખવાની કે બાંધવાની વિરૂદ્ધમાં જાય છે, તેમણે આ બધા પુરાવાઓનું મનન કરવું જરૂરી છે.

कंठे सारसरस्वती हृदि कृपा–नीति–क्षमा–शुद्धयो ।
वक्त्राब्जे मुखवस्त्रिका सुभगता काये करे पुस्तिका ॥
भूपाल–प्रणति. पदे दिशिदिशि श्लाघाऽभितः संपदा ।
इत्थं भूरिवधूवृतोऽपि विदितो यो ब्रह्मचारीश्वरः ॥

આ શ્લોકમાં વ્યાખ્યાન આપતા (વિચાર રત્નાકર) આચાર્યનો પ્રભાવ દર્શાવ્યો છે. તેમાં ઘણી વધૂ (સ્ત્રિઓ) થી વરાયેલા છે છતાં બ્રહ્મચારીના પણ ઈશ્વર છે એવા આચાર્યને વર્ણવ્યા છે. શ્લોકમાં મુખકમલ ઉપર મુખવસ્ત્રિકા દર્શાવી છે, ને કરકમલમાં પુસ્તિકા કહી છે. આ ઉપરથી સ્પષ્ટ કથન એ છે કે 'વિચાર–

રત્નાકર' રચનાર જેઓ શ્વેતાંબર મૂર્તિપૂજક છે, તેઓ જ મુખ ઉપર વસ્ત્રિકા બાંધવાની બાજુ બતાવે છે. આટલા બધા પુરાવા તેમની પોતાની જ તરફના છે, છતાં જ્યારે તેઓ મુહપત્તિ બાંધવાની ના પાડે છે, ત્યારે શું એમ નથી સમજી શકાતું નથી કે તેઓ વીતરાગની આજ્ઞાના વિરોધી છે, ને પોતાના જ છંદે ચાલનારા છે? મુખવસ્ત્ર મુખ ઉપર બાંધી રાખવું કે વસ્ત્રિકા બાંધી રાખવી એ કુલિંગ છે તો તેમના જ આચાર્યો શામાટે તે બાજુના પુરાવા ઉપરાઉપરી આપ્યે જાય છે? જુઓ શતપદી:—

"मुखवस्त्रिकां विना कथं मुखे मशक–मक्षिकादि–संपातिम–जीवोदक–बिन्दु–प्रवेश–रक्षा ? कथं च क्षुतकासित जृम्भितादिषु देशनादिषु चोष्ण–मुख–मारुत–विराध्यमान–बाह्य–वायुकायिक–रक्षा ? कथ च रजो–रेणु–प्रवेश–रक्षा ? परं प्रति निष्ठ्यूतलवस्पर्शरक्षा च विधातु शक्या ?"

અર્થાત્—જો મુખ ઉપર વસ્ત્રિકા રાખવામાં ન આવે તો મચ્છર, માખી વિગેરે ઉડીને પડતા જીવોની કેવી રીતે રક્ષા થાય, ને જલબિન્દુ કદાચ પડે તો તેથી શી રીતે બચી શકાય? તથા છીંક ઉધરસ બગાસું વિગેરેથી તથા ઉપદેશ આપતી વખતે મુખથી નીકળતા ઉના પવન વડે મરી જતા વાયુકાયની કેવી રીતે રક્ષા થાય? અર્થાત્ ન જ થાય. તેથી મુખ ઉપર વસ્ત્રિકા રાખવાની જરૂર છે. વળી કહે છે કે રજરેણુ મુખમાં પેસે તો કેમ બચી શકાય, તેમ જ બોલતી વખતે મુખમાંથી ઉડતા થૂંકથી બીજાને થતા સ્પર્શથી પણ કેમ બચી શકાય? વસ્તુ એ છે કે મુખ ઉપર વસ્ત્રિકા જો ન હોય તો આટલું બધું નુકશાન થાય છે; ને જો હોય તો મુખના ગરમ પવનથી વાયુકાયની હિંસા થતી નથી, અને બીજા ઉપર મોઢાનું થૂંક પડતું નથી. ખુલ્લે મુખે બોલવાથી વાયુકાયની હિંસા થાય છે એ સાફ વાત છે ને મુખ ઉપર વસ્ત્રિકા રાખવાનો ખાસ ઉદ્દેશ તે જ માટે છે. બીજી બધી વાતો ગૌણ છે. ઘણા લોકો વિચાર કે ઉપયોગ રાખ્યા વિના પાસે ઉભા રહી બોલે છે, ત્યારે

તેનું થૂંક આપણા શરીર ઉપર પડે છે. જાડી બુદ્ધિવાળા-ને એ ખ્યાલ ઓછો રહે છે, પણ જેઓ વિચારશાલી છે તેઓના ઉપર (નિષ્ઠચૂત) થૂંક પડે છે, ત્યારે તેને બહુ દુઃખ લાગે છે. તાત્પર્ય એ છે જ્યારે બોલવાનો કે વ્યાખ્યાનનો પ્રસંગ આવે ત્યારે મુખ ઉપર મુખવસ્ત્રિકા રાખવામાં આવે તો તેમાં નુકશાન કાંઈ જ નથી. મુખવસ્ત્રિકા મુખ ઉપર રાખવામાં આવે તો વાયુકાય આદિ જીવોની રક્ષા થાય છે ને વળી વીતરાગોની આજ્ઞા સચવાય છે.

આ ગ્રંથકાર લખે છે કે દેશના (ઉપદેશ) આપતી વખતે બે મુદ્રાઓ રાખવી જોઈએ; એક યોગમુદ્રા ને બીજી પ્રવચનમુદ્રા. તીર્થંકરો ઉપદેશ આપે છે તે યોગમુદ્રાએ ઉપદેશ આપે છે. તેઓ મુખ ઉપર કપડું રાખતા નથી. ( પણ મુખ ઉપર હાથ રાખે છે. ) ગણધરો યોગમુદ્રાએ વ્યાખ્યાન આપે પરન્તુ તેઓ મુખ ઉપર વસ્ત્રિકા રાખે છે. જ્યાંસુધી પુસ્તકો હતાં નહિ ત્યાંસુધી આ સ્થિતિ ચાલી. પણ પછી પુસ્તકો તાડપત્ર ઉપર લખાવા લાગ્યાં ને તાડપત્રો લાંબાં હોય ત્યારે બે હાથે એ પુસ્તકો ઝાલવાં પડે, એટલે તેઓ મુખ ઉપર વસ્ત્રિકા હાથથી રાખી શક્યા નહિ, પરિણામે વસ્ત્રિકાને મુખ પર બાંધવાની શરૂઆત કરી. જ્યારે એક પણ હાથ છૂટો ન હોય ત્યારે કેવી રીતે હાથથી મુખ ઉપર વસ્ત્રિકા રાખી શકાય ? અર્થાત્ બાંધવાની જરૂરીઆત ત્યારથી ઉપસ્થિત થઈ છે એ સ્પષ્ટ વાત છે. જ્યાંસુધી હાથ તદ્દન ખુલ્લા રહેતા હતા, ને જનતાનો બહુ પરિચય નહિ હતો, ત્યાંસુધી હાથથી મુખ ઉપર વસ્ત્રિકા રાખવાની રીતિ રહી, પણ જ્યારથી એ વસ્તુ બદલાઈ ત્યારથી મુખ ઉપર બાંધવાની પ્રવૃત્તિ ચાલી. જ્યાંસુધી સરલ યુક્તિ હસ્તગત ન થઇ ત્યાંસુધી કાનને ફાડી અથવા કાનમાં છિદ્રો પડાવી તેમાં ભરાવવાનો પ્રયોગ ચાલ્યો, પણ જેઓએ અંદર દોરો નાંખવાની યુક્તિ શોધી કહાડી, તેઓએ ત્યારથી કાનમાં છિદ્રો પડાવવાની પદ્ધતિ બદલી. દોરો રાખવાથી મુખને ત્રાસ સહન કરવો પડતો નથી.

"મુહપત્તિ ચર્ચા–સાર" પુસ્તકકારે દોરો નાંખી મુખવસ્ત્રિકા બાંધનાર વ્યક્તિઓ સામે એક હુમલો કર્યો છે, ને દોરો મુખવસ્ત્રિકામાં નાંખવો એ જ આજ્ઞાની વિરૂદ્ધ છે, એમ બાવનમા પૃષ્ટ પર પ્રશ્નોત્તરમાં કહેલ છે. દોરો નાંખી મુહપત્તિ બાંધવી એનો જો શાસ્ત્રમાં પુરાવો નથી, તો એ કાનમાં છિદ્રો પડાવી બે છેડા ભરાવવા એવું કયા શાસ્ત્રમાં છે? મનુષ્ય સ્વભાવ એવો છે કે પોતે કરે તે સિધ્ધું ને બીજાઓ કરે તે વાંકું! મુખ ઉપર વસ્ત્રિકા બાંધવાનો આગ્રહ તો કરો છો અને નથી બાંધતા તેમને ખોટા કહો છો, ત્યારે તફાવત કયાં રહે છે? એક વર્ગ બે છેડાથી બાંધી લે છે ત્યારે બીજો વર્ગ મુખને દુઃખ આપ્યા વિના દોરાથી બાંધી રાખે છે; બન્નેનો અર્થ એ છે કે ઉઘાડે મુખે ન બોલવું, ને તે માટે મુખ ઉપર વસ્ત્રિકા બાંધવી. બે મનુષ્યો ખાવા માટે બેઠા, ત્યારે એક મનુષ્યે હાથથી ખાઈ લીધું અને બીજાએ ચમચાથી ખાઇ લીધું; આમાં જે મનુષ્યે હાથ ન બગાડયો ને ચમચાથી ખાધું તેમાં તેણે ખોટું શું કર્યું? ખાવાનું કાર્ય તો બન્નેને કરવાનું હતું, ને બન્ને જણાએ તેમ કર્યું. એક મનુષ્યે હાથથી ખાધું તેને ચમચાથી ખાનારની યુક્તિ ન સૂઝી, તે માટે કદાચ તેની બુદ્ધિની દયા આવે, પણ બન્નેનાં સાધ્યમાં કે કાર્યમાં કાંઇ ભિન્નતા નથી.

ટૂંકમાં કહેતાં જે લોકો મુખ ઉપર વસ્ત્રિકા રાખવાની વિરૂદ્ધમ છે તેમની સામી બાજુમાં આ પુસ્તિકા પૂરતા પુરાવા રજુ કરે છે ચૈતન્યપૂજકો (સ્થાનકવાસી વર્ગ) મુખ ઉપર વસ્ત્રિકા રાખે છે અથવા દોરો રાખે છે તેમની બાજુમાં તે કંઇક અંશે વિરો બતાવતાં પણ તેમની તરફદારી બતાવે છે. વિજયાનં સૂરીશ્વર ઉર્ફે આત્મારામજીનો મુખવસ્ત્રિકા સામે ગમે તેટલો વિરો હોય છતાં કોઇક પ્રસંગે તેમને પૂછાયેલા પ્રશ્નોમાં તેમણે મુખવસ્ત્રિક રાખવાનો આગ્રહ કર્યો છે, અને મુખવસ્ત્રિકા બાંધવા માટે–રાખવ

श्री

मु० सुरत बंदर

मुनिश्री आलमचंदजी जोग लि० आचार्य महाराज श्री श्री श्री १००८
श्रीमद्विजयानंदसूरीश्वरजी (आत्मारामजी) महाराजजी आदि
साधु मंडल ठाणे ७ के तर्फसें वंदणा १ अनुवंदणा १००८ वारम्वार
चिठी तुमारी आइ समचार सर्व जाणे हैं यहां सर्व साधु सुखसाता
मे हैं तुमारी सुखसाता का समचार लिखना —

मुहपत्ति विषे हमारा कहना इतना ही है कि मुहप
त्ति बंधनी अच्छी है और घणे दिनोंसें परंपरा चली
आइ है इनकों तोडना यह अज्ञान ही है [redacted] है
हम बंधनी अच्छी जाणते हैं परंतु हम ढुंढीए लो
कोंसे मुहपत्ति तोडके नीकले हैं इसवास्ते हम
बंध नही सक्ते है और जो कभी बंधनी इच्छाए तो
यहां बडी निंदा होती है और सत्यधर्म में आये हुए
लोकों के मनमें हीलचली हो जावे इसवास्ते नही
बंध सक्ते है सो जाणना अपरंच तुमारी सलाह मान
ते हो तो तुमकों मुहपत्ति बंधने मे कुछभी हानी नही है
क्योंकी तुमारे गुरु बंधते है और तुम नही बंधो यह अ
च्छी बात नही है आगे जैसी तुमारी मरजी हमने तो
हमारा अभिप्राय लिख दीया है सो जाणना —
और हमकों तो तुम बांधोगे तो भी वैसा हो और नही
बांधोगे तो भी वैसे ही हो परंतु मारे हितके वास्ते लिखा है
आगे जैसी तुमारी मरजी —

१९४७ कार्तक वदि ०)) वार बुध दसखत —
वल्लभविजयजी वंदणा वाचनी —
हीरालालजी को राजदूना वाले चिठी लिखी है —

**શ્રીમદ્ આત્મારામજીએ મુહપત્તિ બાંધવા સંબંધે**
**મુનિશ્રી આલમચંદજીને આપેલો તેમના પત્રનો પ્રત્યુત્તર**

માટે-કોઈ ઉપર પત્ર પાઠવેલો છે, જે પત્ર આ સાથે જોડેલા પત્રમાં અક્ષરશ: આપેલો છે. [ જુઓ જુદા પત્ર પર છાપેલો ફોટોગ્રાફ ]

આ 'મુહપત્તિ ચર્ચા-સાર' પુસ્તિકામાં હીરવિજય સૂરિ વિગેરેના કેટલાક ફોટાઓ ખેંચી આપેલા છે, તેમાં તેમના મુખ ઉપર વસ્ત્રિકા ખેંચી બંધાવી છે, તે ઉપરથી સ્પષ્ટ સમજાશે કે મુખવસ્ત્રિકા બાંધવી એ શાસ્ત્રવિહિત છે, પરન્તુ શાસ્ત્રનિષિદ્ધ નથી. એ ફોટાઓનો દેખાવ સત્ય છે કે અસત્ય છે તે ગમે તે હો, પરંતુ મુખવસ્ત્રિકા રાખવી એ વસ્તુની પ્રતીતિ કરાવે છે. વિરોધ માત્ર એટલો જ છે કે તેમણે દોરો નાંખ્યો નથી, ત્યારે ત્યાર-પછીના ચૈતન્યપૂજકોએ દોરો રાખવા યુક્તિ ઉપસ્થિત કરી છે. આ પુસ્તિકાએ મુખવસ્ત્રિકા મુખ ઉપરાંત નાક ઉપર રાખવાની બતાવી છે, ત્યારે આ લોકોએ એકલા મુખ ઉપર રાખવાની હકીકત સમજાવી છે. તત્ત્વવિચારથી ઝગડો નથી કે મતભેદ નથી, પરંતુ માત્ર આગ્રહથી ખેંચ પડી ગઈ છે. એ ખેંચ વધુ ને વધુ ઉગ્ર થતી જાય છે, પરિણામ આજે ક્લેશમાં આવી ગયું છે. પોતાનો વેશ, પોતે કઈ સ્થિતિ માટે બધું કરે છે, વીતરાગનો શું ઉપદેશ છે વિગેરે બંધુ તદ્દન ભૂલી જવાયું છે.



# પ્રકરણ ૮ મું

---

## 'સંઘપટ્ટક' માંથી લીધેલા કેટલાક શ્લોકો

સાધુદશા શામાટે છિન્નભિન્ન થતી જણાય છે એ પ્રશ્ન વિષે જ્યારે વિચારકો વિચાર કરે છે, ત્યારે એમ લાગે છે કે આ કાળ, અવસર્પિણી છે, તેમાં પણ આ હુંડાવસર્પિણી છે, એટલે આ કાળ ઘણો જ નીચો છે, એમ સંવિગ્ન પક્ષીયો કહે છે. શ્રીમાન્ વર્દ્ધમાન તો સંપૂર્ણ સમર્થ ને તીર્થંકર હતા એટલે તેઓ ઘણું કષ્ટ સહન કરી સમાજની આગળ સત્ય માર્ગ મૂકી નિર્વાણ પામી ગયા. એ બળ ને એ યોગ્યતા એમની ત્રણ પેઢી સુધી બરાબર ચાલ્યાં પણ પછી એ સ્થિતિ રહી શકી નહિ. તથાપિ શ્રી જંબૂસ્વામી ગયાં પછી ૫-૭ પેઢી સુધી દિવ્ય દશા-ઉંચી આંતર દશા-દશ કિંવા ચૌદ પૂર્વ વિદ્યાની પ્રૌઢતા રહી ત્યાંસુધી કાંઇક વીતરાગતા રહી. પરંતુ એ વખત વીત્યા પછી નિર્ગ્રન્થ જીવનમાં કલહ, કુટિલતા વિગેરે દોષો પ્રાપ્ત થતા ગયા. પંચમ આરાની વિષમતા ઘણી વધવા લાગી. દેશ ઉપર દુષ્કાળનો પંજો પડ્યો, તેથી નિર્ગ્રન્થ જીવન ઉપર ઘણી માઠી અસર થઇ. જગત્ તો રાગ ને દ્વેષથી ભરચક હતું અને એ રાગ ને દ્વેષે નિર્ગ્રન્થોમાં ઉંડો પગપેસારો કર્યો. એટલેસુધી એ નિર્ગ્રન્થો ઊતરી ગયા કે આરંભ ને પરિગ્રહ સાથે એકમેક થઇ ગયા ને શ્રીમાન્ વર્ધ્ધમાનના ઉપદેશથી વિરૂદ્ધ-બીજી બાજુનો ઉપદેશ આપવા લાગ્યા. શ્રીમાન્ વર્ધ્ધમાનની મૂર્તિ, ચૈત્ય કે પાદુકાને આગળ કરી શ્રાવકો પાસેથી પોતાના જીવનનિર્વાહનાં સાધનો મેળવવા લાગ્યા. આ ઉપરથી તેઓ ચૈત્યવાસી કહેવરાવા લાગ્યા. પોતાનું ઉદર પૂર્ણ કરવું ને ક્યાં રહેવું એ તે કાળે અગત્યનો સવાલ હતો. નિરારંભતા ને નિષ્પરિગ્રહિતા એ વીરે દર્શાવેલો ધર્મ તેઓ પોતાના જીવનકલહમાં ભૂલી ગયા હતા. કઇ રીતે જીવવું એવી અંતરમાં અહર્નિશ વિચારણા ચાલતી હતી.

કહેવત છે કે 'યથા રાજા તથા પ્રજા', તેમ જેવા ગુરુ કે સેવ્ય તેવા શિષ્ય કે સેવક એવી સ્થિતિ ત્યારે થઈ પડી હતી. સેવક વર્ગ પોતાને કેમ અનુકૂળતા આવે અથવા પોતાનો નિસ્તાર શું કરવાથી થાય એમ સમજી તેમની હા એ હા ભણવામાં પોતાનું શ્રેયઃ વા ઇષ્ટ જોતો હતો. બધી બાજુમાં ધર્મના ઝંડા નીચે આરંભ ને પરિગ્રહની વિપુલતા જણાતી હતી. આજે પણ જ્યાં જ્યાં દૃષ્ટિપાત કરશો ત્યાં ત્યાં આરંભ ને પરિગ્રહની વિપુલતા હશે, ને ધર્મની જાહોજલાલી પણ લોકોને ત્યાં લાગતી હશે. જ્યાં આરંભ ને પરિગ્રહ છે, ત્યાં જ સમાજ ઉદારતા બતાવી રહ્યો છે, ને ત્યાં જ ધર્મની મહત્તા પ્રસરી રહેલી દેખાતી હોય છે. લોકો આજે જ ભૂલ્યા છે એમ નથી; શ્રી વીરના ગયા પછી થોડો વખત જવા સાથે એ ભૂલવણીની શરૂઆત થઈ હતી, એજ ભૂલવણી આજે તે રીતે નહિ તો બીજી રીતે ચાલુ છે. ધર્મધુરંધરો સમાજ આગળ એમ કહે છે કે અમે જે કહીએ છીએ તે શ્રી વીરના કહેવા પ્રમાણે કહીએ છીએ, પછી એ ધર્મધુરંધરોને ડરવાનું ક્યાં હતું? આવી અક્ષમ્ય વાતો કંઈ વખતથી ચાલુ છે. હુંડાવસર્પિણીકાળે સાધુજીવનને છેક નીચું ઉતારી નાંખ્યું છે. એ વાત હરિભદ્રસૂરિથી માંડી એક પછી એક વિદ્વાનો કહેતા આવ્યા છે.

**ચૈત્યવાસીઓના વિરોધમાં રચાયલો 'સંઘપટ્ટક' ગ્રંથ**

આ વિષયને ઉદ્દેશીને 'સંઘપટ્ટક'કાર જિનવલ્લભ સૂરિ શું કહે છે તે હવે જોઇએ. 'સંઘપટ્ટક' કારે 'સંઘપટ્ટક' ને બીજાં ચુમાલીશ કાવ્યોને ચિત્તોડ ગામમાં શ્રી વીર પ્રભુનું વિધિ ચૈત્ય બંધાવી તેના ગર્ભગૃહની અંદર બે બાજુએ બે જુદા જુદા શિલાલેખોમાં કોતરાવ્યાં છે. એ શ્લોકો કોઇ પણ વાંચે ને લોકોમાં ઉંડી છાપ પડે તે માટે અથાગ પ્રયત્ન તેમણે કર્યો હતો. 'સંઘપટ્ટક' કારનું કથન એ છે કે તે વખતે ચૈત્યવાસીઓ સૂત્ર વિરુદ્ધ બહુ ચાલતા હતા, ને તેમનું એટલું બધું જોર હતું કે બીજા નિર્ગ્રન્થો—વસતિવાસીઓને પોતાના ધારેલા ગામમાં પેસવા દેતા ન હતા. શીલગુણ (શીલાંક) સૂરિ કે

જેમણે આચારાંગ ને સૂત્રકૃતાંગ સૂત્રની ઉપર ટીકા લખી છે, જે બીજા સૂત્ર ઉપરની ટીકા કરતાં જૂની છે, તેમણે અણહીલપુર પાટણમાં વનરાજ ચાવડા પાસે એવો રૂક્કો (લેખ) લખાવી લીધો હતો કે આ નગરમાં અમારા પક્ષના યતિઓ સિવાય બીજા કોઇ પણ વસતિવાસી સાધુઓને પેસવા દેવા નહિ. એ શીલગુણસૂરિ જેમણે ચૈત્યવાસથી જીવન નિર્વહ્યું હતું તે કેવી રીતે ઉચ્ચ વિચારોથી સૂત્રોના રહસ્યનું દર્શન કરાવી શકે? હરિભદ્રસૂરિએ મૂર્તિવિધાન માટે સંબોધ પ્રકરણ, જિનપંચાશિકા વિગેરે ગમે તેટલાં પુસ્તકો લખ્યાં હોય, પણ તેમનું જીવન ચૈત્યવાસથી તરબોળ હતું, તો પછી એમના વિચારોમાં નિરારંભતા કે નિષ્પરિગ્રહિતા ક્યાંથી આવે? લોકો કહે છે કે ચૈત્યો કે મૂર્તિઓ કંઈ વખતની જુની છે, એટલે બરાબર છે; પણ એમણે 'શતપદી' ના વિચારો ક્યાં જોયા છે? તે કહે છે એ ચૈત્યો ચૈત્યવાસીઓએ પોતાના જીવનનિર્વાહને અર્થે બનાવ્યાં હતાં; નહિ કે વસતિવાસીઓના કલ્યાણના અર્થે હતાં. તથાપિ મનુષ્યનું એ કલુષિત જીવન કંઈ વખતથી આગ્રહિત થતું આવ્યું છે. હવે 'સંઘપટ્ટક' કારે ચૈત્યવાસીઓને કેવા નવાજ્યા છે તે આપણે જોઇએ. ચૈત્યવાસીઓ સંબંધે તેમણે ચાળીસ કાવ્યો બનાવ્યાં છે. એ કાવ્યો ઉપર સંસ્કૃતમાં વિવરણ તેમના શિષ્યોએ કર્યું છે. એ કાવ્યોમાંનો શ્લોક ૪ થો:—

સ્રગ્ધરા વૃત્ત

प्रोत्सर्पद्भस्मराशिग्रहसखदशमाश्चर्यसाम्राज्यपुष्य-
न्मिथ्यात्वध्वांतरुद्धे जगति विरलतां याति जैनेंद्रमार्गे ।
संक्लिष्टद्विष्टमूढप्रखलजडजनाम्नायरक्तैर्जिनोक्ति-
प्रत्यर्थी साधुवेशैर्विषयिभिरभितः सोयमप्राथि पंथाः ॥

અર્થાત્—શ્રી વીરના નિર્વાણ વખતે ભસ્મરાશિ ગ્રહ બેસી ગયો હતો. તેને દશમું આશ્ચર્ય જે અસંયતિની પૂજા તેની સાથે ગાઢ દોસ્તી થઈ. એટલે સંઘમાં ઘણી માઠી અસર થઇ. જૈનેંદ્રમાર્ગની

ઘણી વિરલતા—ન્યૂનતા તેથી થઈ ગઇ. આખા જગતમાં ને જૈનદર્શનમાં મિથ્યાત્વનો ખૂબ અંધકાર ફેલાયો. લોકો સ્વચ્છંદી થઇ વિચરવા લાગ્યા. ઘણા ક્લેશી, દ્વેષી, મૂઢ, પ્રખલ (બહુ ખલ) જડ મનુષ્યો પોતપોતાની આમ્નાય (ઇચ્છા) માં રક્ત થઈ પડયા. માત્ર બાહ્ય વેશે—વાસ્તવિકતાએ સાધુતા નહિ—પણ સાધુવેશે વિષયોમાં મૂઢ થઈ આ માર્ગને આ પ્રમાણે ફેલાવ્યો.

**વેશધારીઓનો સ્વચ્છંદાચાર**

'સંઘપટ્ટક'કારનું એ કથન છે કે આ કાળમાં વેશધારીઓ પોતાની પૂજા ચલાવી રહ્યા છે એ કાંઈ ઓછું આશ્ચર્ય નથી. તેઓ વીતરાગની આજ્ઞાને તોડી પોતાનાં વચનો સેવકોને સંભળાવી રહ્યા છે. તેમનાં વચનો આરંભ ને પરિગ્રહ સાથે અવળે માર્ગે દોરનારા છે, તથાપિ તેઓ પોતાના વચનને દઢતાથી વળગી રહી અનેક પુરાવા આપી, અનેક કુયુક્તિઓ કરી ઠસાવી રહ્યા છે. એ અસંયત દશા છે. લોકો તેમનાં આચરણો નહિ સમજતા હોઈ તેમની પૂજા કરી રહ્યા છે. તેમના મુખથી વચનો પડે કે તેને ઝીલી લે છે. એટલું તેઓ સમજતા નથી કે આ વીતરાગનાં વચનો નથી, આ તો લિંગધારીઓનાં વચનો છે. જ્યાં આરંભ—પરિગ્રહ ને સ્વાર્થ હોય કે પોતાનાં જીવનનું પોષણ હોય, ત્યાં કેવળ માયાવી વચન છે, પણ વીતરાગનાં વચન નથી. વીતરાગના વચનની વિરલતા થઇ ગઇ છે, એટલે વીતરાગનાં વચનો નિર્દોષ ને હિંસારહિત હોય તેને તો તેમણે હવામાં અદશ્ય કરી નાંખ્યાં છે, એમ સેવક વર્ગે સમજવા યત્ન કર્યો નહિ. બ્રાહ્મણ સાહિત્ય કહે છે કે બ્રાહ્મણોને ભોજન-દક્ષિણા આપવાથી આપનારને ઘણું પુણ્ય થાય છે. ચૈત્યવાસીઓએ પણ એ જ રસ્તો લીધો છે. જેમ કોઈ નાગ (સર્પ) હોય ને તેના મુખનું ઝેર પ્રાણીના જીવનને હરી લે છે, ને તે જેમ નિશ્ચેતન થઈ જાય છે, તેમ આ લિંગધારીઓનાં વચનથી સમાજ કેવળ સત્ય જીવનરહિત થઇ ગયો છે. તેઓને સમજણ નથી પડતી સત્યની કે અસત્યની,

જેમણે આચારાંગ ને સૂત્રકૃતાંગ સૂત્રની ઉપર ટીકા લખી છે, જે બીજા સૂત્ર ઉપરની ટીકા કરતાં જૂની છે, તેમણે અણહીલપુર પાટણમાં વનરાજ ચાવડા પાસે એવો રૂક્કો (લેખ) લખાવી લીધો હતો કે આ નગરમાં અમારા પક્ષના યતિઓ સિવાય બીજા કોઇ પણ વસતિવાસી સાધુઓને પેસવા દેવા નહિ. એ શીલગુણસૂરિ જેમણે ચૈત્યવાસથી જીવન નિર્વહ્યું હતું તે કેવી રીતે ઉચ્ચ વિચારોથી સૂત્રોના રહસ્યનું દર્શન કરાવી શકે? હરિભદ્રસૂરિએ મૂર્તિવિધાન માટે સંબોધ પ્રકરણ, જિનપંચાશિકા વિગેરે ગમે તેટલાં પુસ્તકો લખ્યાં હોય, પણ તેમનું જીવન ચૈત્યવાસથી તરબોળ હતું, તો પછી એમના વિચારોમાં નિરારંભતા કે નિષ્પરિગ્રહિતા ક્યાંથી આવે? લોકો કહે છે કે ચૈત્યો કે મૂર્તિઓ કંઈ વખતની જુની છે, એટલે બરાબર છે; પણ એમણે 'શતપદી'ના વિચારો ક્યાં જોયા છે? તે કહે છે એ ચૈત્યો ચૈત્યવાસીઓએ પોતાના જીવનનિર્વાહને અર્થે બનાવ્યાં હતાં; નહિ કે વસતિવાસીઓના કલ્યાણના અર્થે હતાં. તથાપિ મનુષ્યનું એ કલુષિત જીવન કંઈ વખતથી આગ્રહિત થતું આવ્યું છે. હવે 'સંઘપટ્ટક' કારે ચૈત્યવાસીઓને કેવા નવાજ્યા છે તે આપણે જોઇએ. ચૈત્યવાસીઓ સંબંધે તેમણે ચાળીસ કાવ્યો બનાવ્યાં છે. એ કાવ્યો ઉપર સંસ્કૃતમાં વિવરણ તેમના શિષ્યોએ કર્યું છે. એ કાવ્યોમાંનો શ્લોક ૪ થો:—

સ્રગ્ધરા વૃત્ત

प्रोत्सर्पद्भस्मराशिग्रहसखदशमाश्चर्यसाम्राज्यपुष्य-
न्मिथ्यात्वध्वांतरुद्धे जगति विरलतां याति जैनेंद्रमार्गे ।
संक्लिष्टद्विष्टमूढप्रखलजडजनाम्नायरक्तैर्जिनोक्ति-
प्रत्यर्थी साधुवेशैर्विपर्यायिभिरभितः सोयमप्राथि पंथाः ॥

અર્થાત્—શ્રી વીરના નિર્વાણ વખતે ભસ્મરાશિ ગ્રહ બેસી ગયો હતો. તેને દશમું આશ્ચર્ય જે અસંયતિની પૂજા તેની સાથે ગાઢ દોસ્તી થઈ. એટલે સંઘમાં ઘણી માઠી અસર થઇ. જૈનેંદ્રમાર્ગની

ઘણી વિરલતા—ન્યૂનતા તેથી થઈ ગઇ. આખા જગતમાં ને જૈનદર્શનમાં મિથ્યાત્વનો ખૂબ અંધકાર ફેલાયો. લોકો સ્વચ્છંદી થઇ વિચરવા લાગ્યા. ઘણા ક્લેશી, દ્વેષી, મૂઢ, પ્રખલ (બહુ ખલ) જડ મનુષ્યો પોતપોતાની આમ્નાય (ઇચ્છા) માં રક્ત થઈ પડ્યા. માત્ર બાહ્ય વેશે-વાસ્તવિકતાએ સાધુતા નહિ-પણ સાધુવેશે વિષયોમાં મૂઢ થઈ આ માર્ગને આ પ્રમાણે ફેલાવ્યો.

### વેશધારીઓનો સ્વચ્છંદાચાર

'સંઘપટ્ટક'કારનું એ કથન છે કે આ કાળમાં વેશધારીઓ પોતાની પૂજા ચલાવી રહ્યા છે એ કાંઈ ઓછું આશ્ચર્ય નથી. તેઓ વીતરાગની આજ્ઞાને તોડી પોતાનાં વચનો સેવકોને સંભળાવી રહ્યા છે. તેમનાં વચનો આરંભ ને પરિગ્રહ સાથે અવળે માર્ગે દોરનારા છે, તથાપિ તેઓ પોતાના વચનને દૃઢતાથી વળગી રહી અનેક પુરાવા આપી, અનેક કુયુક્તિઓ કરી ઠસાવી રહ્યા છે. એ અસંયત દશા છે. લોકો તેમનાં આચરણો નહિ સમજતા હોઈ તેમની પૂજા કરી રહ્યા છે. તેમના મુખથી વચનો પડે કે તેને ઝીલી લે છે. એટલું તેઓ સમજતા નથી કે આ વીતરાગનાં વચનો નથી, આ તો લિંગધારીઓનાં વચનો છે. જ્યાં આરંભ-પરિગ્રહ ને સ્વાર્થ હોય કે પોતાનાં જીવનનું પોષણ હોય, ત્યાં કેવળ માયાવી વચન છે, પણ વીતરાગનાં વચન નથી. વીતરાગના વચનની વિરલતા થઇ ગઇ છે, એટલે વીતરાગનાં વચનો નિર્દોષ ને હિંસારહિત હોય તેને તો તેમણે હવામાં અદૃશ્ય કરી નાંખ્યાં છે, એમ સેવક વર્ગે સમજવા યત્ન કર્યો નહિ. બ્રાહ્મણ સાહિત્ય કહે છે કે બ્રાહ્મણોને ભોજન-દક્ષિણા આપવાથી આપનારને ઘણું પુણ્ય થાય છે. ચૈત્યવાસીઓએ પણ એ જ રસ્તો લીધો છે. જેમ કોઈ નાગ (સર્પ) હોય ને તેના મુખનું ઝેર પ્રાણીના જીવનને હરી લે છે, ને તે જેમ નિશ્ચેતન થઈ જાય છે, તેમ આ લિંગધારીઓનાં વચનથી સમાજ કેવળ સત્ય જીવનરહિત થઇ ગયો છે. તેઓને સમજણ નથી પડતી સત્યની કે અસત્યની,

નથી ખ્યાલ આવતો ન્યાયનો કે અન્યાયનો, તેઓથી નથી સમજાતું હિત કે અહિત; મતલબ કે ગુરૂઓ જ્યાં દોરે છે, ત્યાં તેઓ જાય છે. પરિણામ શું આવશે, એ વિષે વિચારવા તેઓ તૈયાર નથી. સૂર્યની જેમ ભગવાન્ જ્યારે વિદ્યમાન હતા ત્યારે રાજમાર્ગમાં ગમે તે જનઓ આવો, પણ કોઇ જાતિનો ભય કે ક્ષોભ નહિ હતો; એટલે મિથ્યાત્વરૂપ અંધકાર કોઇ રીતે જોર કરતો નહોતો. પ્રકાશમાં જેમ આનંદ મળે તેમ ભગવાનની હયાતીમાં મુમુક્ષુ જીવોને અપાર આનંદ ને હર્ષ હતો. કુટિલતા, ક્લેશ, સ્વચ્છંદ વિગેરે ચોરો ન હતા. પણ પ્રભુની અવિદ્યમાનતામાં સૂર્યના અભાવે ગાઢ રાત્રી થાય ને અંધકાર ફેલાય ને ચોર વિગેરેનો ભય ઉત્પન્ન થાય તેવી સ્થિતિ આવી પડી છે. સેવ્ય વર્ગ ઇચ્છામાં આવે તેમ ઉત્સૂત્રોની પ્રરૂપણા કરે છે અને કહે છે કે અલ્પ દોષ ને મહા નિર્જરા છે. પ્રભુની ખાતર યા ગુરૂની ખાતર ગમે તેટલી હિંસા થાય તે પાપ થાય પણ એ પાપ નથી, તમે નિડર રહો, તમારા માથે આવશે તો અમે બેઠા છીએ, તે સઘળું ઝીલી લઇશું! આમ કલિકાળના દોષે કરી જેમની મતિ ભરમાઇ ગઇ છે, તેવા સેવ્યો ને સેવકો પોતાની ઇચ્છામાં આવે તેમ વીતરાગકથિત રાજમાર્ગમાં વિહરી રહ્યા છે. ગ્રંથકાર કહે છે કે તેમને ભય નથી આધાકર્મી આહારનો કે ભય નથી ઔદ્દેશિક ભોજનનો; તેઓ તો અગ્નિની જેમ સર્વ-ભક્ષી થઈ રહ્યા છે. તેઓ કહે છે કે અગ્નિમાં ઉધાઈ લાગે તો અમને-જ્ઞાનીને પાપ લાગે! આમ તેઓ બચાવ કરે છે; પણ ગ્રંથકાર કહે છે કે—

अत्रौद्देशिकभोजनं जिनगृहे वासो वसत्यक्षमा ।

... ... ... ... ...

... ... ... ... ...

धर्मः कर्महरोऽत्र चेत् पथि भवेन् मेरुस्तदाब्धौ तरेत् ॥ ५ ॥

આવો ધર્મ જો કર્મનું હરણ કરનાર થઈ શકે તો અવશ્ય મેરૂપર્વત પોતે સમુદ્રમાં તરે એમાં આશ્ચર્ય નથી. આધાકર્મી—ઔદ્દેશિક વિગેરે ભોજનનું લેવું, જિનગૃહમાં નિવાસ કરવો, વસતિમાં રહેતા સાધુઓ પર ઇર્ષ્યા કરવી, પૈસાનો સ્વીકાર કરવો × × × × સાવદ્ય આચારનો આદર કરવો, શાસ્ત્રના કથનની અવજ્ઞા કરવી, ગુણી જનો ઉપર દ્વેષબુદ્ધિ રાખવી, આ બધું કરવું તે એ ચૈત્યવાસીઓનો જો ધર્મ હોય તો મેરૂપર્વત સમુદ્રમાં તરી જાય!

આ શ્લોક ઉપરથી સમજી શકાશે કે તે વખતે નિર્ગ્રન્થ નામધારક સાધુઓ પોતાનું જીવન આ પ્રમાણે ચલાવતા હતા. આ ગ્રંથકાર સાધુઓના દરેકે દરેક આચાર ઉપર સખ્ત પ્રહાર કરતાં બીલકુલ ડર્યા નથી. તેમના હિસાબે જિનાલય કે ચૈત્ય ને તેની ભક્તિ એ બરાબર છે, પણ તેને અંગે જે હિંસા અને પોતાનો ઇચ્છિત વિહાર સાધુઓ ચલાવતા હતા, તે આ ગ્રંથકારને ઘણું કઠે છે. એ ગ્રંથના ટીકાકાર વધારે વર્ણન કરતાં એમ જણાવે છે કે તે લિંગધારીઓ સેવકોને એવું સમજાવતા હતા કે પૂર્વે કુબેર ભંડારીને પણ શરમાવી નાંખે એવાં ધનપતિનાં કુળ હતાં, જેઓ શ્રાવકધર્મનું પાલન કરતા હતા. તેઓ પોતે એમ સમજતા હતા કે આપણું ધન સાધુઓ ને ચૈત્ય માટે વપરાય એટલું આપણું છે વા સાર્થક છે; તે સિવાય બીજું બધું નિરર્થક છે. એમ સમજી તેઓ બહુ દાન આપતા હતા, ને દેવગુરૂ વિગેરેને વિષે અપાર શ્રદ્ધાભક્તિ બતાવતા હતા. એટલે સાધુઓ ભોજન નિર્દોષ મેળવી શકતા હતા. પરંતુ આજે એવી સ્થિતિ રહી નથી. દુઃષમ કાળની છાયા જ્યાં ત્યાં પથરાણી છે. વળી દુષ્કાળનું સામ્રાજ્ય લોકો ઉપર ચાલી રહ્યું છે. સ્વરાજ્ય તથા પરરાજ્યના અગણિત ઉપદ્રવોથી શ્રાવકનાં કુળ અલ્પ ને દરિદ્ર થતાં જાય છે. આ ઉપરાંત શરીર સામું જોઇએ તો સંહનન (શરીરબળ) પણ ઘટતાં જાય છે. એટલે સાધુવર્ગને માટે નિર્દોષ અન્નજળ મેળવી સંયમયાત્રાનો નિર્વાહ કરવો ઘણો કઠીન છે. માટે

નથી ખ્યાલ આવતો ન્યાયનો કે અન્યાયનો, તેઓથી નથી સમજા હિત કે અહિત; મતલબ કે ગુરૂઓ જ્યાં દોરે છે, ત્યાં તેઓ જાય છે. પરિણામ શું આવશે, એ વિષે વિચારવા તેઓ તૈયાર નથી. સૂર્યની જેમ ભગવાન્ જ્યારે વિદ્યમાન હતા ત્યારે રાજમાર્ગમાં ગમે તે જાઓ આવો, પણ કોઇ જાતિનો ભય કે ક્ષોભ નહિ હતો; એટલે મિથ્યાત્વરૂપ અંધકાર કોઇ રીતે જોર કરતો નહોતો. પ્રકાશમાં જેમ આનંદ મળે તેમ ભગવાનની હયાતીમાં મુમુક્ષુ જીવોને અપાર આનંદ ને હર્ષ હતો. કુટિલતા, ક્લેશ, સ્વચ્છંદ વિગેરે ચોરો ન હતા. પણ પ્રભુની અવિદ્યમાનતામાં સૂર્યના અભાવે ગાઢ રાત્રી થાય ને અંધકાર ફેલાય ને ચોર વિગેરેનો ભય ઉત્પન્ન થાય તેવી સ્થિતિ આવી પડી છે. સેવ્ય વર્ગ ઇચ્છામાં આવે તેમ ઉત્સૂત્રોની પ્રરૂપણા કરે છે અને કહે છે કે અલ્પ દોષ ને મહા નિર્જરા છે. પ્રભુની ખાતર યા ગુરૂની ખાતર ગમે તેટલી હિંસા થાય તે પાપ થાય પણ એ પાપ નથી, તમે નિડર રહો, તમારા માથે આવશે તો અમે બેઠા છીએ, તે સઘળું ઝીલી લઇશું! આમ કલિકાળના દોષે કરી જેમની મતિ ભરમાઇ ગઇ છે, તેવા સેવ્યો ને સેવકો પોતાની ઇચ્છામાં આવે તેમ વીતરાગકથિત રાજમાર્ગમાં વિહરી રહ્યા છે. ગ્રંથકાર કહે છે કે તેમને ભય નથી આધાકર્મી આહારનો કે ભય નથી ઔદ્દેશિક ભોજનનો; તેઓ તો અગ્નિની જેમ સર્વભક્ષી થઈ રહ્યા છે. તેઓ કહે છે કે અગ્નિમાં ઉધાઈ લાગે તો અમને–જ્ઞાનીને પાપ લાગે! આમ તેઓ બચાવ કરે છે; પણ ગ્રંથકાર કહે છે કે—

अत्रौद्देशिकभोजन जिनगृहे वासो वसत्यक्षमा ।
... ... ... ... ...
... ... ... ... ...
धर्मः कर्महरोऽत्र चेत् पथि भवेन् मेरुस्तदाब्धौ तरेत् ॥ ५ ॥

આવો ધર્મ જો કર્મનું હરણ કરનાર થઈ શકે તો અવશ્ય મેરૂપર્વત પોતે સમુદ્રમાં તરે એમાં આશ્ચર્ય નથી. આધાકર્મી–ઔદ્દેશિક વિગેરે ભોજનનું લેવું, જિનગૃહમાં નિવાસ કરવો, વસતિમાં રહેતા સાધુઓ પર ઇર્ષ્યા કરવી, પૈસાનો સ્વીકાર કરવો × × × × સાવદ્ય આચારનો આદર કરવો, શાસ્ત્રના કથનની અવજ્ઞા કરવી, ગુણી જનો ઉપર દ્વેષબુદ્ધિ રાખવી, આ બધું કરવું તે એ ચૈત્યવાસીઓનો જો ધર્મ હોય તો મેરૂપર્વત સમુદ્રમાં તરી જાય!

આ શ્લોક ઉપરથી સમજી શકાશે કે તે વખતે નિર્ગ્રન્થ નામધારક સાધુઓ પોતાનું જીવન આ પ્રમાણે ચલાવતા હતા. આ ગ્રંથકાર સાધુઓના દરેકે દરેક આચાર ઉપર સખ્ત પ્રહાર કરતાં બીલકુલ ડર્યા નથી. તેમના હિસાબે જિનાલય કે ચૈત્ય ને તેની ભક્તિ એ બરાબર છે, પણ તેને અંગે જે હિંસા અને પોતાનો ઇચ્છિત વિહાર સાધુઓ ચલાવતા હતા, તે આ ગ્રંથકારને ઘણું કઠે છે. એ ગ્રંથના ટીકાકાર વધારે વર્ણન કરતાં એમ જણાવે છે કે તે લિંગધારીઓ સેવકોને એવું સમજાવતા હતા કે પૂર્વે કુબેર ભંડારીને પણ શરમાવી નાંખે એવાં ધનપતિનાં કુળ હતાં, જેઓ શ્રાવકધર્મનું પાલન કરતા હતા. તેઓ પોતે એમ સમજતા હતા કે આપણું ધન સાધુઓ ને ચૈત્ય માટે વપરાય એટલું આપણું છે વા સાર્થક છે; તે સિવાય બીજું બધું નિરર્થક છે. એમ સમજી તેઓ બહુ દાન આપતા હતા, ને દેવગુરૂ વિગેરેને વિષે અપાર શ્રદ્ધાભક્તિ બતાવતા હતા. એટલે સાધુઓ ભોજન નિર્દોષ મેળવી શકતા હતા. પરંતુ આજે એવી સ્થિતિ રહી નથી. દુઃષમ કાળની છાયા જ્યાં ત્યાં પથરાણી છે. વળી દુષ્કાળનું સામ્રાજ્ય લોકો ઉપર ચાલી રહ્યું છે. સ્વરાજ્ય તથા પરરાજ્યના અગણિત ઉપદ્રવોથી શ્રાવકનાં કુળ અલ્પ ને દરિદ્ર થતાં જાય છે. આ ઉપરાંત શરીર સામું જોઇએ તો સંહનન (શરીરબળ) પણ ઘટતાં જાય છે. એટલે સાધુવર્ગને માટે નિર્દોષ અન્નજળ મેળવી સંયમયાત્રાનો નિર્વાહ કરવો ઘણો કઠીન છે. માટે

તીર્થનો ઉચ્છેદ ન થાય ને સાધુસંસ્થા ચાલુ રહે એ હેતુ સાચવવા શ્રદ્ધાળુ શ્રાદ્ધવર્ગ સાધુ નિમિત્તે ભોજન તૈયાર કરે તો તેમાં કાંઈ અડચણ નથી. ખરેખર, સાધુવર્ગને એ ભોજનપાન સંયમમાં ઉપષ્ટંભ —આધારભૂત થાય છે. આમ કરવાથી સાધુજન સર્વ જગ્યાએ સંયમની રક્ષા કરે છે ને આત્માની પણ રક્ષા કરે છે. પરિણામે તે સાધુઓ પાપથી મૂકાય છે ને શુદ્ધ થાય છે, પરંતુ તે અવિરતિમાં જતા નથી. વસ્તુ એ છે કે આ પ્રમાણે તે સાધુઓ સેવકોને સમજાવી પોતાનું જીવન ચલાવતા હતા, પણ ત્યાગ ઉપર થોડો પણ ભાર આપતા નહિ. પોતાના જીવનને કસોટી ઉપર ચડાવવા ખુશી બતાવતા નહિ. આજે પણ જૈન દર્શનમાં આવી વ્યવસ્થા ચાલી રહી છે. પછી જૈન ત્યાગી જીવન કેવી રીતે ઉજ્જ્વલતામાં આવી શકે? વળી તે સાધુઓની ચાલબાજીઓથી પણ વધારે આગળ ધપતી હતી. તેઓ કહે કે તમારૂં કાર્ય શું છે, તે તમે જુઓ, તમારે તો માત્ર યતિવર્ગ સુખી કેમ થાય તે જોવાનું છે. શાસ્ત્રો પણ કહે છે કે અલ્પ દોષ એટલે હિંસા થાય તે નજીવી છે, પણ સાધુઓને તૃપ્તિ થાય એ મહાનિર્જરા છે. શ્રાવકવર્ગને તે વખતે આ સાધુવર્ગ એમ સમજાવતો હતો.

**ચૈત્યમાં રહેવાના લાભો બતાવનારી દલીલો**

વળી તે વખતે લિંગધારી સાધુઓ જિનગૃહમાં—ચૈત્યમાં રહેવાનું પસંદ કરતા હતા. તેઓ એવી દલીલ શ્રાવક આગળ લાવતા હતા કે આજે ઉદ્યાનમાં રહેવાની ક્યાં અનુકૂળતા છે? વા વસતિમાં એવો વાસ પણ ક્યાં છે? ધારો કે ઉદ્યાનમાં રહીએ, પરંતુ ત્યાં આમ્રનાં ઘણાં વૃક્ષો હોય છે, કોયલ આમ્રના અંકુરો કે મહોર ખાઇ મધુર સ્વર ઉત્પન્ન કરી જયારે ગાન કરે છે, ત્યારે સહજે ત્યાં રહેતા મુનિઓને કામોદ્દીપના થઇ આવે છે, અથવા ત્યાં ઘણા સુગંધિત માલતી, બકુલ વિગેરેના વશ કરેલા પવનો વાતા હોય છે, તેથી પણ મનુષ્યનાં મન આનંદ લેવા ચાહે છે. વળી ત્યાં ક્રીડા કરવા ઘણા કામી પુરુષો ને કામિનીઓ આવતાં હોય છે, તેમનાં છૂટછાટ ભરેલાં આહાર—વિહાર

–આચારો વિગેરે જોવામાં આવે છે, તેથી પણ મુનિજનોના મનમાં અનેક પ્રલોભનો અને લાલચો ઊભાં થાય છે. આથી મુનિજને ઉદ્યાનમાં વાસ કરવો ઇષ્ટ નથી. આમ તે સાધુઓ પોતાનો પક્ષ મજબૂત કરી એમ કહે છે કે આ કાળમાં ચૈત્ય–જિનના ગૃહમાં રહેવું તે સૌ કરતાં સુખાવહ છે. જે ચૈત્ય બનાવવામાં આવ્યાં છે, તે સાધુઓના નિમિત્તે નથી જ, એટલે સાધુઓ ત્યાં રહે તો આધાકર્મ, ઔદ્દેશિક વિગેરે દોષો જે મકાન નિમિત્તે લાગે છે, તે તેમને બીલકુલ લાગતા નથી. વળી તેઓ કહે છે કે સાધુઓ જો ચૈત્યમાં રહે તો ચૈત્ય–જિનભવન–ની વ્યવસ્થા પણ સારી રહે છે. પહેલાં લોકો બહુ સુખી હતા ને વળી તેઓ દેવગુરુના બહુ ભક્તિકારક હતા, તેથી તે લોકો જિનભવનને સારી રીતે સાચવતા હતા; આજે શ્રાવકો તેવા ભક્તિકારક નથી, એટલે સચવાતાં નથી. અમે છીએ તો તેનું રક્ષણ –સંભાળ બરાબર થાય છે. માટે એમાં અમે રહીએ તેથી કાંઇ નુકશાન નથી, બલ્કે બદલામાં અત્યંત લાભ છે. શ્રાવકવર્ગ કેટલોક ગરીબ છે તે સંભાળ લેઈ શકતો નથી, જિનમંદિરો જીર્ણશીર્ણ થઈ જાય છે તે માટે ગરીબાઇને લીધે તેઓ કાંઈ કરી શકતા નથી, પણ જે વર્ગ ઘણો સુખી ને શ્રીમંત છે, તેને પણ ચૈત્ય સંભાળવાની ચિંતા નથી. તેઓ ધનની ઋદ્ધિમાં ગર્ક થઇ ગયેલા હોવાથી વેશ્યાઓ, નૃત્ય કરનારીઓ ને ગાનારીઓના સુખમાં તરબોળ થઇ રહ્યા હોય છે. વેશ્યાઓ અંગોપાંગોને સુશોભિત કરીને પૈસાદારોને લાલચોમાં નાંખતી હોય છે, ને તેમાં જ જેઓ પોતાનો સર્વ વખત ગાળતા હોય છે, તેઓ ક્યાંથી ધર્મ કરવા નિવૃત્ત થાય? વા ક્યાંથી એ જિનમંદિરોને ઉદ્ધારવા આવે? અર્થાત્ જેઓ ઘણા સુખમાં રમી રહ્યા છે અથવા મોટા રાજા લોકોની સેવામાં ડૂબી રહ્યા છે, તેઓ કદી આ વસ્તુ સામું જોવાના નથી; એટલે અમે જે આ ચૈત્યમાં રહીએ છીએ તે સર્વ રીતે ઇષ્ટ છે. જેઓ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરનારા છે ને જેઓ વિદ્વાન છે, તેઓ અવશ્ય

સમજી જશે કે અમે જે કરીએ છીએ તે બરાબર છે, એટલું જ નહિ પણ તેથી તીર્થનો ઉચ્છેદ નહિ થાય, જો જિનભવનો હશે તો જ આ તીર્થ રહેશે, ને અમે હોઇશું તો જ જિન ભવનો રહેશે. ઉપર કહી ગયા પ્રમાણે અમારા વિના જિનભવન કોઇ સંભાળનાર નથી જ. આ પ્રમાણે ચૈત્યમાં રહેવા માટે તે વખતના લિંગધારીઓ પોતાની બાજુની દલીલો આપતા હતા. પરંતુ આ બધી દલીલો 'સંઘપટ્ટક' કારને રૂચતી જ ન હતી. તેમને આ બધું ઉપજાવી કાઢેલું ને સદાચાર વિરૂદ્ધ લાગતું હતું. શીખામણ આપનાર તો પોતાથી બનતું કરે, પણ શીખામણ લાગવી કે ન લાગવી તે તો તેમની પ્રકૃતિનો વિષય રહ્યો.

હવે ત્રીજું કારણ લિંગધારીઓ કેવું બતાવે છે, તે જુઓ. લિંગધારીઓ કહે છે કે ચૈત્યમાં ન રહીએ ને વસતિમાં–લોકોના ગૃહ–માં રહીએ તે પણ સારૂં નથી. કારણ એ છે કે લોકોના ગૃહે સ્ત્રીવર્ગની સાથે સહજે અથડામણ થાય. તેનો અવાજ કર્ણમાં જાય કે તુર્ત રાગ ને મોહનો પ્રાદુર્ભાવ થાય, એટલે બ્રહ્મચર્યવ્રત કે જે સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ છે, તેની એકદમ હાનિ થાય; એ સ્ત્રીઓનો મધુર સ્વર કાનને જ મુગ્ધ કરે છે, એટલું નથી, પણ એ સ્ત્રી-વર્ગનું સૌંદર્ય આંખના વિષયને હચમચાવી મારે છે. પૂર્વે જેણે ભોગો અનુભવ્યા છે, તેને એ વસ્તુનું એકદમ સ્મરણ થઈ આવે છે, અને જેણે એ વિષયો અનુભવ્યા નથી, તેને કૌતુક ખાતર વિષયોપભોગની ઇચ્છા થાય છે. અથવા સાધુજનનો સ્વર પ્રિય ને મધુર હોય તો એ ગૃહમાં રહેનારી સ્ત્રીઓ એકલી હોય ને પ્રિયથી વિરહિત હોય તો કામાતુર થઈ સાધુઓમાં લલચાય છે. તે કામક્રીડા કરવાને સાધુઓને આમંત્રણ આપે છે. એ વિરહિણી ામુકાઓ સુખ ભોગવવાને ગમે તેમ પ્રયત્ન કરે છે. છેવટે બ્રહ્મચર્ય વ્રતનો નાશ થાય છે. એટલે સાધુઓએ પરગૃહ–ગૃહસ્થ ગૃહ–માં નિવાસ કરવો એ ઇષ્ટ નથી. આમ વેશધારીઓ પોતાના

બચાવમાં દલીલો લાવે છે ને કહે છે કે આ બધા દોષો જિન-ગૃહમાં રહેવાથી થતા નથી. ચૈત્યમાં ચૈત્યવંદન માટે સ્ત્રીવર્ગ આવે છે, પણ તે થોડો વખત રહી ચાલી જાય છે, માટે હજાર વાતની એક વાત એ છે કે આ કાળમાં સાધુઓને રહેવા માટે અનુકૂળ સ્થાન કોઈ હોય તો માત્ર જિનગૃહો જ છે. જુના વખતમાં લોકોએ બનાવેલા ગૃહમાં મુનિઓ રહેતા હશે, પરંતુ તે વખત આજે રહ્યો નથી.

તે વેશધારીઓની ચોથી દલીલ એ છે કે અર્થ—દ્રવ્યનો સ્વીકાર એ અમારા વિચારે ઇષ્ટ છે. કારણ એ છે કે વર્તમાનકાલ તે પ્રકારનો છે. ગ્લાન અવસ્થા આવી જાય ત્યારે અથવા પર-રાજ્યનો એકદમ ભય ઉત્પન્ન થાય ત્યારે, તેમ દુષ્કાળ વિગેરે પડે ત્યારે, પૈસો ન હોય તો અમને ઘણી મુશ્કેલી પડે. ઔષધ, ભૈષજ્ય, ભોજન વિગેરે સામગ્રી લાવવી ક્યાંથી? ગૃહસ્થ લોકો તો બહુધા કાળદોષે કરી મુનિવર્ગથી દૂર ભાગે છે, અમારી ચિંતા તેમને થતી નથી, તે વખતે પૈસો ન હોય તો અમારી કેવી કમબખ્તી થાય? માટે લોકો ગમે તે માને પણ અમારે પૈસો જોઇએ. તેના વિના અમારે ઘડીભર નહિ ચાલે. યતિઓને પૈસો મેળવવા માટે ચૈત્યો અમૂલ્ય સાધન છે, ને તે દ્વારા પૈસો આવી શકે છે. શ્રાવકવર્ગ ગરીબ થતો જાય છે ને પૈસા વિના દરિદ્રતારૂપી કાદવમાં ખુંચતો જાય છે, તેવા લોકનો ઉદ્ધાર કરવાની આવશ્યકતા છે. પૈસો હોય તો તીર્થની પ્રભાવના થાય, શ્રાવકનો ઉદ્ધાર થાય. આથી જ પુણ્યનું ઉત્પાદન થાય છે, ને તીર્થનો ઉચ્છેદ થતો અટકે છે. વળી તેઓ સુવિહિત સાધુઓને એમ કહે છે કે પૈસો હોય તો બધું છે, તે નથી તો કાંઇ નથી. આ કાળમાં યતિઓએ ઉત્સર્ગ ને અપવાદ એમ બન્ને માર્ગો જાણવા જોઇએ. જે કાળ ઘણો સારો હતો તે વખતે ઘણા સારા ને મોટા પુરુષો હતા ને કુતીર્થિક લોકોનું જોર ઓછું હતું. લોકો સુખે સુખે બહુમાનપૂર્વક ભિક્ષાદિક આપતા હતા.

આજે એ સ્થિતિ રહી નથી. જો આપણે અત્યારે શ્રાવકવર્ગને આપણા કરી રાખીએ તો જ આપણને ભિક્ષાદિકની અનુકૂળતા થાય, ને આપણો માન-મોભો વિગેરે સચવાય. અત્યારે પુરાતન કાળનો દાખલો લેઇએ તો મેળ આવે તેમ નથી. આગમમાં પણ કહ્યું છે કે સંપ્રદાય-ગચ્છની જે સ્થિતિ ચાલતી હોય તેને ઉલ્લંઘે તો અનંત સંસારી થાય છે. એટલે શ્રાવક પણ જો ગુરૂ કરી તેને ત્યજી દે ને બીજા ગુરૂ કરે તો અનંત સંસારી થાય છે. એ વાતને હરિભદ્રસૂરિએ પણ ટેકો આપ્યો છે. તે કહે છે કે જે શ્રાવક, ધન-ધાન્ય, સ્વજન-પરિજન, વિગેરેથી સહિત હોય તે ગુરૂને અર્પણ થાય તો ગુરૂ તે શ્રાવકનો સ્વીકાર કરે, કારણકે શ્રાવક સુખી હોય તો ગુરૂનું પણ માહાત્મ્ય છે ને? શ્રાવક જો પોતાના ગુરૂ જાણે ને તેમના ઉપર પ્રેમભાવ લાવે તો ગુરૂ પણ શ્રાવક ઉપર પોતાનો મમત્વભાવ બતલાવે. આમ વેશધારીઓ પોતામાં સાધુપણું માનતા ને શ્રાવકોને પોતાના કરી રાખતા હતા. તાત્પર્ય એ છે કે તેઓ તેમ કરવાથી પોતાનો અર્થ સાધતા હતા ને મોક્ષનો માર્ગ પણ બતાવતા હતા!

આમ વેશધારીઓ ચૈત્યનો આશ્રય લેઇ પોતાના જીવનનું સાર્થક્ય સમજતા ને રાજા લોકોએ આપેલા સિંહાસન પર બેસી ધર્મદેશના આપતા. ગણધર દેવોની સરખામણીમાં તેઓ પોતાને ગણતા હતા. તેઓ એવો દાખલો આપતા હતા કે દશ પૂર્વધર વૈર સ્વામી એક વખત વ્યાખ્યાન આપવા બેઠા હતા, તેમની વ્યાખ્યાનલબ્ધિ સર્વ કરતાં સારી હતી, પણ રૂપસંપત્તિ ન હતી. ત્યારે વ્યાખ્યાનમાં બેસનાર રાજાની રાણીઓએ રૂપ ન હોવાની ટીકા કરી. તેથી બીજા દિવસે વૈર સ્વામીએ પોતાના શરીરને બને તેટલું સુંદર બનાવીને સુવર્ણમય આસન ઉપર બેસી સમાજમાં પ્રભાવ પાડવાને વ્યાખ્યાન આપ્યું. આથી એ પણ વાત તેઓ પોતાના પક્ષમાં લાવે છે કે આચાર્યોએ ગાદી કે ઉંચા આસન ઉપર બેસી વ્યાખ્યાન આપવું, એ એક પ્રવચન પ્રભાવનાનું અંગ છે.

તે વખતે વેશધારીઓ આમ પોતાની પ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા. આજે આ વાતનો ખ્યાલ સમાજને નહિ આવે પરંતુ સંઘ-પટ્ટક ને ટીકાકાર જે વિષય આપણને સમજાવી રહ્યા છે તેમાંથી સમજાવવા આ થોડો પ્રયત્ન કર્યો છે. 'સંઘપટ્ટક' કારના કથન પ્રમાણે આ લોકો સાવદ્યાચારની પ્રવૃત્તિ આ પ્રમાણે કરતા હતા. કાળનું કેટલું બધું બળ છે, કે તેમાંથી સત્યમાર્ગની અન્વેષણા એકદમ ચાલી ગઈ હતી. શ્રીમાન્ મહાવીરનો ક્યાં ઉચ્ચ દૈવી સિદ્ધાંત, ને ક્યાં આ લોકોની સ્વચ્છંદભરેલી વર્તના? આજે પણ જોઇ શકાશે કે આચાર્યવર નામ ધરાવી વા વ્યાખ્યાન-વાચસ્પતિ જેવાં બિરુદ વળગાડી, સાધુઓ પોતાના માટે અગણિત ખર્ચો કરાવી મોટા ઉપાશ્રયો બંધાવી રહ્યા છે, ને ગમે તેવા આરંભ સમારંભ કરાવવા છતાં પોતાને શ્રી મહાવીરના પટ્ટધર જણાવી રહ્યા છે. એ કલિકાળનો પ્રભાવ આજે પણ ઝાંખો પડયો નથી. મહાવીરના નામે ગમે તેવો ઉપદેશ આપવા તેઓ બહાર આવતા હોય, પરંતુ શારીરિક સ્વાર્થ માટે ને પોતાની કીર્તિ પ્રસરાવવા માટે ગમે તેટલો ભોગ આપવો પડતો હોય તોપણ તેઓ પાછા હઠતા નથી. ગ્રંથકારના કથન પ્રમાણે પૂર્વ ચરિત્રો જ્યારે વાંચીએ છીએ ત્યારે આજના સેવકો પાસે સેવ્યો શું કાર્ય કરાવી રહ્યા છે, તે પણ આંખ તળે આવી જાય છે.

આટલો વિષય ચર્ચીને છેવટે ગ્રંથકાર કહે છે કે જો આવો ધર્મ જીવના ઉદ્ધારનો રસ્તો કરતો હોય તો દરિયામાં મેરૂપર્વત અવશ્ય તરી શકે; પરંતુ જેમ મેરૂપર્વત દરિયામાં તરે એ અસંભવિત છે તેમ આવા લોકોનો દર્શાવેલો ધર્મ જીવને તારી શકે એ બનવું અસંભવિત છે.

**હિંસાયુક્ત ભોજન**

હવે ગ્રંથકાર એ વાત કહે છે કે તે વખતે યતિ નામ ધરાવનાર વેશધારીઓ કેવા નિર્દય હતા. આજે પણ આવું વર્તન સાધુવર્ગ ચલાવી રહ્યો છે, તેઓએ આ શ્લોક પરથી ધડો લેવો જોઇએ.

श्रीकैलाससागरसूरि ज्ञानमन्दिर
द्वारा सप्रेम भेट ता- ........

षट्कायानुपमृद्य निर्दयमृषी नाधाय यत्साधितं ।
शास्त्रेषु प्रतिषिध्यते यदसकृन्निस्त्रिंशताधायि यत् ॥
गोमांसाद्युपमं यदाहुरथयद् भुक्त्वा यतिर्यात्यधः ।
तत्को नाम जिघित्सतीह सघृणः संघादिभक्तिं विदन् ॥६॥

ગ્રંથકારના હૃદયમાં જે દુઃખ ઉત્પન્ન થાય છે તે આ શ્લોક ઉપરથી સમજી શકાય છે. તેમનું કથન એ છે કે કયો પુરૂષ એવો દયાળુ કહેવાય કે જે સાધુ સાધ્વી નિમિત્તે કરેલ ભોજન પોતે જાણતો છતો લેવાને ઇચ્છા રાખે? અર્થાત્ લેવાની ઇચ્છા રાખે તો તે સાધુ નહિ. ઋષિજનોનો ખ્યાલ બાંધી દયા વિના ને તદ્દન નિઃશંકપણે છકાય જીવની હિંસા કરી ગૃહસ્થોએ જે ભોજન બનાવ્યું છે, વળી જે ભોજન લેવું શાસ્ત્રોમાં અનેક વાર નિષેધ કરાયું છે, તે ભોજન લેતા મુનિજનને માટે ગોમાંસની ઉપમા આપી છે; અથવા વિષ્ટા કે જે મદિરા તુલ્ય છે; એવું ભોજન જો જમવામાં આવે તો યતિજન અધઃસ્થાનમાં જાય છે. એવું ભોજન મુનિજનોથી લેઈ કેમ શકાય? આ શ્લોકમાંના કથન પ્રમાણે તે વખતે મુનિવર્ગ માટે ગૃહસ્થો છકાયની હિંસા કરી ભોજન આપતા હશે, ને આ વેશધારીઓ લેતા હશે, તેથી ગ્રંથકારે ભોજન કરનાર સાધુવર્ગ ઉપર ચાબુક ચલાવ્યો છે. પણ ગ્રંથકારે જાણવું જોઇએ કે એ ચાબુક લાગે કોને? શરીર ઉપર અગણિત ગોદડાં ઓઢયાં હોય તો તેને એ ચાબુકની અસર થાય ખરી કે? આજે સેવ્ય ને સેવકવર્ગમાં અગણિત હિંસા કરી આપવાની ને લેવાની પ્રવૃત્તિ ચાલુ છે. તેમને મન એ ગોમાંસ તુલ્ય લાગે તો એ પ્રવૃત્તિ ન કરે, પરંતુ શ્રાવકવર્ગને તેઓ એવી રીતે ઉશ્કેરે છે ને એવા ઉચ્ચ સ્થાનમાં જવાની લાલસા બતાવે છે કે ગમે તેટલું પાપ થતું હોય તોપણ શ્રાવકવર્ગ ભોજન તૈયાર કરી આપતાં ડરતો નથી. 'સંઘપટ્ટક'કાર ગમે તેટલી બૂમો પાડે, પરંતુ એમના કથનની સામું જુએ છે કોણ?

**શિષ્યો મુંડવાનો ધંધો**

તે વખતે કેવી કેવી હીલચાલ ચાલતી હતી તે ઉપર ગ્રંથકારે જુદા જુદા વિષયો ઉલ્લેખી શ્લોકો બનાવ્યા છે. તે વખતે વેશધારીઓ પોતાની પાછળ વંશ રાખવા માટે શિષ્ય-પ્રશિષ્યોને મુંડી નાખતા હતા તે રીતિ કેટલી ખરાબ હતી તે આ ગ્રંથકારના કથન ઉપરથી સમજાય છે. એ રીતિ આજે પણ ચાલુ છે. એ રીતિનો ઉચ્છેદ થયો નથી, તેમ તેમાં સુધારો પણ થયો નથી.

निर्वाहार्थिनमुज्झितं गुणलवैरज्ञातशीलान्वयं ।
तादृग् वंशज तद्गुणेन गुरुणा स्वार्थाय मुंडीकृतम् ॥
यद् विख्यातगुणान्वया अपि जना लग्नोग्रगच्छग्रहा ।
देवेभ्योऽधिकमर्च्चयंति महतो मोहस्य तज्जृंभितम् ॥१२॥

ગ્રંથકાર કહે છે કે આ કેવો વિશાળ મોહનો મહિમા છે કે જગતમાંથી મુક્ત થઈ સાધુ થયા પણ આંતરે સ્વાર્થવૃત્તિ છૂટી નહિ. ગમે તેમ કરી ગમે તેને મુંડી નાંખવો એનો અર્થ શો? આમ છતાં આવા લોકોને દેવો કરતાં પણ અધિક માન આપે છે, એ એમની કેટલી યોગ્યતા? આજે યતિ નામધારક સાધુઓ, પોતાના શિષ્યો કરવા જેને તેને મુંડી નાંખે છે, ને તેમ કરતાં કોઈ પણ સગાં સ્નેહીઓને જાણ કરતા નથી, એ તેમનું કેટલું બધું શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ છે? યતિવર્ગમાં આવો કુચ્છંદ કૈં વખતથી ચાલ્યો આવે છે. તે દુઃખથી રીબાઈ આ શ્લોક મૂકવામાં આવ્યો છે કે, જેને માત્ર પેટ ભરવાનું એક પ્રયોજન છે ને ગુણનો થોડો પણ ભાગ જેનામાં નથી એટલે સંસારથી છૂટવાની થોડી પણ ઇચ્છા નથી, જેનામાં ક્ષમાદિ ગુણ નથી, વળી જેનો વંશ પણ જાણવામાં નથી, વંશ કે ગુણ જેમ શિષ્યમાં નથી તેમ ગુરૂમાં પણ નથી, એવા ગુરૂએ એવા શિષ્યને દીક્ષિત કર્યો, તે કેવળ પોતાની સેવા માટે કર્યો હોય છે. આવા શિષ્યોને, જેના વંશ ને ગુણો સારા છે એવો ભક્ત વર્ગ દેવ કરતાં અધિક માની પૂજા કરે છે; ગ્રંથકાર કહે છે કે 'લગ્નોગ્રગચ્છગ્રહા.'

જેઓને પોતાના ગચ્છમાં ને ગુરૂમાં અત્યંત માનનો આગ્રહ છે, તેઓ આવા શિષ્યોની દેવો કરતાં અધિકતા માની પૂજા કરે છે. ગ્રંથકાર કહે છે કે, અહો! જુઓ તો ખરા, કેવું આ ખોટા મોહનું બગાસું છે, કે મોટા દેવ જેવા સમર્થ પુરૂષો આવા શિષ્યોના મોહમાં તણાઈ રહ્યા છે! જેના વંશનું ઠેકાણું નથી, તેમ ગુણની કાંઈ પણ સંપત્તિ નથી, છતાં શું જોઈ તેઓ શિષ્યોમાં ડૂબી ગયા? સેવકવર્ગ ધર્મને બહાને ગુરૂદેવ સમીપે હાજી હાજી કરવામાં કેવી તાબેદારી ઉઠાવે છે? તેની ખાતર અઢળક પૈસો વેરે છે, જૂઠું બોલે છે, ચોરીઓ પણ કરે છે ને કરાવે છે. આ મોહનું બગાસું નહિ તો બીજું શું? સેવકો કહે છે કે 'આપણા ગુરૂ ગુણી છે કે નથી તેનો વિચાર ન કરવો; આપણે તો આપણને મોટા પુરૂષો જે હુકમ કરે તે માન્ય કરવો જોઇએ. આપણામાં થયેલા સર્વ લોકોએ એમને ગુરૂ માન્યા છે, માટે આપણે નવી પરીક્ષા કરવાની આવશ્યકતા નથી. આપણે કાંઈ તેમના કરતાં વધારે ડાહ્યા નથી. આપણા પૂર્વજો જેમ કરતા આવ્યા છે, તે પરિપાટીએ આપણે ચાલ્યા જવું. આપણે ગુરૂનો ત્યાગ કરવો જોઇએ નહિ. ગમે તેમ હોય પણ આપણા તે ગુરૂ છે.' આમ જેમને ગચ્છનો આગ્રહ છે, તેઓ હમેશાં આ પ્રમાણે ગુરૂને વળગી રહે છે, ને તેમની પૂજા કરે છે.

**અંધ પ્રણાલિકાનું અનુસરણ કરનારા લોકો**

વસ્તુ એ છે કે ધર્મને ઓઠે સમાજનું આવું જીવન કેટલાક વખતથી ચાલ્યું આવે છે. આજે તેજ પ્રણાલિકા નદીના પાણીની જેમ ચાલુ છે. એ પ્રણાલિકા ખોટી છે ને સારી નથી તો એ પ્રણાલિકાને સુધારી લેવી જોઇએ, એ વૃત્તિ સેવકવર્ગમાં હજુ સુધી ઊભી થઈ શકતી નથી. ગોસાંઈ ગુરૂ વર્ગમાં કંઈ વખતથી અંધાધુંધી ચાલતી હતી, એ વસ્તુને સેવકવર્ગ અપનાવી લેતો હતો, પણ મુંબઇમાં કરસનદાસ મૂળજી ભાટીઆ મંડળમાંથી એ વસ્તુને

સુધારવા બહાર આવી ઊભા રહ્યા. એમ સુધારવાને કોઈ પણ તૈયાર થાય તો કાંઈક પણ અંશે સુધરવા પામી શકે. આજનો ગુરુવર્ગ સેવકો ઉપર માન્ધાતાત્વ અજમાવી રહ્યો છે, ને તીક્ષ્ણ વાક્‌બાણોથી સેવકોના હૃદયને વીંધી રહ્યો છે. તથાપિ સેવકસમાજ એ દુઃખથી મુક્ત થવા થોડું પણ બગાસું ખાવા સળવળતો નથી. આવી સ્થિતિ તે વખતે ચાલતી હતી ને આજે પણ ચાલે છે. આવી સ્થિતિ શા આધારે થઈ છે એ સમજવું ગહન વિષય છે, તથાપિ લિંગધારીઓ તેમના સેવકો ઉપર જે દબાણ લાવી રહ્યા છે, ને જે સત્તા ભોગવી રહ્યા છે, તે જાણી તેને અંગે ગ્રંથકાર એક વધુ શ્લોક મૂકે છે.

यैर्जातो न च वर्द्धितो न च न च क्रीतोऽधमर्णो न च ।
प्रागदृष्टो न च बांधवो न च न च प्रेयान्न च प्रीणितः ॥
तैरेवात्यधमाधमैः कृतमुनिव्याजैर्बलाद् वाह्यते ।
न स्योतः पशुवज्जनोयमनिशं नीराजकं हा जगत् ॥१६॥

ગ્રંથકાર કહે છે કે આ લોકોએ સેવકોને શું કર્યું છે તે સમજી શકાતું નથી કે જગત્ શું રાજા વિહીન છે? આ લોકોએ (વેશધારીઓએ) આ શ્રાવકોને જન્મ આપ્યો નથી, તેમ નથી તેમણે તેમને મોટા કર્યા, નથી તેમણે તેમને વેચાતા લીધા, તેમ શ્રાવકો તેમના દેવાદાર નથી; તે શ્રાવકોએ તેમને પૂર્વે જોયેલા નથી; તેમનાં સગાં સ્નેહીઓ નથી. એ લિંગધારીઓના મૈત્રી આદિ સંબંધવાળા શ્રાવકો પણ નથી; તેમ તેમને જ્ઞાનદાન આપી સંતુષ્ટ કર્યા હોય તેમ પણ નથી. છતાં વેશધારીઓ શ્રાવકોને બળદની જેમ પોતાની ઇચ્છા પ્રમાણે ઘસડી રહ્યા છે. આ જગત્ જાણે ધણી વિનાનું છે, જેનો ઉપરી રાજા જોઇએ, તે છે જ નહિ. રાજા હોય તો તે દુષ્ટ લોકોને શિક્ષા કરી ઠેકાણે લાવે, પરંતુ આવી વ્યવસ્થા આજે છે નહિ. રાજા વિના રાજ્યમાં જેમ શત્રુઓ તથા ચોરો ઉપદ્રવ કરે છે, ને સંકટો ઊભાં કરે છે, તેમ આ કાળમાં જ્ઞાની ને પુરૂષસિંહ જેવા નરને અભાવે

લિંગધારીઓ સેવક સમાજ ઉપર પોતાની નિરંકુશ વ્યવસ્થા ચલાવી રહ્યા છે. શ્લોકમાં એ વેશધારીઓને અધમાધમ વિશેષણ એ હેતુ માટે આપ્યું છે કે તેઓ લોકમાં ને લોકોત્તરમાં ઘણા નિંદિત કાર્ય કરતી સાધ્વીઓની શુશ્રૂષા—સેવા કરવાની પ્રવૃત્તિ કરે છે, દેવ-દ્રવ્યનું ભક્ષણ કરે છે, સુવિહિત આચારનો નાશ કરે છે, ને લોકોમાં ઉહાપોહ થાય એવી અનેક પ્રવૃત્તિ કરે છે. વળી એ લોકો જગતમાં અમે જ સાધુ છીએ એવું કહી લોકો ઉપર પોતાના મુનિપણાનો વિશ્વાસ બેસારે છે. લોકો ઘણા ભોળા હોય છે. તેઓ સમજી શકતા નથી કે આ લોકો સાવ ખાલી છે, આપણને ઠગીને ઉદરંભરી કરવાની આ બધી તેમની પ્રવૃત્તિ છે. ટીકાકાર કહે છે કે તેઓ ઉપરથી શાંત દેખાય તેમ કરે છે. વળી કોઇ માસ સુધી ઉપવાસાદિ પણ કરે છે. વળી તેઓ જાણે કોઇ સુવિહિત (સારા સાધુ) હોય તેવું આચરણ કરે છે. લોકોના દિલમાં વિશ્વાસ લાવવા અનેક જાળો તેઓ ઊભી કરે છે. આથી લોકો તેમને સુવિહિત—સારા સાધુ માની લે છે; પરંતુ વસ્તુતઃ તેમનાં આચરણો અંદરથી ઘણા જ સ્વાર્થી ને ભૂડાં હોય છે. એ વસ્તુને વધારે સમજાવવા માટે ગ્રંથ એ વિષયને લગતો શ્લોક મૂકે છેઃ

किं दिग्मोहमिताः किमंधबधिराः किं योगचूर्णीकृताः ।
किं दैवोपहताः किमंगठगिताः किं वा ग्रहावेशिताः ॥
कृत्वा मूर्ध्निपदं श्रुतस्य यदमी दृष्टोरुदोषा अपि ।
व्यावृत्तिं कुपथाज्जडा न दधते ऽसूयंति चतत्कृते ॥१७॥

ગ્રંથકાર કહે છે કે સમજી શકાતું નથી કે આ લોકોને થયું છે શું? એ લોકોને દિશામૂઢતા થઇ હશે શું? વા, તેઓ અંધ કે બહેરા છે શું? વા તેઓ ઉપર યોગનો કે ચૂર્ણનો પ્રયોગ કર્યો હશે? કે દૈવથી તેમની બુદ્ધિ હણાઇ ગઇ હશે? વા તેઓ શાથી ઠગાઈ રહ્યા હશે વા કોઇ ગ્રહના આવેશમાં આવી રીતે અવ્યવસ્થિત થઇ ગયા હશે શું? વેશધારીઓ પોતાના સઘળા દોષો જાણવા

છતાં શાસ્ત્રોને પોતાના પગ તળે કચરીને ચાલે છે. પોતે જડ જેવા કુપથ–ખોટા માર્ગથી નિવૃત્ત થતા નથી ને જેઓ નિવૃત્ત થાય છે, તેમના ઉપર ઉલટા અસૂયા (ઇર્ષ્યા) કરે છે. લોકો દિગ્મૂઢ, અંધ કે બહેરા હોય તો માની શકાય કે બીચારાઓ શું કરે, તેમની ઇન્દ્રિયોમાં ખોટ છે; પણ તેમ નથી. ત્યારે એમ લાગે છે કે આ લોકોએ આ સેવકો ઉપર વશીકરણ કર્યું છે કે શું ? ઘણી વખત નેત્રાંજન થવાથી લોકો તેમને જ જુએ છે, વા મસ્તક ઉપર વાસક્ષેપ નાંખ્યો હોય કે કોઈ ભભૂતિ નાંખી હોય તો મનુષ્ય તેના વિના રહી શકતો નથી; તો શું તેમને ચૂર્ણાદિનું આસ્વાદન કરાવી બહેકાવી નાંખ્યા છે? વા પગ ઉપર લેપ કર્યો હોય તો અવશ્ય મનુષ્ય ત્યાં ખેંચાઈ જાય છે. કોઇ ધૂર્ત મનુષ્યો આવા પ્રયોગો વિધેય (શિષ્ય) ઉપર કરે છે, તેથી તે વિધાયક (વશ કરનાર) ગમે તેવો ખરાબ હોય તોપણ શિષ્ય તેને જ જુએ છે. ગ્રંથકાર કહે છે કે આ લોકો પાસે એવી કઈ યુક્તિઓ છે કે લોકો તેનાથી છટકી શકતા નથી?, સેવકોમાં એવી કઈ પ્રતિકૂળતા આવી ગઈ કે તે લોકો સત્ય વસ્તુને સમજી શકતા નથી? શ્રાવકો ચોરની જેમ ન કરવાનું કાર્ય પણ કરે છે. તેમને વશ થવાથી શ્રાવકોએ પોતાની બુદ્ધિનો જાણે કે જાણીને ભ્રંશ કર્યો હોય તેમ તે લોકો તેમની પાછળ ને પાછળ ઘૂમે છે. વળી તેમની પાસે એવા શું મંત્રાદિ પ્રયોગો છે કે તેઓ ગમે તેવાં વિરૂદ્ધ ને શાસ્ત્રને પાછું પાડે તેવાં વચનો બોલે તોપણ સેવકો સત્ય કરી માને છે? તેમને ગમે તેટલું સત્ય કહેવામાં આવે તોપણ તેમને તે સત્ય અસત્ય લાગે છે, ને તેમના ગુરૂનાં વચનો જે અસત્ય છે તે તેમને સત્ય લાગે છે. આટલો પણ વિવેક તેઓ કેમ ભૂલી ગયા છે કે જેથી તેઓ અહિંસા, સત્ય, સંયમ વિગેરે કે જેથી આત્માને આ ભવમાં શાન્તિ મળે ને ભવિષ્યમાં પણ પરમ શાન્તિ મળે, એવો વીતરાગ–તીર્થંકરનો ઉપદેશેલો

ધર્મ તેને મિથ્યાત્વની જેમ અવગણીને ફેંકી દે છે. આમ જો થાય તો શાસ્ત્રોમાં વિધિમાર્ગ ને નિષેધ માર્ગ બતાવ્યો છે તેનું શું સમજવું? આ લોકો આમ સ્વચ્છંદે વર્તે તો વીતરાગની આજ્ઞા ને જ્ઞાનમાર્ગની હાનિ આવી પહોંચવાની. ગ્રંથકાર કહે છે કે આજે તીર્થંકરો ને ગણધરો નથી, પણ તેમના ઉપદેશેલા સિદ્ધાંતો છે, એ આપણે આશ્રય કરવા લાયક છે. જો આપણે એ સિદ્ધાંતોનું પ્રમાણપણું ન સ્વીકારીએ તો પછી ભગવંત તીર્થંકરોનું પ્રમાણ પણ નહિ હોવાનો પ્રસંગ આવશે; ને એમ થશે તો રજોહરણ મુખવસ્ત્રિકા વિગેરે વેશનું પરિધાન કરવું તેનો અર્થ ક્યાં રહ્યો? જો વીતરાગની આજ્ઞામાં વર્તવાની ઇચ્છા નથી તો પછી આ વેશને રાખવો એ ફોકટ છે અથવા લોકોને ઠગવા માટે છે એવો અર્થ થશે. સુખની ઇચ્છાથી મરજીમાં આવે તેમ વર્તવું એ વીતરાગના માર્ગનો નાશ કરવા બરાબર છે. આશ્ચર્ય તો એ છે કે લાભ લેવા જતાં મૂલ ધનનો નાશ થાય છે.

### જિનબિંબનું રાત્રિસ્નાન

'સંઘપટ્ટક' ના ૧૮ મા શ્લોકમાં એ વિષય કહ્યો છે કે જિન-બિંબનું રાત્રિમાં સ્નાન કરવાની પદ્ધતિ લોકોએ પકડી છે, તેનો હેતુ એ છે કે લોકો એ બહાને વિષયમાં વધારે પ્રવૃત્તિ કરે. રાત્રિમાં આવી પ્રવૃત્તિ કરવી એ જિનાગમ પ્રમાણે કોઇ રીતે ઘટતી નથી, તથાપિ જેઓ કરે છે તેમના દિલમાં વિષયની અભિલાષા હોય છે. જેઓ તેમાં ભાગ લે છે, તેઓ બહુધા સ્ત્રીઓ હોય છે. સ્નાત્ર દેખવાને મિષે આવેલી ઇચ્છિત સ્ત્રીનો સમાગમ થશે એવી આશા સેવતા જે લોકો ત્યાં આવે છે તે નટ વિટ ચેટક વિગેરે હોય છે. આખા શ્લોકમાં ને તેની ટીકા કરનારે રાત્રિસ્નાત્ર કરવા વિષે જે વિવેચના કરી છે, તે વાંચતાં વાચક વર્ગને સહજે ક્ષોભ થાય એવું એ વખતનું વર્ણન સમજાવ્યું છે. આ ઉપરથી કોઇ પણ ઇતર દર્શની વાચકને એવો ખ્યાલ આવી શકે કે શું આ જિનબિંબની ભક્તિ છે કે વિલાસભવનમાં

વસવાની પ્રણાલિકા છે? શું આ કરવાથી ભવનો ઉચ્છેદ થવાનો છે કે ભવસંતતિની શૃંખલા વધે છે? ગ્રંથકાર વૈષ્ણવ માર્ગમાં થતી ભક્તિને પણ ફીક્કી પાડે એવી ભક્તિમાં તરબોળ થતાં નરનારીને ભગવંતની ભક્તિ કરવામાં લીન બતાવ્યા છે.

'સંઘપટ્ટક' કારને જિનબિંબ સ્નાત્ર ને તેની ભક્તિ વિગેરેમાં ઘણો પ્રેમ છે, પણ રાત્રિમાં જે પ્રવૃત્તિ થાય છે ને તેને નિમિત્તે જે લોકો આનંદ લૂંટે છે, તે પ્રતિ તેમનો ધિક્કાર છે. લોકો તો બચાવ કરે છે કે અમે જે કરીએ છીએ તે શાસ્ત્રોક્ત છે કારણકે તીર્થંકરનો જન્મ રાત્રિમાં થયો હતો ને ઇંદ્રો અને દેવોએ રાત્રિએ જ એ બધી ક્રિયાઓ કરી હતી, એટલે અમે તેમની પાછળ જે કરીએ છીએ તેમાં કાંઇ ખોટું કરતા નથી. મોટા પુરૂષો જે આચરણ કરે છે તે પ્રમાણે અમે કરીએ છીએ. એ હેતુ માટે રાત્રિમાં સ્નાત્ર (સ્નાનાદિ ક્રિયા) કરવામાં કાંઇ બાધ-દોષ નથી. આમ લોક તરફનો ઉત્તર અને ગ્રંથકારનો વિરોધ એ બન્ને વિષે ઘણું વિવેચન છે. માત્ર અત્ર કહેવાનો આશય એ છે કે ગ્રંથકારને લોકપ્રવૃત્તિમાં ઘણો વિરોધ લાગ્યો છે, તે ઉપરથી તેમણે શ્લોકમાં ને વિવરણમાં લિંગધારીઓને પુષ્કળ ઉઘાડા પાડ્યા છે. પરન્તુ લોકરૂચિ એવી છે કે હંમેશાં જ્યાં નમતું હોય છે, ત્યાં જ લોકનું દિલ ઠરે છે. લોકને જવાની રૂચિ હોય ને શાસ્ત્રની આજ્ઞા મળે તો પછી તેમને બીવાનું ક્યાં રહ્યું? સૌ કોઇની ઇચ્છા વર્તમાન સુખની છે, પણ ધર્મનું ધોરણ-પાટીઉં મનુષ્ય ઉપર લટકાવવામાં આવ્યું છે એટલે મનુષ્ય એ પાટીઆનો વિરોધ ન થાય ને પોતાની ઇચ્છાને પ્રતિકૂળતા ન આવે એમ કરી વચલો માર્ગ શોધે છે. હૃદયમાં જો વિચાર ને સત્ય જ્ઞાન હોય તો સૌ કોઇ સમજે છે કે મનુષ્યે કયા ધોરણે ચાલવું જોઇએ.

**રાત્રે નાંદ માંડવામાં દોષ**

ટીકાકાર કહે છે કે "नंदिविधानमपि रात्रौ महादोषं तथा हि

दीक्षायर्थं हि नंदिकरणं ॥ दीक्षा च स्थूलसूक्ष्मप्राणातिपातविरमणलक्षणा ॥ रात्रौ च प्रकाशनिमित्तोज्वालितभूरिदीपकरूपतेजस्कायिकजीवानां शरीरस्पर्शेन व्यापादनात् प्रतिदीपेषु च निरंतरं निपततां लक्षशः पतंगादिजंतूनां व्यापत्तिनिमित्तभावात् कीदृशी दीक्षादातृग्रहित्रोः सर्वविरतिः ॥

રાત્રિમાં નાંદ માંડવી તે મહાદોષનું કારણ છે. કોઈ જીવ દીક્ષા લે ને તેના ઉત્સવ માટે આવો આનંદ કરવો એમાં દીક્ષાનો અર્થ ક્યાં સચવાય છે? દીક્ષા લેનાર વ્યક્તિ સ્થૂલ ને સૂક્ષ્મ સર્વ જીવોની હિંસા કરવાના પ્રત્યાખ્યાન કરે છે, ત્યારે તેને નિમિત્તે રાત્રિમાં પુષ્કળ પ્રકાશ કરવા હજારો દીવાઓ કરવામાં આવે છે; અગ્નિકાયનો સ્પર્શ થતાં જીવો એકદમ મરે છે, તો પછી બધા દીવામાં લાખો જીવો પડે તેનું શું સમજવું? જ્યારે દીક્ષા નિમિત્તે આવી હિંસા થતી હોય ત્યારે તેની દીક્ષા રહી કે ગઈ? દીક્ષા લેતી વખતે એવો પાઠ ઉચ્ચારવામાં આવે છે કે 'करेमि भंते सामाइयं सावज्जजोगं पच्चक्खामि' આ સૂત્ર બોલતાંની સાથે પાપનો નાશ થતાં થતાંમાં પાપની પ્રવૃત્તિનો એક મોટો પ્રવાહ ચાલુ થાય છે. સૂક્ષ્મ જીવો એટલે એકેન્દ્રિય જીવો મરે છે, બલ્કે દેવમંદિરમાં જાજ્વલ્યમાન અગ્નિની જ્યોતિમાં મોટાં ઉડતાં પતંગીઆં ટપોટપ ખલાસ થઈ જાય છે. આ નાંદ કરવી તે સંસારરૂપી બંધીખાનામાં નાંખનારી ક્રિયા છે, કે જીવને મોક્ષ અપાવનારી વિધિ છે? વસ્તુ એ છે કે પ્રભુને બહાને આવી જે પ્રવૃત્તિ કરવી તે સંસારથી છૂટવાનો માર્ગ નથી, પણ સંસારમાં ઘણો કાળ રાખનાર આ પ્રવૃત્તિ છે. આજે જે પ્રવૃત્તિ થાય છે તે બધી વીતરાગ તીર્થંકરની આજ્ઞા વિરૂદ્ધ છે.

**સાવદ્ય પ્રવૃત્તિનું સાધન બનતું જિનબિંબ**

આ ગ્રંથકારને જિનબિંબ ને જિનબિંબની ભક્તિ ઉપર ઘણો પ્રેમ છે, તથાપિ તે વસ્તુથી તેમના અનુયાયીઓ જગત્ જનોને આડે માર્ગે દોરે છે તેથી ગ્રંથકારને લાગી આવે છે; તેથી જિનબિંબ

જેવા સાધનને કેવા રૂપમાં ગ્રંથકાર ઓળખાવે છે, તે સમજવા જેવું છે.

સ્રગ્ધરા વૃત્ત

आकृष्टुं मुग्धमीनान् वडिशपिशितवद् बिंबमादर्श्य जैन ।
तन्नाम्ना रम्यरूपानपवरकमठान् स्वेष्टसिद्धयै विधाप्य ॥
यात्रास्नात्राद्युपायनमसितकनिशाजागराद्यश्छलैश्च ।
श्रद्धालुर्नामजैनैश्छलित इव शठैर्वंच्यते हा जनोऽयम् ॥२१॥

શ્લોકકાર એવી ઉપમા આપે છે કે જેમ મચ્છીમાર કાંટા સાથે માંસને લગાડીને મૂર્ખ માછલાંને પોતાના ભણી ખેંચવા પ્રયત્ન કરે છે, તેમ આ લોકો અરિહંત ભગવાનની પ્રતિમા (બિંબ) બનાવીને પોતાને વશ કરવા માટે (નહિ કે પુણ્યને ઉત્પન્ન કરવા માટે) વિચાર-શૂન્ય એવા આ લોકોને ખેંચે છે. જેમ ભોળો શ્રદ્ધાળુ મનુષ્ય શઠ લોકોથી ઠગાય છે, તેમ આ મનુષ્યવર્ગ, એ વેશધારી યતિઓથી છેતરાઇ રહ્યો છે. સ્વઇષ્ટિસિદ્ધિ કરવા માટે એ પ્રભુના નામથી રમ્ય ને સુંદર એવા ઓરડાથી યુક્ત મકાનો બંધાવી યાત્રા-સ્નાત્રાદિ ઉપાયો બતાવી રાત્રિજાગરણ કરાવી દ્રવ્યાદિ અનેક ચીજો મંગાવી ભોળા લોકો પાસેથી પોતાનું કાર્ય સાધી લે છે. (મૂલાર્થ)

તે શ્રદ્ધાળુઓ એટલે વિચાર-સમજણ રહિત કે જેમને આમાં હિત કે અહિત, કલ્યાણ કે પાપ એવો ખ્યાલ નથી એવા મત્સ્યની જેમ મૂર્ખ લોકોને આ વેશધારીઓ કહે છે કે હે ભાવિકો, આ અર્હત્ પ્રતિમા આ ભવમાં ને પરભવમાં સમસ્ત સુખના નિધિરૂપ છે. તેને તમે પૂજો એટલું જ નહિ પણ તમારા પૂર્વજો આ પ્રભુની પ્રતિમા બનાવી હમેશાં ભક્તિભાવે પૂજતા હતા, માટે તમારે તેની ભક્તિથી-બહુ પ્રેમ લાવી પૂજા કરવી એ હિતાવહ છે. વળી આ કાળમાં આવી પ્રભુની પ્રતિમા બનાવી તેની પૂજા કરવી તે આ સંસારસમુદ્રમાં ડૂબતા પ્રાણીને તારનાર છે. માટે કલ્યાણને ચાહતા હો તો આવી નવી પ્રતિમાઓ તમારે કરાવવી જોઇએ. આ પ્રમાણે

તે વખતના યતિઓ ભોળા લોકો પાસે પ્રતિમાપૂજનનો મહિમા બતાવતા હતા.

તે વેશધારીઓ ખરેખર સમજતા હતા કે પ્રતિમાનું કરાવવું ને તેવો ઉપદેશ આપવો તે સાવદ્ય પ્રવૃત્તિ છે ને તેથી જ યતિવર્ગને માટે એનો નિષેધ છે. એટલે લોકો એવી ભૂલ ન કહાડે તેવી રીતે પોતાને વશ કરવા તે લોકો પ્રયત્ન કરતા હતા. એટલે જિનબિંબ એ જ વિશ્વાસુ જનને પક્ષમાં લેવાનું પ્રબળ સાધન હતું, ને એનો ઉપયોગ બરાબર સ્થાન જોઈને તેઓ કરતા હતા. તે લોકો ભોળા એટલે આ વેશધારીઓની મુરાદ શું છે તે જાણી શકતા ન હતા. બિચારા સરલ એટલે આપણા વૃદ્ધો જે કરતા હોય તે કરવું એવી તેમની વૃત્તિ હતી. વળી પોતાના પૂર્વજોમાં મમતા—સ્નેહભાવ એટલે તેઓ જે કરતા હશે તે સાચું હશે એવું સમજી તેઓ પ્રતિમાને અંગે હમેશાં ખર્ચ કરતા જેનો ઉપયોગ તે વેશધારીઓ કરતા હતા, ને પોતાની ઈચ્છા પ્રમાણે એ દ્રવ્ય—પૈસાથી મોજમઝાહ ઉડાવતા હતા.

તેઓ કેવી લાલચો બતાવતા હતા, તો કહે છે કે મચ્છી-મારો માછલાંને પકડવાને લોઢાના કાંટા રાખે છે ને તેના અગ્ર ઉપર માંસના કકડા લગાડે છે ને તેને પુષ્કળ વહેતા પાણીમાં નાંખે છે, એ માછલાઓ માંસને ખાવા માટે આવે છે ને જેમ પ્રાણ ખુવે છે, તેમ આ લોકો ભગવદ્‌ની પ્રતિમા મૂર્ખ લોકોને માંસની જેમ બતાવે છે. માછલાં પોતાના પ્રાણ જતા છતાં સમજતાં નથી, તેમ આ લોકો એ લિંગધારીઓની પાથરેલી જાળને સમજતા નથી. ધર્મને બહાને ભલે પોતાના પ્રાણ જાય, પણ હિત કે સત્યને તેઓ સમજી શકતા નહોતા. કવિની ઉપમા દુઃખ ઉપજાવે તેવી છે. જગતમાં સર્વથી શિરોમણિ તીર્થંકર ક્યાં અને આ માંસથી લગાડેલો લોઢાનો કાંટો ક્યાં ? પરંતુ કવિ કહે છે કે એમ કહ્યા સિવાય મને ચાલતું નથી. લોકો સુજ્ઞ હોત તો એ પ્રતિમા રૂપી કાંટાને સમજી જાત, ને એ ભૂલમાં ફસાત નહિ. પરંતુ લોકો એવા સ્વભાવવાળા છે કે તે

મત્સ્યના જીવનથી વધારે ઉચ્ચ જીવન ગુજારે તેવા નથી. એ ભગવદ્ પ્રતિમાને જે લોકો બતાવે છે, તે તે બહાને પોતાને વશ કરવા નિમિત્તે બતાવે છે, નહિ કે સંસારથી ઉદ્ધારવા માટે બતાવે છે. ભગવદ્‌ના ગુણનું બહુમાન કરવું, તેની અહર્નિશ ભક્તિ કરવી એ મોક્ષ ભણી જવા રૂપ છે; પણ શ્રાવકવર્ગ જે નિરંતર ઘેલછાની જેમ પૂજન પ્રમુખ કરે છે, તે તેમનું વિવેકરહિતપણું છે, ને તે મોક્ષનો હેતુ નથી, એવું તેઓ સમજી શકતા નથી, તેમજ આમ કરવાની પ્રવૃત્તિ આજીવિકાનો હેતુ છે એવું પણ તેઓ સમજતા નથી.

એ ચૈત્યો–જિનમંદિરોમાં સાધુઓને મમતા કરવાનો અધિકાર નથી. એ ચૈત્યાદિકને બનાવવું અથવા બનાવવાને કહેવું તે સાધુઓને ઘટતું નથી. તે વખતે ને અત્યારે સાધુઓ તેમ કરવાની પ્રવૃત્તિ કરી રહ્યા હતા ને કરી રહ્યા છે, તેથી જ આ ગ્રંથકાર આમ બોલે છે. વળી ગ્રંથકાર કહે છે કે ચૈત્યમાં સ્ત્રીવર્ગે રાત્રિને વખતે પ્રવેશ કરવો જોઇએ નહિ. રાત્રિને વખતે ભગવદ્ પ્રતિમાના દર્શન નમિત્તે જવું એ સ્ત્રીવર્ગને અનુકૂળ નથી. કુળવધૂએ રાત્રિને વખતે પોતાના ગૃહની બહાર જવું એ નિષિદ્ધ છે. હકીકત એ છે કે વેશધારીઓ પ્રતિમા ઉપરાંત દેવદેવીઓને બલિદાન આપવા નિમિત્તે દ્રવ્યની માંગણી કરતા હતા. અત્યારે તમોને ઉપદ્રવ પ્રાપ્ત થયો છે માટે જિનગોત્રની દેવીઓને તમારે શાંત કરવી જોઇએ, એમ કહી તેને અર્થે અન્નાદિક વિગેરે નિમિત્તે પૈસાની યાચના કરતાં તેઓ શરમાતા ન હતા. રાત્રિમાં જાગરણ કરવા ઉપસર્ગને મટાડવા દેવોની આગળ બલિદાન આપતા હતા. વળી રાત્રિમાં ગીતવાદ્ય ને નૃત્યો ચાલતાં હતાં; લોકોને એમ સમજાવતા હતા કે તેમ ન થાય તો દેવો ખુશ કેમ થાય? પોતાનો આનંદ લેવાને નામે તેઓ દેવોનો આનંદ જણાવતા હતા!

ગ્રંથકાર કહે છે કે આ પ્રમાણે પ્રપંચવિસ્તારમાં નિપુણ એવા આ લિંગધારીઓ, શાકિણીથી વશ થયેલા લોકોની જેમ આ લોકોને

છેતરવામાં કાંઈ કચાશ રાખતા ન હતા. વિષાદ એ છે કે આ લોકો ધર્મને બહાને લોકોને જ્યારે છેતરી રહ્યા છે ત્યારે તેમનું ને તે શ્રાવકોનું શું થશે એ કાંઈ કહી શકાતું નથી.

**દશમા આશ્ચર્યને પ્રભાવ**

આ ગ્રંથકાર ચૈત્યની વિરુદ્ધમાં નથી, પણ ચૈત્યવાસીઓની વિરુદ્ધમાં છે, ને તેઓ ચૈત્યને બહાને જે જે અનર્થકારક પ્રવૃત્તિઓ કરે છે ને આ ગ્રંથકારને ઘણી દુઃખરૂપ લાગે છે.

શાર્દૂલવિક્રીડિતમ્

सर्वत्रास्थगिताश्रवाः स्वविषयव्यासक्तसर्वेन्द्रिया ।
वल्गद्गौरवचंडदंडतुरगाः पुष्यत् कषायोरगाः ॥
सर्वाकृत्यकृतोपि कष्टमधुनांत्याश्चर्यराजाश्रिताः ।
स्थित्वा सन्मुनिमूर्द्धसूद्धतधियस्तुष्यंति पुष्यंति च ॥२२॥

ગ્રંથકાર કહે છે કે મુનિજનો કેવા હોવા જોઈએ, તેને બદલે આ લોકો પોતાનું કેવું જીવન ગુજારે છે તે તો જુઓ! સર્વ જગ્યાએ તેમણે આસ્રવ સેવવાની છૂટ લીધી છે. લોકો તેમને તેમ કરતા જુએ અથવા ન જુએ, પણ તેમની આસ્રવ સેવવાની પ્રણાલિકા ચાલુ છે. હિંસા, અસત્ય, ચૌર્ય, વિષય ને પરિગ્રહ માટે તેઓ ગમે તેવી પ્રવૃત્તિ કરતા હોય છે. લોકો તેને માટે કાંઈ કહેશે કે નહિ કહે, તેવો ડર રાખવો તેમણે છોડી દીધો છે. એટલે તેમના દિલમાં તે માટે કોઈ જાતિનો ક્ષોભ નથી. વળી તેઓ પોતપોતાના વિષયમાં-સર્વ ઇન્દ્રિયો તરબોળ કરવામાં લીન થઈ ગયા છે. અર્થ એ છે કે મુનિ જનોએ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ રોકવી જોઇએ, ત્યારે આ લોકોની લાલસા ઇન્દ્રિયોને ખુશ કરવામાં રોકાઈ ગઈ છે. વળી લોકોએ ત્રણ યોગરૂપી ઘોડાઓને આ વિશ્વના આંગણામાં પૂરપાટ દોડતા મૂકી દીધા છે. મન વાણી ને શરીરની ચંચલતામાં તેઓ ઝૂકી પડયા છે. તેમને તેમણે કબ્જે કરવા જોઇએ, તેને બદલે તેઓ તેમના કબજામાં પડી ગયા છે. કષાય

રૂપી સર્પોને જેમ લોકો દૂધપાન કરાવે છે તેમ તેઓ ઇંદ્રિયોને પોષી રહ્યા છે. દશમા મોટા આશ્ચર્યનો આશ્રય કરી રહેલા યતિઓ સર્વ રીતે અકૃત્ય કરવા છતાં ઉંચા મુનિઓ ઉપર પગ મૂકીને ચાલે છે, ને વળી તેઓ એમ બોલે છે કે વર્તમાન કાળે આ જગતમાં અમારા જેવાં કોઈ નથી ! આ ઉપર ટીકા કરનાર દાખલો આપે છે કે, મોટો ભોં ભોં શબ્દ કરતો ઉદ્ધત દેડકો કાળા સર્પના મુખ આગળ ધસી આવી જેમ તેને લાફો લગાવે છે ને કઠોરતાથી પોતાના હાથ તેના ઉપર છોડે છે, પણ મંત્રયોગથી વશ કરાએલો એ જબરદસ્ત સર્પ એ દેડકાની સર્વ કૃતિને સહન કરે છે, ને નીચું મુખ રાખી તેની ચેષ્ટા જોયા કરે છે, તેમ સુવિહિત સાધુઓ, એ લિંગધારીઓની સઘળી ક્રિયાઓ ને અપમાનકારક પ્રવૃત્તિને સહન કરે છે. એ દશમા આશ્ચર્યનો પ્રભાવ છે, પરંતુ લિંગધારીઓનો મહિમા નથી. કેટલાક નઠારા લોકો, રાજા લોકનો આશ્રય લેઇ સજ્જન મનુષ્યો ઉપર તોફાન મચાવે છે ને તેમના માથા ઉપર ચડી ખુશ થાય છે, તેવી જ સ્થિતિ વર્તમાન કાળમાં સુવિહિત સાધુઓની છે.

આજે સર્વવિભૂતિ રૂપ ત્યાગથી જ્યારે મુનિજનો પાછાં હઠે છે, ત્યારે લોકોને ક્ષોભ થાય છે કે મુનિજનો શાને આમ વ્રત-પ્રત્યાખ્યાન તજી દેતા હશે ? પણ કલિકાળનો એવો મહિમા છે કે લોકો તેવાં વ્રત-પ્રત્યાખ્યાન તજી દે છે ને ન તજતા હોય તેમની ઉલટી ટીકા કરવામાં અપાર આનંદ લે છે. ઉપરાંત પોતે તેમ કરવું જાણે સાચું જ સમજતા ન હોય તેમ જેઓ લોકોને જણાવતા હોય છે તેઓ સંબંધે ગ્રંથકાર કહે છે :

શાર્દૂલવિક્રીડિતમ્

सर्वारंभपरिग्रहस्य गृहिणोप्येकाशनाद्ये कदा ।
प्रत्याख्यायनरक्षतो हृदि भवेत्तीव्रानुतापस्सदा ॥
यद्दक्तवस्त्रिविधं-त्रिधेत्यनुदिनं प्रोच्यापि भंजंति ये ।
तेषां तु क्व तपः क्व सत्यवचनं क्व ज्ञानिता क्व व्रतम् ॥२३॥

અર્થાત્—જે ગૃહસ્થ લોકો સંસારમાં આરંભ ને પરિગ્રહ સાથે સ્નેહ બાંધીને રહ્યા છે, તેઓ કદાચ એકાશન કરવું એવું વ્રત લે, ને સંયોગવશાત્ એ વ્રતનું પાલન ન કરે, ત્યારે તેના હૃદયમાં સખ્ત અનુતાપ થાય છે કે 'અરે રે! આ મેં શું કર્યું? મારાથી આવું એક નાના વ્રતનું પાલન પણ ન થયું?' તો પછી જેઓ આવાં મુનિવ્રત લેઇને ભાંગી નાંખે છે તેમને કેટલો બધો પશ્ચાત્તાપ થવો જોઇએ? જેઓ છ કાયના પિતર (માબાપ) ને છકાયના રક્ષક તરીકે પોતાને મનાવે છે, છતાં વ્રત પ્રત્યાખ્યાન ભાંગતાં ડરતા નથી તેમના માટે શું વિચારવું? તેઓ સાયંકાલે ને પ્રાતઃકાળે પ્રતિક્રમણ કરે છે, તેમાં ત્રણ વખત એ પાઠનો ઉચ્ચાર કરે છે કે 'सव्वं सावज्जंजोगं पच्चखामि जाव जीवाए तिविहं तिविहेणं मणेण वायाए काएणं.' એટલે છ વખત (ષટ્કૃત્વ) એ પાઠનો ઉચ્ચાર થાય છે, ત્યારે તેમને તેમના દિલમાં કેટલો પશ્ચાત્તાપ થવો જોઇએ, એમ આપણને આપણા દિલમાં લાગી આવે છે. પણ જ્યારે તેમની આંતર વૃત્તિ જોઇએ છીએ ત્યારે લાગે છે કે તેઓ એ વસ્તુથી તદ્દન ખસી ગયા છે. ષટ્કાયજીવોનું ઉપમર્દન કરવું તે તો તેમના મનને સહજ છે. જે શ્રાવક લોકો કરતાં ડરે છે, તે હિંસા કરતાં તેઓ ડરતા નથી. એટલે ગ્રંથકાર કહે છે કે તેમને તપ પણ નથી, તેમ તેમના વિચારો જોતાં તેમનામાં સત્ય વચન પણ નથી. સાવદ્ય યોગની પ્રવૃત્તિ કરૂં નહિ એમ કહેવા છતાં તેમાં જ તરબોળ રહે છે, એટલે પ્રત્યક્ષ તેઓ મૃષાવાદમાં ડૂબેલા જણાય છે. કદાચ અંશમાત્રથી તેઓ સત્ય બોલતા હોય, પણ જ્યારે તેમના હૃદયમાં તીર્થંકરના વચનની અભિલાષા નથી તો પછી સત્ય હો કે ન હો, તેનું કરવાનું શું? ટીકાકાર કહે છે કે—

न करेमि त्ति भणिता तं चेव निसेवइ पुणो पात्र।
पच्चक्ख मुसावाई माया नियडी पसंगो य।

અર્થાત્—હું પાપ નહિ કરૂં એમ કહેવા છતાં તે જ પાપને સેવે છે ત્યારે તે પ્રત્યક્ષ મૃષાવાદી નથી શું? આંતર ને બહાર બન્ને રીતે તેઓ

માયાને સેવે છે, કારણકે જ્યારે તેના હૃદયમાંથી દયાભાવ જ જતો રહ્યો ને સર્વ સાવદ્ય રૂપથી અટકવું એવા ત્યાગરૂપ વિરતિભાવનો અભાવ જ થયો, ત્યારે તેના વચનમાં સત્યતા ક્યાં રહી? અર્થાત્ તે પણ આપોઆપ અદૃશ્ય થાય છે. જ્યારે સત્યતા ન રહી, ત્યારે તેનામાં જ્ઞાનિત્વ વા સિધ્ધાંતરહસ્યનું જ્ઞાતૃત્વ પણ ક્યાંથી હોય? જ્ઞાનનું ફળ જે વિરતિભાવ છે, તે તો પ્રથમથી અદૃશ્ય થયો છે. જ્યાં શાતાશીલતા આવે ત્યાં જ્ઞાનભાવનો પણ અભાવ થાય છે. જે દેખાય છે કે તેનામાં કાંઈ જ્ઞાન છે, પણ વાસ્તવિક રીતિએ એ જ્ઞાન નથી પણ જ્ઞાનાભાસ છે. ટીકાકારો કહે છે કે, વેશધારીઓમાં જ્ઞાન રહેતું નથી ને જ્ઞાનની સુવાસ જે થોડી હોય છે તે પણ જતી રહે છે. કહ્યું છે કે—

सुवहुंपि सुसमहीय किं काही चरणविप्पहीणस्स ॥
अंधस्स जह पलित्ता, दीव सय सहस्स कोडी वि ॥

અર્થાત્—અતિશય શ્રુતજ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, પણ તે જ્ઞાન ચારિત્રરહિત પુરૂષને શું ઉપકાર કરશે? અર્થાત્ તે ઉપકારક નહિ જ થાય. જેમ સો હજાર ને ક્રોડો દીવા પ્રદીપ્ત કર્યા હોય પણ જે અંધ મનુષ્ય હોય તેને તે દીવાઓ શું ઉપયોગમાં આવશે કે? અર્થ એ છે કે ચરણરહિત મનુષ્યને જ્ઞાન ઉપયોગી થતું નથી, તો તેને વ્રત પણ ક્યાં રહ્યાં? વ્રત હોત તો તે કદી અસત્ય બોલત નહિ. જગતમાં સારો મનુષ્ય ક્યારે પણ ઉતાવળથી અસત્ય ભાષણ કરતો નથી. આ લોકોએ ભલે વેશ લીધો હોય, પણ તેમનામાં તપ, સત્ય વચન, જ્ઞાનિત્વ કે વ્રતો એવું કંઈ છે જ નહિ. ગ્રંથકાર એમ કહેવા ઇચ્છે છે કે જેઓ ગૃહસ્થ દશામાં રહીને આરંભ-પરિગ્રહમાં તરબોળ છે તેઓ કોઇ વખતે વ્રતભંગ થતાં પશ્ચાત્તાપ કરે છે, ત્યારે આ લોકો મોટા ત્યાગનું બિરૂદ ધરવા છતાં ગમે તેવો ને ગમે તેટલો વ્રતભંગ થવા છતાં પશ્ચાત્તાપ કરતા નથી, એટલું જ નહિ પણ તેમની આંખમાં શરમ પણ દેખાતી નથી.

## સુખ-શાતામાં લંપટ ચૈત્યવાસીઓ

આ લિંગધારીઓ ચૈત્યનો શામાટે આશ્રય લે છે ને તેના નિમિત્તે પૈસા શામાટે ભેગા કરે છે, તો કહે છે કે ચૈત્યને ઉત્પન્ન કરવામાં ન આવે તો ભોળા લોકો આવે કેવી રીતે? ને પૈસો એકઠો થાય ક્યાંથી? એટલે એ લોકો પાસેથી પૈસો કઢાવી, તેમને મૂર્તિ બતાવી, પોતાની ઇચ્છા પ્રમાણે સુખોપભોગ માટે એ રૂપીયાથી મકાનો ચણાવે છે, ને તેમાં આનંદ ઉડાવવા માટે એ પ્રવૃત્તિ કરતા હોય છે. તે વિષે ગ્રંથકાર કહે છેઃ—

> देवार्थव्ययतो यथारुचिकृते सर्वर्तुरम्ये मठे ।
> नित्यस्थाः शुचिपट्टतूलिशयनाः सद्गब्दिकायासनाः ॥
> सारंभाः सपरिग्रहाः सविषयाः सेर्ष्याः सकांक्षाः सदा ।
> साधुव्याजविटा अहो सितपटाः कष्टं चरंति व्रतम् ॥२४॥

લોકો એમ કહે છે કે, અહો! આ લોકો સાધુના વેશમાં રહી શ્વેત ચાદર ઓઢી વિટની જેમ–વંઠેલ લોકોની જેમ ફરે છે. તેઓમાં સાધુતા નથી, પણ તેનું બહાનું પકડ્યું છે. દેવમંદિરની અંદર પ્રતિષ્ઠા કરવા–કરાવવા નિમિત્તે તેઓ રૂપીઆ એકઠા કરે છે. ત્યારપછી તે પૈસાના તેઓ માલિક થઈ પોતાના અર્થે સર્વ ઋતુમાં અનુકૂળ થાય તેવા મઠો–મકાનો કરાવે છે. દેવદ્રવ્ય પોતાને આધીન હોય છે, એટલે તેમાંથી પોતાની ઇચ્છામાં આવે તેમ તે દ્રવ્યનો ઉપયોગ કરે છે. એ પૈસાથી મકાનો કેવાં કરાવે છે, તો કહે છે કે પોતાને રહેવાને અનુકૂળતા થાય તેમ સુંદર જાળીયાં મૂકાવે છે, જે જાળીયાંમાંથી સુંદર ને શીતળ વાયુ પ્રવેશ કરી અંદર આવે. ગ્રીષ્મ ઋતુમાં ઘણો તાપ લાગતો હોય ને શરીર વ્યાકુળ થતું હોય તો એ નાનાં મોટાં બારી–બારણાંથી જેમ પવન આવે તેમ સર્વ વ્યવસ્થા કરાવરાવે છે. વળી બહારથી ધૂળ કે રજ ન આવે તેમ ગોઠવણપૂર્વક કરાવવામાં તેઓ પૂરતો ભાગ લે છે. શિયાળામાં શરદી ન લાગે કે ઠંડો પવન ન સ્પર્શે તેમ સુંદર ઘાટના નાના

મોટા ઓરડાઓ કરાવાય છે. વળી વર્ષાકાળમાં પણ અંદર જળ ન પડે તેમ ઉલ્લોચમાં ઘણી મજબૂતાઈ કરાવે છે. પછી તેઓ ત્યાં હંમેશા રહે છે. તેમને ત્યાંથી વિહાર કરવો ગમતો નથી. એ મકાનો એવી રીતે કરાવ્યાં હોય છે કે ત્યાંથી વિહાર કરવાની ભાવના થાય જ નહિ. તેઓ શાતા–સુખમાં લંપટ બને છે એટલે હમેશાં ત્યાં વાસ કરી રહ્યા હોય છે. ટીકાકાર કહે છે કે એ વિટ એટલે વ્યભિચારી કેમ ન હોય ? કારણકે તેમને એવા સુખમાંથી ખસવું ગમતું નથી. તેમને સૂવાને માટે સુંદર ભારે તળાઇઓ હોય છે, એના ઉપર સારા વસ્ત્રના ઓછાડ હોય છે, સીસમ આદિ કાષ્ટના પલંગ હોય છે, જેના ઉપર ભારે તળાઇઓ ગોદડાં વિગેરે રહી શકે છે. વળી બેસવા માટે સારી ગાદીઓ તકીઆ આસન વિગેરેનો ઉપયોગ કરે છે, જે મશરૂ મખમલ કીનખાબ ગજીયાણી વિગેરે ઉંચા કાપડનાં બનાવેલાં હોય છે.

આ લિંગધારીઓ આરંભ–સમારંભવાળા હોય છે, એટલે તેઓ મઠ વાડીઓ ખેતી વિગેરે સાવદ્ય વ્યાપાર કરતા ને કરાવતા હોય છે. પૈસો આવે તેને નાંખવો શેમાં ને વધારવો કેવી રીતે એ બધી બાજી તેઓ કરતા હોય છે. એમ તેઓ પરિગ્રહવાળા છે. ગૃહસ્થ લોકો ધનધાન્ય તથા તેલ વિગેરેનો જેમ સંગ્રહ કરે છે, તેમ તેમને પણ સંગ્રહ કરવો પડે છે. વળી તેઓ વિષય સહિત છે, એટલે ઇન્દ્રિયોને અનુકૂળ એવાં નાટકો કરનારીઓમાં, સ્ત્રીઓમાં રહેવું–જોવું, તાંબુલનું ભક્ષણ કરવું, ચંદનાદિકનો અંગરાગ કરવો, ગાંધર્વનું ગીત–ગાન સાંભળવું વિગેરેમાં તેઓ નિરંતર આસક્ત હોય છે. વળી તે લોકો ઈર્ષ્યાવાળા હોય છે. પોતાની માનેલી જે સ્ત્રી હોય તેને બીજા સાથે વાત કરવા ન દે, અથવા વાતચિત કરતાં જુએ તો તેમને ઈર્ષ્યા આવે છે. એટલે તેઓ કામી પુરૂષોની પેઠે વિષયાસક્ત હોય છે. વળી તેઓ આકાંક્ષાવાળા હોય છે એટલે તેઓના દિલમાં હંમેશાં નવા સંકલ્પ–વિકલ્પ ઊભા થાય છે, ને નવી નવી રીતે તેઓ સાથે પ્રેમથી રમવાની ઇચ્છા રાખે છે.

આ ઉપરથી 'સંઘપટ્ટક' કારનો કહેવાનો આશય એ છે કે સાધુવેશના બહાને આ શ્વેત વસ્ત્રધારીઓ જે વ્રત આચરવાનો દંભ કરે છે તે વ્રત તો સૌ લોકો આચરી શકે તેમ છે. તેમાં તે લોકો બહુ નવાઈ કરતા નથી. પણ દુઃખ એ છે કે આ લિંગધારીઓને દેખીને સૌ લોકો હસે છે કે આ લોકો શું કરવા આવો વેશ લેતા હશે? દીક્ષા લેઈને ઈચ્છા પ્રમાણે ગમે ત્યાં એકાકી વિહાર કરતા હોય છે. એકાકી વિહાર કરનારને સ્ત્રી સંબંધી, શ્વાન સંબંધી અને શત્રુ સંબંધી ગમે ત્યાંથી દોષ ઉત્પન્ન થાય છે. એકાકી મનુષ્ય ઉપર જેમ શ્વાન કે શત્રુ ત્રુટી પડે છે, તેમ સ્ત્રીવર્ગમાંથી પણ તેને ભય થવાનો સંભવ છે. શાસ્ત્રમાં કહ્યું છે.

नवि अत्थि नवि य होही, पाएणं त्रिहुयणंमि सो जीवो ॥
जो जुव्वणमणुपत्तो वियाररहिओ सया होइ ॥

અર્થાત્—બહુધા પ્રકારે ત્રણ જગત્માં એવો કોઈ જીવ થયો નથી અને થશે પણ નહિ કે જે યુવાવય પામીને સદાકાલ વિકાર-રહિત હોય. એકાકી દેખી સહજે કોઈને પણ શંકા થવાનો સંભવ છે. વળી એકલા વિચરતા સાધુને આહાર પાણીની શુદ્ધિ પણ રહેતી નથી. સહજે તે આળસુ ને નિરૂદ્યમી થઈ જાય છે.

**જિનશાસનને કલંકિત કરનારાઓ**

વળી જે લોકો જૈન દર્શનના વિરોધી છે, તેઓને આ લિંગધારીઓની આવી સ્થિતિ જોઈ સામું વધારે હાસ્ય ઉપજે છે. જેઓ સ્વાભાવિક રીતે મત્સરવૃત્તિ કે ઘમંડને ભજતા હોય છે, તેઓ આ લિંગધારીઓની પ્રવૃત્તિ જોઈ બબડાટ કરવા તૈયાર થાય છે, કે જુઓ તો ખરા! તમારા સાધુઓ શું કાર્ય કરે છે? તેઓ કેવું બોલે છે ને વર્તનમાં શું કરે છે? આમ તેઓ આંગળી ચીંધીને યદ્રા તદ્રા બોલવા ચૂકતા નથી. વળી કેટલાક લોકો જૈન દર્શનના પ્રેમી ને શ્રદ્ધાળુ થવા આવતા હોય છે, તેઓને પણ આવી સ્થિતિ જોઈ પાછા જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. તેઓ એમ બોલે છે કે

અમે સાંભળ્યું હતું કે સર્વ દર્શનમાં જૈન દર્શન ઉત્તમ છે, કેમકે તે દર્શનની અંદરનાઓ ઘણા શાંત ચિત્તવાળા ને ક્રિયાનિષ્ઠ ને સુપાત્ર હોય છે; બીજા બધા દર્શનમાં જો કોઇ દર્શન સત્ય હોય તો જૈન દર્શન છે; તે માટે અમે પણ તે દર્શન અંગીકાર કરવાનો વિચાર રાખતા હતા, પણ જ્યારે આ સ્થિતિ જોઇએ છીએ ત્યારે ત્યાં જવાની ઇચ્છા પણ થતી નથી. વળી તેઓ કહે છે કે અમારા મનમાં એવો પણ ખ્યાલ હતો કે આ ધર્મ યથાર્થ ને નિર્બાધ છે, એટલે અવશ્ય આ ધર્મથી સુખી થઈશું, પણ એ વાત હવે કોઈ રીતે ટકી શકતી નથી, કારણકે આ યતિઓ ઘણા અસત્ આચરણવાળા છે; એટલે આ તો સોનાએ રસેલ તાંબાનાં આભૂષણો હોય તેવું થયું. બહારથી સુંદર દેખાય છે, પણ અંદર નિઃસાર છે; માટે ગમે તેવું એ આપણું દર્શન સારૂં છે.

વળી જેમની સમ્યગ્દૃષ્ટિ છે ને બહુધા જૈન દર્શનથી જેમનાં અંતઃકરણ પલળેલાં છે, તેમને પણ આવા યતિઓની સ્થિતિ જોઈ મનમાં શંકા ને વ્યાકુળતા ઉત્પન્ન થાય છે. તો પછી બીજાને થાય તેમાં શું આશ્ચર્ય! એટલે યતિજનોની રીતભાત ને પ્રકૃતિ વિચિત્ર જોઈ લોકોનાં દિલ હિંડોળામાં હિંચવા લાગે છે. લોકો એમ વિચારવા લાગે છે કે આપણે પૂર્વે સાંભળ્યું હતું શું અને આજે સાંભળીએ છીએ શું? આપણે એવું સાંભળ્યું હતું કે જૈન દર્શન વાણી એટલે જ્ઞાન અને ક્રિયા વિષે અવિસંવાદી છે, એટલે જેવું બોલીએ તેવું વર્તનમાં રહેવું જોઇએ. વાણી ને વર્તન વચ્ચે ભેદ રહેવો જોઇએ નહિ; પણ અત્યારે અંશ માત્ર પણ તેવું દેખાતું નથી. મુખથી બોલે છે જુદું ને ચાલવામાં પણ જુદું છે. આમ જૈન દર્શનના અભ્યાસીઓ પણ ચકડોળે ચડી જાય છે. આ પ્રમાણે લિંગધારીઓના સ્વચ્છંદ ને રીતિ રીવાજો જોઈ તેઓનાં મન ચંચળ થાય છે; ને સત્ય ધર્મથી ખસી અસત્ય ધર્મમાં તેઓ પ્રવેશ કરે છે. ગ્રંથકાર કહે છે કે તે લિંગધારીઓ ખરેખર જિનશાસનની હાનિ

કરવામાં અગ્ર ભાગ ભજવે છે; એટલે તેઓ પોતાના અપરાધે કરી ચંદ્રમા સમાન નિર્મળ જિનશાસન ને કલંકિત કરે છે. તેમના દોષો જોઇ લોકો ઉપહાસ કરે છે ને જૈન શાસનથી દૂર ભાગે છે, જેમને લીધે આવી સ્થિતિ થાય છે, તેઓ અનંત સંસારી થાય છે. કહ્યું છે કે—

पवयणमणुपेहं तस्स निद्धंधस्स तस्स लुद्धस्स ।
वहुमोहस्स भगवया संसारोऽणतओ भणिओ ॥

ગ્રંથકાર કહે છે કે આ લોકો જૈન માર્ગનું નામ આપે છે પણ કેવળ કુમાર્ગમાં ચાલનારા છે. એ વેશધારીઓના વિચાર એટલા બધા દુષ્ટ હોય છે કે એકાંતપણે બારિક તપાસ કરીએ તો પણ આપણા હાથમાં તેઓ આવશે નહિ, તથાપિ તેમની બહારની બધી સામગ્રી વિચારીએ તો કાંઇક ખ્યાલ આવશે. એવો ખ્યાલ બાંધી ગ્રંથકાર તે ઉપર શ્લોક મૂકે છે:

શાર્દૂલવિક્રીડિતમ્

सर्वैरुत्कटकालकूटपटलः सर्वैरपुण्योच्चयैः ।
सर्वव्यालकुलैः समस्तविधुराधिव्याधिदुष्टग्रहैः ॥
नूनं क्रूरमकारि मानसममुं दुर्मार्गमासेदुषां ।
दौरात्म्येन निजघ्नुषां जिनपथं वाचषसेत्यूचुषाम् ॥२६॥

ગ્રંથકાર કહે છે કે આ લોકોનું કેટલું બધું દુષ્ટ મન છે એ વિષે કાંઈ કલ્પના કરવી તે પણ ઘણી દુર્ગમ્ય છે. લોકોના દિલની જે ક્રૂરતા છે તેટલી ક્રૂરતા હોત તો પણ આટલું દુઃખ ન થાત, પરન્તુ આ લિંગધારીઓની ક્રૂરતાની કાંઇ હદ જણાતી નથી. કાર્ય થયા પછી કારણની સમજણ પડે છે, અથવા જેવું કારણ હોય છે તેવું કાર્ય થાય છે, કારણના ગુણ કાર્યમાં આવે છે. વડના બીજથી લીંબડાની ઉત્પત્તિ થતી નથી; એટલે આ લોકોનું દિલ જ્યારે તેમનાં કાર્યો જોઇએ છીએ ત્યારે સમજાય છે કે

તે કોઈ તરેહવાર છે. ધારીએ કે કાલકૂટ નામના ઝેરના કકડા ભેગા કરીને તેમાંથી આ લોકોનું દિલ ઘડાયું હશે, તોપણ શંકા થાય છે કે તે તેટલું જ ક્રૂર નથી, તે કરતાં પણ વધારે ક્રૂર છે. ત્યારે ગ્રંથકાર કહે છે કે સઘળાં પાપનો પુંજ એકત્ર કરીએ અથવા સર્વ સર્પના સમૂહનું ઝેર એકત્ર કરીએ તથા સમસ્ત વિધુર (કષ્ટ)–મનની પીડા–શરીરરોગ ને સઘળા દુષ્ટ ગ્રહોથી ઉત્પન્ન થયેલી દુષ્ટતા ભેગી કરીએ તો તે બધા કરતાં ખરાબ આ લોકોનું માનસ (અંતઃકરણ) બન્યું હોય એમ લાગે છે; કારણકે જિનપથનો વિનાશ કરનાર દુષ્ટ માર્ગને આ જ વીતરાગ (જિન) પથ છે એમ બોલનારા આ લિંગધારીઓની દુરાત્મતા જ જણાઈ આવે છે. બીજા દર્શનમાં રહેનાર બ્રાહ્મણ લોકો એવું નથી બોલતા કે આ જિનમાર્ગ છે. તે લોકો જિનમાર્ગમાં રહેલા લોકોને આ લિંગધારીઓની પેઠે છેતરતા નથી. ગ્રંથકારનું કથન એ છે કે આ લોકો પોતાની અસદ્‌બુદ્ધિએ કરી આધાકર્માદિ આહાર ગ્રહણ કરવામાં પોતાનું ને દાતારનું હિત સમજાવે છે ને કહે છે કે આ જ વીતરાગ માર્ગ છે, અને અમે જે કહીએ છીએ તે તેમની આજ્ઞા છે.

આ શઠ લોકો પોતાનો સ્વાર્થ સાધવામાં એવા નિપુણ છે કે ગમે તેવો પ્રપંચ કરવામાં તેઓ પાછા પડતા નથી. બ્રાહ્મણ લોકોના સિદ્ધાંતો તો બ્રાહ્મણ લોકોની તરફદારી કરતા હોય છે, ને કહેતા હોય છે કે આટલા બ્રાહ્મણને જમાડશો તો તમે સ્વર્ગે જશો; એમ જૈન સિદ્ધાંતો ક્યારે પણ કહેતા નથી. છતાં જૈન સિદ્ધાંતોને નામે તે વેશધારીઓ પોતાની ઇચ્છાની પૂર્તિ કરવામાં પોતાની સઘળી ચાલાકીઓ વાપરે છે. એટલે ગ્રંથકાર કહે છે કે આ લોકોની કેટલી દુરાત્મતા સમજવી? ક્યાં જૈન સિદ્ધાંતની સત્યતા ને નિર્દોષતા ને ક્યાં આ લોકોની ઉપદેશપદ્ધતિ?

ગ્રંથકાર કહે છે કે આ લોકોનો ઉપદેશ અથવા તેમનું કથન જગતને ક્યાંસુધી લેઈ જશે તે સમજી શકાતું નથી. તેઓ તો જાણે

કે ઇશ્વરના ઇશ્વર હોય તેમ ઇચ્છામાં આવે તેમ ઉપદેશ આપે છે, ને ઇચ્છામાં આવે તેમ ચાલે છે, એ બેની વચ્ચે કાંઇ સંધિ મળતી નથી, તોપણ તેઓ પોતાનું ગાડું હાંકયે રાખે છે.

**ચૈત્યવાસીઓની દાંભિક વાણી**

ગ્રંથકાર કહે છે કે હું તમને વધારે શું કહું? તેમની વાણીને વિચારો વિવેકી ને સમજણવાળા માણસે સાંભળવાં એ પણ બરાબર નથી.

दुर्भेदस्फुरदुग्रकुग्रहतमः स्तोमास्तधी चक्षुषां ।
सिद्धांतद्विषतां निरंतरमहामोहादहंमानिनाम् ॥
नष्टानां स्वयमन्यनागनकृते वद्धोद्यमानां सदा ।
मिथ्याचारवतां वचांसि कुरुते कर्णे सकर्णः कथम् ॥२७॥

અર્થાત્—એ પુરુષ કર્ણવાળો કે હૃદયવાળો છે એમ કેમ કહી શકાય કે જે પુરુષ, ઉન્માર્ગમાં લેઈ જાય એવાં લિંગધારીઓનાં વચનોનો પ્રેમથી સ્વીકાર કરે છે? જેને કર્ણ હોય તે મનુષ્ય સાંભળીને સમજી શકે કે આ વચનો લોકોના મર્મસ્થાનને દુઃખ કરનારાં છે, ને પાપબુદ્ધિમાં લેઈ જનારાં છે. એટલે સજ્જન પુરુષો ખલ પુરુષો પાસેથી વચન સાંભળતાં ખસી જાય છે. એ લોકોના શરીર ઉપર ભલે જૈન દર્શનનો ઉંચો લેબાસ હોય પણ જાણવું જોઇએ કે એ ખલ પુરુષ છે, સજ્જન નથી. સજ્જન પુરુષોની વાણી તો કર્ણને અમૃત સમી લાગે છે ને તે ઉપહાસ્ય—મસ્કરી વિનાની હોય છે. એટલે બુદ્ધિમાન પુરુષે જાણવું ઘટે કે આ વાણી કુમાર્ગમાં લેઈ જનારી છે. મૃગ સમ મૂર્ખ મનુષ્યો શબ્દ કે વેશમાં મોહ પામીને તે વસ્તુને પારખી શકતા નથી.

તે લિંગધારીઓની વાણી કેવી છે, તો તે વિષે ગ્રંથકાર કહે છે કે મહા દુઃખથી પણ ભેદી ન શકાય ને જેમાં ઉગ્ર કદાગ્રહ રૂપ અંધકાર ફેલાયો છે એવી વાણીથી અને પોતાના મિથ્યાભિનિ-

વેશથી તેઓ ઇચ્છિત વસ્તુનું સ્થાપન કરતા હોય છે. વળી તે લિંગધારીઓ બુદ્ધિરૂપ નેત્રને ગાઢ મહામિથ્યાત્વથી ઢાંકી નાંખતા હોય છે, જેથી બિચારા લોકો સન્માર્ગને સમજવામાં પાછા પડે છે. રાહુ આવવાથી ચંદ્ર જેમ પોતાનાં કિરણોને લોકોની આંખ આગળ લાવી શકતો નથી, તેમ આ લોકો મલિન વાણીથી લોકોને ન્યાયાન્યાય સમજવા દેતા નથી. વળી તે લિંગધારીઓ કેવળજ્ઞાનીનાં વચનોને અન્યથા કરતા હોય છે, ને તે વસ્તુને બીજા રૂપમાં ઘટાવતા હોય છે, એટલે ખરેખર તેઓ સિદ્ધાંતના પૂરા વેરી હોય છે. તેઓ એમ કહેતા હોય છે કે વીતરાગ કહે છે તેનો શું પૂરાવો છે? વીતરાગ આજે પ્રત્યક્ષ નથી. અમે જે પ્રત્યક્ષ છીએ તેની ઘણી કીમત છે. તમારા ઉપર તો ઉપકાર સિધેસિધો અમારો છે. વીતરાગ તો આજે ઘણા દૂર છે, ને તેમનો ઉપકાર પણ દૂર છે. એટલે અમે જે કહીએ છીએ તે તમારા હિતને માટે છે; અમને તેમના તરફથી પૂરતો વારસો કે હક્ક મળ્યો છે; માટે અમારા કથનમાં તમારે પૂરતો ભરોસો રાખવો એ જ ઇષ્ટ છે.

તે લિંગધારીઓ પોતાનાં સુખની લોલુપતામાં હણાઇ ગયા છે, તોપણ બીજાનો નાશ કરવામાં કટિબદ્ધ થઇને ઉદ્યમ કરતા હોય છે. તેઓ એમ બોલે છે કે અરે ભદ્રક જીવો! આ તમે શું કરી રહ્યા છો? આજે ક્યાં જૈન મુનિદશા છે? આજે ક્યાં વીતરાગકથિત વચનો પ્રમાણે ચાલનારા છે? આ તો ગાડરીઓ પ્રવાહ છે. એક ઘેટું ચાલ્યું એટલે તેની પાછળ પાછળ બીજું ચાલ્યું. પણ તેમાં ક્યાં વિચાર છે કે સમજણ છે? સમજણ વિના, સમ્યક્ત્વ વિના કાંઇ નથી. આમ ઉદ્ધાર થાય નહિ, ઉદ્ધાર થવાનો માર્ગ ન્યારો છે. આવી રીતે વેશધારીઓ, ધર્મમાર્ગમાં ચાલતા લોકોને પોતાની ધૂર્તબાજીથી ભ્રષ્ટ કરવા ચૂકતા નથી. તેમણે પોતે તો ક્રિયા, વર્તન, સદાચાર ને રીતિરિવાજને છાપરા ઉપર ચડાવી દીધાં છે, એટલે બીજાઓને તેવા કરવા તેઓ પ્રયત્ન કરે છે. તેઓ એમ

સમજે છે કે જો આ લોકો ક્રિયાથી, સદાચારથી, કે કોઈ પણ રીતે પાછા નહિ હઠે તો તેઓ આપણી સામે હલ્લો કરશે, ને આપણી વૃત્તિ અર્થાત્ આજીવિકાને ધક્કો પહોંચાડશે. એટલે લિંગધારીઓ, ગ્રંથકાર કહે છે તેમ, ઘણા મિથ્યા આચારવાળા છે, ને મુક્તિમાર્ગથી વિપરીત પ્રરૂપણા કરતા હોય છે; ક્રિયામાર્ગને શિથિલ કરતા હોય છે ને પોતે જે બાજુમાં હોય તે વસ્તુને સારા પ્રકાશમાં લાવવા પ્રયત્ન કરતા હોય છે. આ લોકોની વાણી ઉપરથી મધુ જેવી મધુર હોય છે, પણ તેમના હૃદયમાં વિષની જેમ કટુકતા હોય છે.

કહ્યું છે કે–पीयूषधारामिव दांभिकाः प्राग् प्रलभनीयां गिरमुद्गरंति। અર્થાત્–અમૃત જેવી વાણી દંભી લોકો પ્રથમ લોભાવવાને માટે બોલતા હોય છે. પણ પરિણામે બીજી વસ્તુને–દોષને ઉપસ્થિત કરે છે.

લિંગધારીઓને આ ભોળા લોકો કદાચ ન મળ્યા હોત તો ગ્રંથકાર કહે છે કે તેઓ શું કરત? તેઓની જાળમાં કોણ ફસાત? તે સમયમાં એ લોકોએ કેવી જાળો પાથરી હતી ને પોતે પૂજાવા માટે કેવી યુક્તિ–પ્રયુક્તિ તેઓ કરી રહ્યા હતા, તે હવે કહે છેઃ

શાર્દૂલ

यत् किंचिद् वितथं यदप्यनुचित यल्लोकलोकोत्तरो–
त्तीर्ण यद्भवहेतुरेव भविनां यच्छास्त्रबाधाकरं ॥
तत्तद्धर्म इति ब्रुवति कुधियो मूढास्तदर्हन्मत ।
भ्रात्या लाति च हा दुरंतदशमाश्चर्यस्य विस्फुर्जितम् ॥२८॥

અર્થાત્–દશમું આશ્ચર્ય જે અસંયતની પૂજા તેનો મહિમા તો જુઓ! જેઓ અસંયત કે કેવળ નિર્ગુણી ને આરંભ ને પરિગ્રહ સાથે સખ્ય બાંધી રહેલા છે, તેઓની આ જગતમાં શ્રી મહાવીરના ધર્મ નીચે કેવી પૂજા ચાલે છે? એ વેશધારીઓ પોતાની પૂજા કરાવવા માટે કેવું નિરર્થક બોલે છે! તેમની માત્ર એ દુર્બુદ્ધિ છે ને એકદમ મૂઢતા છે. તેઓ ભોળા લોકોને છેતરવાને એવું કહે છે. તેમના કહેવા

મુજબ તે તે ધર્મ છે તે તે કર્ત્તવ્ય છે કે જે જોતાં જ અસત્ય લાગે છે ને અનુચિત પણ લાગે છે; તથાપિ તેઓ લોકોને ધર્મ સમજાવે છે કે યતિનો ભલેને માત્ર એક વેશ હોય અરે માત્ર બગલમાં રજોહરણ જ હોય, તોપણ તમારે તેમને વાંદવા જોઇએ. કહ્યું છે કે–

વસંતતિલકા

श्री श्रेणिकक्षितिपतिः किल सारमेय ।
लांगूलमूलनिहितं यतिवद् ववंदे ॥
भक्त्या रजोहरणमित्यनृतं वदंति ।
ही लिंगिनो वृषतया कुधियः प्रलब्धुम् ॥

અર્થાત્–કોઈ પુરુષને બગલમાં રાખેલા શ્વાનપુચ્છને રજોહરણ સમજી રાજા શ્રેણિક એકદમ વંદન કરવા ઢળી પડ્યા હતા !

**સ્વાર્થ માટે યાત્રાદિ પાછળ ધનવ્યય**

આવી વિતથ–અસત્ય ભાષા તે વખતના યતિઓ પોતાને પૂજાવા બોલતા હતા. વળી તેઓ એવી અનુચિત ભાષા વાપરતા હતા કે–આ જિનમંદિરની તમારા બાપદાદાએ કંઈ વખત યાત્રાઓ કરી છે, ને તે નિમિત્તે કેટલો બધો પૈસો વાપર્યો છે, તો તમારે આ ચૈત્યમાં યાત્રા કરવી ને પૈસો ખર્ચવો જોઇએ. એટલું જ નહિ પણ એ મંદિરમાં ધર્મ નિમિત્તે અનેક કાર્યપ્રસંગે પિતા, પિતામહ, વિગેરેને ઉદ્દેશી બહુ પૈસો ખર્ચવો ને બહુમાન કરવું, એમાં એ પિતા પિતામહ વિગેરે સ્વજનોનો સ્નેહ સચવાય છે ને વળી ધર્મ પણ સહજે થાય છે. એ લિંગધારીઓ પોતાની મતલબ સિદ્ધ કરવા આમ પોતાની તરફ ઢળતી વસ્તુ બતાવતા હતા.

વસંતતિલકા

यात्राः प्रतीत्य पितरौ भवताऽत्र चैत्ये ।
यद्वात्र मासि विहिता धनिनामुना तत् ॥
कार्यास्त्वयापि च तथेति कथं गृहस्थै– ।
र्धर्मोऽयमित्यनुचितं रचयंति धूर्ताः ॥

અર્થાત્-તે ધૂર્ત લોકો 'આ જ ધર્મ છે' એમ અનુચિત વાણીને રચતા હતા. તેઓ એમ કહેતા હતા કે આ જિનમંદિરમાં તમારા માતા-પિતા આ જ માસમાં યાત્રા કરતા હતા, તો તમારે તેમ કરવું જોઈએ અને તે ધર્મ છે. વળી ઘણા ગૃહસ્થ લોકોએ આવી અહીં યાત્રા કરી છે, તો તેમ સમજીને પણ તમારે કરવી ઘટે છે. ગમે તેમ સમજો, પણ યાત્રા કરવી ને ધનનો વ્યય કરવો ને બધાને ખુશી કરવાં એ બધું હિતાવહ છે.

આમ એ લોકો પોતાને ધન મળે તે માટે અનુચિત પણ મતલબવાળી વાણી વદતા હતા. વળી લોકોમાં ને લોકોત્તરમાં-જૈન માર્ગમાં ન ઘટે તેવી વાણી પણ તેઓ વદતા હતા કે સૂતકી ગૃહની ભિક્ષા લેવી એ શાસ્ત્ર વિરૂદ્ધ નથી. એવી અનેક વાતો કરતાં એ બુદ્ધિહીન લિંગધારીઓ શરમાતા ન હતા. વળી એ લોકો ભવ્ય જીવોનો સંસાર વધે એવી પણ વાતો કહેતા હતા. તે એમ કહેતા હતા કે जिनमंदिरे जलक्रीडादि एतत् हि महतोद्दीपत्वात् क्रीडामात्रत्वेनातत्त्विकत्वाच्च × × × ભગવાનના મંદિરમાં જલક્રીડા કરાવવાનો તેઓ ઉપદેશ આપતા હતા. ગ્રંથકાર કહે છે કે એ કામને વધારવા સિવાય બીજું શું હતું? બિચારા ભવ્ય જીવોનો સંસાર વધે તેવી એ બાજી છે. જેમ અન્ય લોકો ધર્મના મિષે વસંતઋતુમાં પીચકારીઓ વતી રમે છે, ને ભગવતને હિંડોળામાં હિંચોળે છે, વળી ત્યાં દાંડીઆ લેવાય છે, તેમ આ લોકો જૈન નામધારકો પાસે તે બધી પ્રવૃત્તિ કરાવે છે. તેઓ મૂર્ખ કે ભોળા લોકોને તે ધર્મ 'છે એમ કહે છે.

વળી લિંગધારીઓ શાસ્ત્રની વિરૂધ્ધ થાય તેવું કેટલું વર્તન કરે છે? આધાકર્માદિક ઔદ્દેશિક ભોજન લે છે. ઉપરાંત અષાઢ પૂર્ણિમાથી આરંભીને પચાસ દિવસે પર્યુષણ પર્વ કરવું જોઈએ તેને બદલે સટરપટર સમજાવીને શ્રાવણ કે ભાદ્રપદ અધિક માસ આવે ત્યારે એંશી દિવસે પર્યુષણ પર્વ કરે છે. આ વાત શાસ્ત્રોક્ત નથી, તથાપિ તેને શાસ્ત્રોક્ત કહી તેને વિષે ગમે તેવા આડા અવળા પુરાવા

ઊભા કરી તે વાતને સિધ્ધ કરે છે, પણ તે વસ્તુ સિધ્ધ નથી જ. કહ્યું છે કે—

वृद्धौ लोकदिशा नभस्य नभसोः सत्यां श्रुतोक्तं दिनं।
पचाशं परिहृत्य हि शुचिमवात् पश्चाच्चतुर्मासकात्॥
तत्राशीतितमे कथं विदधते मूढा महत् वार्षिक।
कुग्राहात् हि गणय्य जैनवचसो बाधां मुनिव्यसंकाः॥

અર્થાત્–લોકની ગણતરીએ શ્રાવણ ભાદ્રપદ માસ અધિક આવતાં શાસ્ત્રમાં કથિત જે પચાસમો દિવસ છે તે વાર્ષિક મોટું પર્વ છે. તથાપિ મૂઢ લોકો એંશી દિવસે તે પર્વને શામાટે કરે છે તે સમજાતું નથી. તો સમજાય છે કે તે લોકો મુનિજનોમાં ધૂર્ત સમા પોતાના કદાગ્રહથી જૈન માર્ગ–વચનને બાધ આવે તેમ વર્તે છે.

ગ્રંથકાર કહે છે કે આ પ્રમાણે તે લોકો પોતાની કલ્પનાથી ઉપસ્થિત થયેલા વિચારોને અજ્ઞાન જન આગળ મૂકે છે, ને તેની પ્રસિદ્ધિ થાય એમ ઉપાયો લે છે. આ જ અર્હન્તોનો મત છે એમ મિથ્યા જ્ઞાને કરી લોકોને ગ્રહણ કરાવે છે, પણ વિચારક ને સુજ્ઞ લોકો એ ખોટા માર્ગને કદી ગ્રહણ કરશે નહિ. રૂપામાં ને છીપમાં શ્વેતતાનો સરખો ગુણ છે, એટલે ગામડી લોકો ભલે તે છીપને એક વખતે ચાંદી માની લે, પણ સમજુ વર્ગ છીપને કયારે ય ચાંદી માનશે નહિ. બહારનો વેશ પહેરવાથી સન્માર્ગ થઇ શકતો નથી. સન્માર્ગ તો સદાચાર ને વીતરાગકથિત જ્ઞાનમાં છે. લિંગધારીઓ વેશ ઉપરથી અજ્ઞાન વર્ગને ભલે પોતા ભણી ખેંચે, પણ સુજ્ઞ ને વિચારક વર્ગ એકલા વેશને ક્યારે પણ પૂજશે નહિ. તે તો આચાર ને જ્ઞાનને જોશે. ત્યારપછી તેઓ પોતાનું મસ્તક ત્યાં નમાવશે. ગ્રંથકાર એ લિંગધારીઓને કહે છે કે આ તમારી દશા શું? તમે જે ફાવ્યા છો તેનું કારણ એ છે કે તે દુરંત–જેનું ફળ ઘણું ખરાબ છે એવા દશમા-આશ્ચર્યનો મહિમા છે. એમ ન હોય તો આવા કુમાર્ગનું જે ઘણા લોકો ગ્રહણ કરે છે ને તમારી પાછળ ફરે છે તે ન હોત.

**દિશામૂઢને હસનારા જન્માંધો !**

હવે ગ્રંથકાર કહે છે કે આ લિંગધારીઓ તદ્દન અજાણ છતાં સમાજમાં પોતાની સુજ્ઞતાનું કેવું બિરૂદ ધરાવે છે તે જોઇ મને હાસ્ય આવે છે. એમ લાગે છે કે આ લોકો પોતાની આટલી બધી બાલિશતા છતાં શું જોઇ પોતાની સુજ્ઞતા બતાવતા હશે? તે ઉપર એક શ્લોક મૂકે છે.

શાર્દૂલ

कष्ट नष्टदिशां नृणां यददृशा जात्यंधवैदेशिकः ।
कांतारे प्रदिशत्यसीप्सितपुराध्वानं किलोत्कंधरः ॥
एततकष्टतरं तु सोपि सुदृशः सन्मार्गगांस्तद्विदाः ।
तद्वाक्यानुवर्तिनो हसति यत् सावज्ञमज्ञानिव ॥ २९ ॥

અર્થાત્—અમારા દિલમાં ઘણું કષ્ટ લાગે છે કે—આંખો મળ્યા પછી કેટલાક વખતને અંતરે આંખો ગઈ છે ને અટવીમાં ચાલતાં દિશાનો વ્યામોહ થયો છે એટલે જેમને પૂર્વ દિશા કઈ કે પશ્ચિમ દિશા કઈ એની ખબર દિલમાંથી ભૂંસાઇ ગઈ છે એવા મનુષ્યોને, કોઈ બીજો જન્માંધ ને વિદેશી પુરૂષ ચાલતાં અટવીમાં મળી આવ્યો, તે નર પેલા દિશામાં મૂઢ થયેલા ને રસ્તામાં ચાલતા તથા ઘોંઘાટ કરતા ને જેને તેને પૂછે છે કે, હે ભાઇઓ! તમે કોઈ રસ્તો બતાવો, તેને કહે છે કે, હે ભાઈ! આમ કેમ ભમો છો? ચાલો, આવો, હું તમને ઇચ્છિત નગરનો રસ્તો બતાવું. એમ જન્માંધ પુરૂષ બે હાથ લાંબા કરીને ગ્રીવાને નમાવી બૂમરાણ કરી મૂકે છે. કહો, હવે શું એ રસ્તો બતાવી શકશે ખરો કે? પેલા દિશામૂઢ થયેલા મનુષ્યો કરતાં તેની આંખો વધારે સારી છે કે ખરાબ છે? અટવીમાં પેલાઓ કાંઈક ભૂલા પડયા છે એ વાત બરાબર છે, પણ તેથી કાંઈ તેઓ સાવ અજાણ નથી, કારણકે તેને પહેલાં આંખો હતી, પરંતુ અત્યારે વર્તમાન કાળે આંખો નથી. ત્યારે આ જન્માંધ મનુષ્યને મૂળથી આંખો નથી, તો તે એ લોકોને કેવી રીતે રસ્તો બતાવી શકશે?

લોકોમાં એવી રીતિ છે કે રસ્તો બતાવનાર માર્ગનો જાણકાર હોય છે ને રસ્તામાં ચાલનાર અજાણ હોય છે, એટલે તે જાણકાર કે ઉપદેશક તેને માર્ગ બતાવી શકે છે. પરન્તુ આ તો તદ્દન અંધ માણસ જેવા તેવા અંધને રસ્તો બતાવે છે! હાસ્ય એ છે કે બતાવનાર કરતાં ચાલનાર કાંઈક સારૂં જોઈ શકે છે; તો દર્શક નર શી રીતે ઇષ્ટ નગરે પહોંચાડી શકશે? અર્થાત્ નહિજ પહોંચાડે. જેઓ સારૂં સમજે છે, સિદ્ધા માર્ગ ઉપર જેઓ ચાલે છે ને જે માર્ગમાં જવું છે તેના પૂરા ભોમીઆ છે, તે લોકોને તે માર્ગ બતાવનારાઓ શું જોઇને હસે છે? તાત્પર્ય એ છે કે માર્ગ બતાવનાર વેશધારીઓ સિદ્ધાંત રહસ્યના તદ્દન અજ્ઞાન છે ને સર્વથા અગીતાર્થ છે; તે સત્પથની શોધ કરનાર એટલે નિર્ણય કરનાર મુમુક્ષુ જીવોને કેવી રીતે મોક્ષ માર્ગ બતાવી શકશે? પોતે જ જાત્યંધની માફક સાવ અજ્ઞાન છે. જાત્યંધની સાથે વૈદેશિક વિશેષણ મૂકયું છે તેનો અર્થ એ કે આગમ જાણનાર પુરૂષની પાસે પણ જે રહ્યા નથી એટલે મૂલતત્ત્વોથી ઘણા દૂર છે, સાચા સંગથી રહિત છે, પોતાની ઇચ્છામાં આવે તેમ ચાલનાર ને મોક્ષ માર્ગના કટ્ટર શત્રુ છે, તે કયાંથી સન્માર્ગને ઉપદેશી શકે? તથાપિ પોતાના અહંકારના વિકારને ન છોડતાં તેને વશ થઇ પોતાની ઇચ્છામાં આવે તેમ માર્ગ બતાવે છે ને સન્માર્ગમાં ચાલનારને તેઓ હસે છે. જ્ઞાન દર્શન ને ચારિત્રથી યુક્ત માર્ગ કે જે પ્રાણી માત્રને હિતાવહ ને સુખરૂપ છે, જેનો આદર સુવિહિત સાધુઓ કરી રહ્યા છે, ને તેમાં જ તેઓ રમણ કરે છે, તેવા સાધુઓને તેઓ, જ્ઞાન દર્શન ચારિત્રથી રહિત, માત્ર વેશને માન આપનાર, પોતાના જીવનની અધિકતા માનતા, ને જાણે કે અમેજ સંસારસમુદ્રના પારગામી છીએ એમ સમજતાં હસે છે.

તે વેશધારીઓ તેમની સામે કેમ હસે છે તો કહે છે કે સન્માર્ગમાં ચાલનાર જેઓ ગીતાર્થ છે તેઓ વેશધારીઓના વચનને ઉત્સૂત્ર માની અનુસરતા નથી, એટલે તેઓ તેમની સામે હાથ

પછાડા કરે છે, પણ વેશધારીઓ એવું સમજતા નથી કે આપણે તદ્દન મૂર્ખ છીએ તો આપણું વચન તેઓ શી રીતે સ્વીકારશે?

આ લિંગધારીઓને વશ લોકો પડી ગયા છે તે વાત હરિભદ્રસૂરિના વખતમાં પણ હતી; એટલે એને લગતી શ્રી હરિભદ્રસૂરિએ બે ગાથાઓ લખી છે, જેમાં જણાવ્યું છે કે—

बहु वानर मज्झगया असुइणा विलिंपति।

એક વખતે એક રાજાને સ્વપ્ન આવ્યું, તેમાં તેણે વાનરોને જોયા. તેમાં એક મોટો વાનર, પોતાની ગુદામાંથી નિકળેલી અશુચિને બીજા વાનરોને ચોપડવા લાગ્યો. આ હકીકતનો અર્થ રાજા ન સમજી શકયો. તેથી ટીકાકારના કથન પ્રમાણે તે વખતે શ્રી વીર વિચરતા હતા તેમની પાસે તે રાજા ગયો, ને તે સ્વપ્નનો અર્થ (આશય) પૂછયો. શ્રી વર્ધ્ધમાન પ્રભુએ કહ્યું કે હે રાજન્! તે વાનર સમાન આચાર્યો થશે, તેમાં મોટો વાનર હતો તેવા મોટા આચાર્ય લોકોમાં ઘણા પૂજાશે, તે ગુદાનિર્ગમન અશુચિ (વિષ્ટા)ની જેમ ઉત્સૂત્રોની પ્રરૂપણા કરશે, ને તે ઉત્સૂત્રના વિચારમાં ઘણા લોકોને અંદર સંડોવશે. માત્ર તેમાંથી થોડા લોકો બચી જશે. થોડા વાનર બચી ગયા તે સમાન કેટલાક સારા ગીતાર્થ વિચારક ને અભ્યાસીઓ હશે, તે વેશધારીઓના પંજામાં નહિ આવે. એવા લોકો સામે જોકે તેઓ હાસ્ય કરશે, પરન્તુ સુજ્ઞ વિચારકો તેમને નહિ ગણે.

### ઘસાતો કાળ અને અસંયતિની પૂજા

હવે ગ્રંથકાર કહે છે કે આવા લોકો આટલી બધી હદ સુધી જશે ને સિદ્ધાંતની અવગણના કરશે, પોતાનાં વચન ઉપર મુસ્તાક રહેશે ને લોકોને ગમે તેમ કરીને પોતાની બાજુમાં વાળશે, તેનું કારણ શું? એનો વિચાર કરી પોતે જ તેનું કારણ શોધી કહાડે છે ને કહે છે કે, હે પ્રભો! શું વધારે કહું? ખરેખર આ દુઃષમ કાળ ને પંચમ

આરો છે ને વળી હુંડાવસર્પિણી છે; તેથી હે પ્રભુ! તારો માર્ગ શુદ્ધ ને ઉજ્જ્વળ છતાં લોકોની આંખમાં દેદીપ્યમાન નહિ થાય. એ કથન નીચેના શ્લોકમાં ગ્રંથકાર કરે છે:

સ્રગ્ધરા વૃત્તમ્

सैषा हुंडावसर्पिण्यनुसमयहसद्भव्यभावानुभावा ।
त्रिंशश्चोग्रग्रहोऽयं ख ख नखमितिवर्षस्थितेर्भस्मराशिः ॥
अंत्यं चाश्चर्यमेतज्जिनमतहतये तत्समा दु.षमा चे–
त्येव पुष्टेषु दुष्टेष्वनुकलमधुना दुर्लभो जैनमार्गः ॥ ३० ॥

ગ્રંથકાર કહે છે કે જે આગમ ગ્રંથોમાં આપણે હુંડાવસર્પિણી કાળની હકીકત વાંચતા હતા તે આ હુંડ–અવસર્પિણી કાળ છે: અવસર્પિણીઓ ઘણી આવે છે, પણ તેમાં આ હુંડ એટલે હલકામાં હલકી કે નીચામાં નીચી અવસર્પિણી છે. મનુષ્યના શરીર સંસ્થાનમાં જેમ હુંડ સંસ્થાન બધાં સંસ્થાનથી નીચું છે, તેમ આ કાળ પણ બધી અવસર્પિણીઓમાં નીચો છે. એ કાળમાં મનુષ્યોના ભાવ પણ ઘણા જ નીચા જણાય છે. ભવ્ય–સારામાં સારા–મનુષ્ય જેને કહીએ તેના ભાવ પણ જ્યારે નીચા દેખાય છે ત્યારે આશ્ચર્ય લાગે છે કે શું આ કાળ કે શું આ મનુષ્ય! તેવા મનુષ્યો જે ભાવ બતાવતા હોય તે પણ દિવસાનુદિવસ ઘણો ઊતરતો હોય છે. ગ્રંથકાર કહે છે કે આ કાળ સમયે સમયે 'હ્સત્'–એટલે ઘસાતો જાય છે.

આ કાળ ઘણો નીચો છે તેનું કારણ એ છે કે તેમાં અસંયત જનોની પૂજા ચાલી રહી છે. જેઓ સંયત–સાધુ હોય, સદાચારી હોય, જ્ઞાન દર્શન ને ચારિત્રના ગુણવાળા હોય તેઓ અવશ્ય પૂજવા યોગ્ય છે. તેઓ કદાચ ઉચ્ચ સ્થાન પર કે સમાજની મધ્યમાં બેસે તો તે તેમને ઘટતું સ્થાન છે. તેઓ સમાજને કે વ્યક્તિને ત્યાગનો ઉપદેશ આપે તો તે તેમને શોભે તેમ છે; પરન્તુ જેઓ રત્નત્રયરહિત છે, વા એકલા વેશ ઉપર જેઓ મુસ્તાક રહ્યા છે, વા સાવ ગૃહસ્થ

વેશમાં છે, તેઓ પૂર્વોક્ત ત્યાગી જેવો ઉપદેશ અપવા માટે અડ્ડો જમાવે, ને શ્રોતાઓની પાસેથી માનપાન ભોજનાદિ સામગ્રીની આશા રાખે, ને લોકો તેમ કરવા ધસે એ અસંયતિની પૂજા છે. એટલે આ કાળમાં ગુણરહિત જનોની પૂજા ચાલી રહી છે. એ જ વસ્તુએ ચૈત્યમાં રહેવાનું ઊભું કર્યું છે. જો લોકો ગુણની પૂજાના પ્રેમી રહ્યા હોત તો ચૈત્યવાસ અવશ્ય અટકી જાત. ગ્રંથકાર કહે છે કે આ સ્થિતિ જે બની આવી છે, તે પ્રભુના નિર્વાણ થવા સાથે જ બની છે, કારણકે જ્યારે પ્રભુ નિર્વાણ પામ્યા તે વખતે આ ગ્રહ જે ઘણો ભીષણ ગ્રહ છે તે તે વખતે આકાશમાં આવ્યો હતો. તે ગ્રહ અઠયાશી ગ્રહોમાં ત્રીશમો ગ્રહ છે. :વળી તે જૈન પ્રવચનને ઘણો ઉપસર્ગ કરનાર છે. તે ગ્રહની સ્થિતિ કેટલા વર્ષની છે, તો કહે છે કે ખં, ખં, નખ, (૦૦૨૦) આંકની પશ્ચાનુપૂર્વી કરી આંક લઇએ તો ૨૦૦૦ (બે હજાર) વર્ષ સુધી એક રાશિ ઉપર ભસ્મગ્રહની સ્થિતિ આવી હતી. એટલે એ ભસ્મગ્રહ શ્રીમાન્ મહાવીરના નિર્વાણથી બે હજાર વર્ષ સુધી ક્રૂરપણે વર્તશે. જોકે એ ક્રૂર ગ્રહ પ્રભુને ત્રાસ આપી ઘણા દુઃખી કરત, પરન્તુ પ્રભુ મહાવીર તો તેના સકંજામાં ન આવ્યા ને ચાલી ગયા એટલે તેમના ઉપર તે ગ્રહનું કાંઇ જોમ ચાલ્યું નહિ, પરન્તુ તેમના અનુયાયીઓ જે સાધુ–સાધ્વીઓ વિગેરે ચતુર્વિધ સંઘ છે તેના ઉપર તેણે ભારે અમલ ચલાવ્યો.

આ આશ્ચર્ય છેલ્લું છે એટલે કે દશમું છે, તેથી તે ઘણું જ આશ્ચર્યકારક છે. પ્રત્યક્ષ જૈન મતને હણવા માટે જ આ આશ્ચર્ય ખડું થયું છે, નહિતો આમ ન હોય. પવિત્રમાં પવિત્ર ને ઉચ્ચમાં ઉચ્ચ જૈન દર્શન છે. સર્વ વિષય ને સર્વ સંગથી છૂટવાનું તે ઉપદેશી રહ્યું છે. વળી તે પરમ શાન્તિ ને હિતના સ્થાનને બતાવી રહ્યું છે. એ દર્શન આજે જૈનોની અંદર ને બહાર નિંદનીય થઈ પડયું છે, એ શું ઓછું આશ્ચર્યકારક છે? ગ્રંથકાર કહે છે કે આટલી

હદે જૈન દર્શનના હાલહવાલ થયા તેનું કારણ શું ? તો કહે છે કે એક હુંડાવસર્પિણી, બીજું ભસ્મગ્રહ, ને ત્રીજું કારણ દશમું આશ્ચર્ય જે અસંયતિ વર્ગની પૂજા. આ ત્રણ ભેગાં થવાથી કાળમાં ઘણી દુષ્ટતા આવી પડી છે. આ બધા ઉપરાંત પાંચમો આરો. એ બધાં મળી જૈન દર્શનને અધઃસ્થિતિએ પહોંચાડી રહ્યાં છે. ટીકાકાર કહે છે કે કોઈ સ્થળે કહેવામાં આવ્યું છે કે આ ભસ્મગ્રહ વિગેરે જૈન દર્શન ને કેમ વલોવી રહ્યાં છે, તો કારણ એ છે કે 'ઉત્કૃષ્ટ પુરૂષમાં સિંહતુલ્ય એવા મહાપુરૂષોના વિયોગથી મદોન્મત્ત હાથી સમ ભસ્મગ્રહ વિગેરે કારણો, જૈન દર્શન તુલ્ય વનને ભાંગવા સમર્થ થયાં છે. જો એવા દિવ્ય જ્યોતિધારી મહાપુરૂષો હોત તો જૈન દર્શનની આવી સ્થિતિ ન થાત. વળી ટીકાકાર કહે છે કે આગમમાં પણ એ જ વાત જણાવી છે કે એ ચાર કારણોથી જૈન તીર્થ રીબાઈ રહ્યું છે. એ કારણોથી લોકનાં દિલ ખાટાં થઇ ગયાં છે. ધર્મ સમજવા છતાં જાણે કષાય ને ભવ કરવાની વૃત્તિમાં રૂચિ ન હોય, એમ લોકોની પ્રવૃત્તિ ને રૂચિ ઘસારો કરતી હોય છે. ચોરના ભયથી મુસાફરને ત્રાસ છૂટે છે ને સામે ગ્રામે પહોંચવું દુર્ગમ થાય છે, તેમ આજે ચૌરાદિક જેવાં એ ચાર કારણોથી મુમુક્ષુ જીવોને કર્મથી છૂટવાની ઇચ્છા ઘણી હોવા છતાં મોક્ષમાર્ગ દુરધિગમ્ય થઇ પડ્યો છે. જ્યાં જુઓ ત્યાં ક્લેશ, કચવાટ, ઇર્ષ્યા ને પોતાની મહત્તાનાં નગરાં વાગતાં હોય છે. લોકો માને છે કે આ બધી વસ્તુ સારી નથી, જીવને હિતાવહ નથી, ભવની પરંપરાને કરાવનારી છે, તથાપિ જોશો તો તેમાં જ લોકોની પ્રવૃત્તિ થાય છે. એટલે એ બધી વસ્તુથી સમજાય છે કે સાંપ્રત કાળ જે પાંચમો આરો (પૈડાના છ ચક્રમાંનું પાંચમું ચક્ર) ઘણો જ વિષમ છે.

**સાધુ પુરૂષોના નિંદકો**

હવે ગ્રંથકાર કહે છે કે અત્યારસુધી જે મેં વાત કરી તે આ વેશધારી લોકોએ જૈન સિદ્ધાંતની કેવી અવહેલના કરી છે ને

પોતાના ચારિત્રની કેવી મહત્તા વધારી છે એ વિષે કેટલુંક કહ્યું છે, પણ હવે તે લોકો પોતાના ધર્મનું પ્રતિપાદન કરવા સાથે ગુણી જનો ને સુપાત્રો ઉપર કેવો દોષ ઠાલવે છે તે અત્ર જણાવવાનું છે.

શાર્દૂલ

सम्यग्मार्गपुषः प्रशान्तवपुषः प्रीतोल्लसच्चक्षुषः ।
श्रामण्यर्द्धिमुपेयुषः स्मयजुषः कंदर्पकक्षप्लुषः ॥
सिद्धांताध्वनितस्थुषः शमजुषः सत्पूज्यतां जग्मुषः ।
सत्साधून् विदुषः खलाः कृतद्रुषः क्षाम्यंति नोद्यद् द्रुषः ॥३१॥

ગ્રંથકાર કહે છે કે, અરેરે ! આ લોકોની કેટલી બધી નીચતા છે, કે તદ્દન સુવિહિત ને સુપાત્ર પુરૂષો છે તેમને અર્થ વિના, કારણ વિના, આ ખળ લોકો ગમે તેવા આરોપો મૂકી દુઃખમાં ઉતારી દે છે ! એ સાધુ પુરૂષો કેવા છે ? સમ્યગ્ માર્ગના પોષણ કરનારા સંત પુરૂષો છે, એટલે ભવ્ય જીવોના કેવળ હિત તરફ લક્ષ્ય રાખી વીતરાગ દેવ પ્રણીત જ્ઞાન દર્શન ને ચારિત્ર રૂપ મોક્ષમાર્ગના ઉપદેશક છે. તેઓના હૃદયમાં પ્રભુ ઉપર ને ભવ્ય જીવો પર પૂર્ણ પ્રેમ હોવાથી ક્યારે પણ સૂત્ર વિરૂદ્ધ ભાષણ કરતા નથી. તેઓ એમ સમજે છે કે પ્રભુના કથન ઉપર રખે આપણો પગ પડી જાય, એવો ભય તેઓના દિલમાં હોય છે. વળી તેઓના દિલમાં પોતાનું ને ભવ્ય જીવોનું સંપૂર્ણ હિત વસેલું હોય છે, તેથી તેઓ એવી ભૂલ કરતા નથી. વળી તેઓ એવા શાંત હોય છે કે કોઇને પણ તેઓના શરીર ઉપર રાગાદિ વિકાર જણાતો નથી. બહારમાં કે અંતરમાં જ્યારે કોઇ જોવા ઇચ્છા રાખે ત્યારે તેઓ રજ વિનાના જળની જેમ શાન્ત જણાતા હોય છે. ગ્રંથકાર ત્રીજું લક્ષણ એવું જણાવે છે કે તેમની આંખો પ્રેમથી વિકસિત હોય છે. વિરોધી કે દુશ્મન પણ તેમને જોતાં ઠરી જાય છે. શ્રમણની ઋદ્ધિ રૂપ પંચમહાવ્રતોના તેઓ સેવનારા હોય છે, જેથી સર્વ વિરતિ ભાવમાં તેઓ અત્યંત માનતા હોય છે. અભિમાન પ્રતિ

તેઓ તિરસ્કાર બતાવતા હોય છે; એટલે તે સાધુ પુરુષો વાણીમાં ને વિદ્વત્તામાં ગમે તેટલા સંપૂર્ણ હોય તોપણ અભિમાનના માર્ગે જતા નથી. વળી તેઓ કંદર્પદેવને સત ક્રિયાઓથી બાળી નાંખતા હોય છે, જેમ કોઈ અગ્નિથી સૂકા ઘાસને ભસ્મ કરે તેમ. સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે ચાલવું એ જ જેમનો સિદ્ધાંત છે એવા ને શમભાવમાં તેઓ રહેનારા છે. તેમની રીતિ ક્રિયા વિગેરે સદાચારો જોઈ વિવેકી પુરુષોને સેવા કરવાના ભાવ થાય છે. એકંદરે આવા ઉચ્ચ કોટિના પુરુષો જગતમાં પોતાના જીવનનું જ્યારે હિત કરી રહ્યા હોય છે, ત્યારે પેલા ખલ પુરુષો તેમના ઉપર ગમે તેવાં તહોમત મૂકતાં અચકાતા નથી. તે દ્વેષી જનો દિલમાં એવો ખ્યાલ લાવતા હોય છે કે કઈ રીતે આ લોકોને જગતની આંખે ખોટા દેખાડીએ, જો તેમ નહિ કરીએ તો આ લોકો ઘણા આગળ વધી જશે.

દ્વેષી લોકો—કેવળ ગુણના વિરોધી લોકો ગમે તેમ કરી ગુણ-માંથી પણ દોષ શોધી કહાડે છે. જેમ ઊંટ આમ્ર જેવા સુંદર ઝાડને છોડી લીંબડાને ખાવા માટે પસંદ કરે છે, તેમ ખલ પુરુષોને નિંદા કરવાની અનેક જગ્યા છતાં સાધુ પુરુષને નિંદવામાં જેવો રસ પડશે, તેવો તેને બીજામાં રસ નહિ જ આવે. ખલ પુરુષ સાધુતામાં કેવી રીતે દોષો કહાડે છે તેને માટે ગ્રંથકાર એક શ્લોક કહે છે.

શાર્દૂલ

लाभार्थं मलिनांशुके कितवतां कष्टक्रियाधायिनि ।
प्राहुर्दाभिकतामभिग्रहरुचौ कीर्त्यर्थतां क्षंतरि ॥
गुप्तांगे वकवृत्तितां च तपसा शस्ये नमस्येच्छुता ।
मित्थं हंत न दूषयति यतिनां ही लिंगिनः कान् गुणान् ॥

અર્થાત્—એ લિંગધારીઓ, પવિત્ર મુનિઓના ગુણ હોય તોપણ લોકોમાં તેમની લઘુતા કરવા ગમે તેમ કરી તેમના ગુણોમાં

દોષારોપણ કરતા હોય છે. લિંગધારીઓનું એવું કુલવ્રત ચાલ્યું આવે છે કે તે વસ્તુનું સ્થાપન કરતાં તેમને આવડે છે. તે એવી રીતે વાતને મેળવે છે કે લોકો અવશ્ય તેમની વાતને કબૂલ રાખવા લલચાય. સાધુ પુરૂષો પોતાની સાધુતાની ખાતર વસ્ત્રને બહુ સાફસુફ રાખતા નથી. તેઓ માને છે કે વસ્ત્ર મલિન હશે તો બ્રહ્મચર્ય વિગેરે સદ્ગુણો સારા સચવાશે. ત્યારે તે ખલ પુરુષો તેમની કીર્તિને ઝાંખી કરવા એવી વાત ઊભી કરે છે કે તે લોકો ઘણા લોભી છે એટલે વસ્ત્ર ધોતા નથી, યા કહેશે કે તેઓ આળસુ ને એદી છે, એટલે એવા ગંદા ને ગંદા પડયા રહે છે. જ્યારે સાધુપુરુષો કષ્ટ ને તપક્રિયા કરે છે, ત્યારે લિંગધારીઓ કહેશે કે જુઓ તે કેવાં કપટ ને માયા કરે છે. એમને તો કોણ જાણે ક્યાંએ જવું હશે, જુઓ તો કેવા કેવા ઢોંગ કરે છે! સાધુઓ જ્યારે પોતાના જીવનની સ્થિતિ કે શાંતિ મેળવવા અભિગ્રહ ઉપર રૂચિ રાખે છે ત્યારે તેઓ કહેશે કે જુઓને કેવાં દંભ કરે છે, શું લોકોને ઠગવાની આ બાકી નથી? એમ કહી પોતાના મનને સંતોષે છે. સાધુઓ જ્યારે ક્ષમાગુણમાં ચડી જાય છે, ત્યારે તેઓ કહેશે કે આ સહન કરે છે તે લોકોમાં વાહવાહ બોલાવવાને માટે કરે છે, એટલે કે પોતાની કીર્તિ કેમ વધે તે માટે કરે છે. સાધુઓ જો પોતાનાં અંગોપાંગને ગોપવીને વિચરે છે, તો આ લોકો કહેશે કે જુઓ, આ બધા બગલા છે કે બીજું કોઈ? બગલાઓ ઉપરથી ધીમે ધીમે પગલાંઓ ઉપાડતા હોય છે ને અંદરમાં તો તેમની દૃષ્ટિ બીજે હોય છે. વળી સાધુઓ જો શરીર ઉપર મોહ ઉતારી તપસ્યા કરતા હોય છે, તો કહે છે કે જુઓ, આ લોકો કેવી પૂજાવાની ઈચ્છા રાખે છે! આમ સાધુ–પુરુષોમાં એવા કયા ગુણો છે કે જેને આ લિંગધારીઓએ કે ખલપુરુષોએ દોષની સરાણ ઉપર ન ચડાવ્યા હોય! ગ્રંથકાર કહે છે કે એક પણ ગુણ તેમની દૃષ્ટિમાં ગુણપણે જણાયો નથી; તેમને તો કેવળ દોષ જ દેખાય છે. કહ્યું છે કે—

वाणानिव गुणान् कर्ण–मागतानसहिष्णवः ।
पीडापादनतोऽव्रीडा निंदंति गुणिनां खलाः ॥

અર્થાત્—ખલ પુરુષો કે જેમના હૃદયમાંથી લજ્જા ચાલી ગઇ છે ને સહન કરવાની શક્તિ નથી તેઓ ગુણી જનોના ગુણને સાંભળે છે કે તુરત તેમના કાનમાં જાણે કે બાણ લાગતાં ન હોય તેમ તે ગુણો એ ખલ મનુષ્યોને પીડા આપે છે. હકીકત એ છે કે સુંદર ગુણોથી યુક્ત એવા મુનિજન વિષે દ્વેષ રાખવો એ કોઇ રીતે મનુષ્ય વર્ગને ઘટતું નથી, કારણકે તે અનંત ભવમાં ભ્રમણ કરવાનો માર્ગ બતાવે છે. સત્પુરુષોમાં સમ્યક્ત્વની સુંદર ભાવના છે ને જ્ઞાન–ચારિત્ર તેમના ઉત્તમ ગુણો છે, એ ગુણો જ કોઇ પણ જીવને શાતારૂપ ને સુખકારી ચીજો છે. તેમાં હર્ષ કરવો ને પ્રમોદ ધરવો એ વાસ્તવિકતાએ સમ્યક્ માર્ગ ભણી લેઈ જાય છે. આમ છતાં હર્ષ ન આવે તો એ વસ્તુ જુદી છે, પણ દ્વેષ કરવો એ તો જીવને મહામિથ્યાત્વ ને દુઃખના કારાગારમાં લેઈ જાય છે. આથી કથનીય એ છે કે સજ્જન ને સાધુ પુરુષોની નિંદા કરવી ઇષ્ટ નથી. ટીકાકાર કહે છે કે એક સાધુપુરુષની જો નિંદા થાય છે તો પન્નર ક્ષેત્રમાં રહેલા સર્વ સાધુઓની નિંદા થાય છે, ને તેમના સત્યગુણોનું આચ્છાદન થાય છે. આથી બુદ્ધિમાન પુરુષે તેમનું બહુમાન કરવું સારૂં છે, પણ દ્વેષ કરવો સારો નથી.

હવે ગ્રંથકાર એમ કહેવા માંગે છે કે આ ખલ લોકો સાધુ પુરુષોના ગુણ કેમ સહન કરતા નહિ હોય તેમ જો શંકા થાય તો ખુલાસો એ છે કે એ લોકોમાં મિથ્યાત્વવાળી –ગુણદ્વેષવાળી–બુદ્ધિ હોય છે, તેથી તે લોકો હમેશાં વિરુદ્ધ જુએ છે ને એમ જોવું એ એમનો સ્વભાવ છે. વળી આ લોકોનો એવો અવળો સ્વભાવ છે કે જ્યાં કેવળ સદ્‌ગુણો છે ત્યાં તેમને દુર્ગુણો લાગે છે, ને જ્યાં દુર્ગુણો છે, ત્યાં તેમને સદ્‌ગુણોનો ભાસ થાય છે. તે સંબંધે આ શ્લોક કહ્યો છે:

શાર્દૂલ

देवीयन्युरुदोषिणः क्षतमहादोषा न देवीयति ।
सर्वज्ञीयति मूर्खमुख्यनिवहं तत्त्वज्ञमज्ञीयति ॥
उन्मार्गीयति जैनमार्गमपथ सम्यक्पथीयत्यहो ।
मिथ्यात्वग्रहिलो जनः स्वमगुणाग्रण्यं कृतार्थीयति ॥ ३२ ॥

અર્થાત્–મનુષ્યમાં મિથ્યાત્વબુદ્ધિનું કેટલું બધું જોર છે કે તે ઉરૂદોષિણઃ એટલે પુષ્કળ દોષવાળાઓને દેવ સમાન જુએ છે, અને કહે છે કે અહાહા! આ જ જિનદેવ–વીતરાગદેવ છે; આમનાથી બીજા કોઈ ઉંચા નથી; આ જ અમારે આરાધવા યોગ્ય છે! જો કે તેઓ પ્રાણાતિપાત આદિ મોટા દોષો સેવતા હોય છે, સ્વેચ્છા પ્રમાણે વિચરતા હોય છે, અઘટતાં કાર્ય કરતા હોય છે, તથાપિ આ પ્રેમી ભક્તવર્ગને તેઓ અતિશયવાળા અથવા લબ્ધિવાળા અથવા કોઇ મહાપ્રભાવક–જૈન સમાજના મહા ઉધ્ધારક જેવા દેખાય છે. જેઓએ અંતરના દોષોનો નાશ કર્યો છે, જગતના જીવો જેનાથી ઉધ્ધાર પામ્યા છે, ને યુગપ્રધાન જેવા જે પુરૂષો છે, તેમને તે મિથ્યાદષ્ટિઓ અદેવ તુલ્ય–સામાન્ય જીવો તરીકે ગણે છે. ગ્રંથકાર કહે છે કે આ લોકોની કેવી દષ્ટિ સમજવી? આચાર, ત્યાગ ને વર્તન જેમનાં સારાં છે તે લોકો સારા કે આરંભ ને પરિગ્રહમાં મશગુલ રહેનારા સારા? આવો સ્પષ્ટ ભેદ છે છતાં તેમની આંખ કેમ જોઇ શકતી નહિ હોય? બીજી બાજુએ જેઓને પોતાના ગચ્છમાં – સંપ્રદાયમાં આચાર્ય માન્યા હોય પણ મહામૂર્ખ હોય તેમને આ ભક્તવર્ગ સર્વજ્ઞ સમાન માને છે; ને જે પટ્ દર્શનના ને ધર્મશાસ્ત્રના જ્ઞાનમાં ખૂબ નિષ્ણાત હોય તેમને અજ્ઞ તુલ્ય માને છે. અર્થ એ છે કે આ ભક્તવર્ગની આંખમાં એવો કદાગ્રહ બેઠો છે કે તેમને પોતાનું જ સત્ય લાગે છે ને સત્ય છે તે અસત્ય લાગે છે. ત્રીજી બાજુએ વીતરાગપ્રણીત શુદ્ધ માર્ગમાં કેવળ દયા સંયમ ને તપની

પ્રરૂપણા છે, ને સર્વ જીવો ઉપર કરૂણા ભાવ કહ્યો છે, તે માર્ગમાં તેમને ઉન્માર્ગ—અવળા માર્ગની ભ્રાન્તિ થાય છે ને કહે છે કે આ તો ઉત્સૂત્ર છે, આ વીતરાગપ્રણીત માર્ગ નથી. જે અપથ છે, જેમાં કોઇને પણ વિશ્વાસ ન આવે જેમકે સ્વચ્છંદે ચાલવું, વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ વિચરવું, આધાકર્મી ઔદ્દેશિક ભોજનનું જમવું, સર્વભક્ષી અગ્નિની પેઠે સર્વ ભોજનનું કરવુ, એવી જે પ્રવૃત્તિ છે, તેમાં આ ભક્તવર્ગ સમ્યક્માર્ગની વૃત્તિ ધારે છે. ગ્રંથકાર કહે છે કે, અહો ! વિસ્મય થાય છે કે ક્યાં ચંદ્ર સમ ઉજ્જ્વલ સર્વ જીવોનો પ્રકાશક વીતરાગદર્શિત માર્ગ ને ક્યાં અંધકાર તુલ્ય ઉન્માર્ગ; આ બેની વચ્ચે કેટલું અંતર છે !

**વાઘ જેવો સંઘ અને મૃગલા જેવા ભક્તો**

જૈન અનુયાયીઓ એમ બોલે છે કે અહો ભ્રાત ! અત્યારે તો આપણે સંઘનો આશ્રય કરવો જોઇએ, કારણકે સંઘ છે એ વિશાળ છે, એનાથી કોઇ અત્યારે મોટું નથી. ખુદ ભગવાન્ પણ સંઘ—ચતુર્વિધ સંઘને મોટો માની તેને નમસ્કાર કરે છે; એવા સંઘની આજ્ઞા પ્રમાણે વર્ત્તનાર જીવોનો મોક્ષ થાય છે એમાં કાંઇ શંકા નથી. આ હકીકત આ ગ્રંથકારને ગળે ઊતરતી નથી; એ સંઘ કેવો ભયાનક વા ખતરનાક પદાર્થ છે, વા એ સંઘ જીવોને કેવો ઉંધે રસ્તે દોરે છે, તે હવે ગ્રંથકાર બતાવે છેઃ

संघत्राकृतचैत्यकूटपतितस्यांतस्तरां ताम्यत—
स्तन्मुद्राहढपाशबंधनवत: शक्तस्य न स्पंदितुं ।
मुक्त्यै कल्पितदानशीलतपसोऽप्येतत्क्रमस्थायिन. ।
संघव्याघ्रवशस्य जंतुहरिणव्रातस्य मोक्षः कुतः ॥ ३२ ॥

આ જગ્યાએ ગ્રંથકાર સંઘને વાઘની ઉપમા આપે છે ને ભક્તજનને મૃગની ઉપમા આપે છે. મૃગ જેમ વાઘના પંજામાંથી છૂટવા ઈચ્છે છે, પણ છૂટી શકતો નથી, તેવી ભક્તવર્ગની દશા છે. સંઘ એટલે

લિંગધારી સાધુઓ, તેમને (ત્રા) આપવા માટે ભક્ત લોકોએ કરાવેલા જે જિનમંદિરો તે જ જિનમંદિરો કૂટ (પાશલાઓ) છે. તેમાં ભક્તવર્ગ પડે છે, પણ પછી ત્યાંથી નિકળવા જતાં દુઃખ પામતાંય નિકળી શકતો નથી, કારણકે વેશધારીઓએ એવાં વ્રત નિયમ રૂપી મજબૂત બંધનો બાંધ્યાં હોય છે કે સેવકવર્ગ છૂટી શકે જ નહિ. ભક્તો એ પાશમાંથી છટકી ન જાય તે માટે તે વેશધારીઓ દાન–શીલ–તપ–ઉપધાન વિગેરે અનેક માર્ગો ઊભા કરે છે ને કહે છે કે આમાં રહેવાથી તમારો મોક્ષ થશે. એટલે ગ્રંથકાર કહે છે કે એ સંઘ–વેશધારી સાધુઓના પાશમાં પડેલો મૃગસમ ભક્તવર્ગ મોક્ષ કેવી રીતે પામશે? અર્થાત્ નહિ જ પામે.

ગ્રંથકાર કહે છે કે આ જિનમંદિરોને જે જે રહેવાનાં સાહિત્યો ચૈત્યવાસીઓએ ઊભાં કર્યાં છે, તે તે તેમના હિત ને સ્વાર્થને માટે છે, એમાં ભક્તવર્ગને કલ્યાણ બતાવે છે, તે તેમને માત્ર ફસાવવાનો માર્ગ છે. સમાજ માત્ર મૃગલા સમો છે, તે ક્યારે પણ પોતાનું હિત સમજ્યો નથી. વેશધારીઓ જે જે પાખંડ ને પ્રપંચો ઊભા કરે છે, તેમાં ભક્તવર્ગને ભૂલાવવાનો જ માર્ગ છે. વેશધારીઓ જે જિનબિમ્બની પૂજા કરાવે છે, અથવા દાન શીલ ને ઉપધાન વિગેરે જે જે કરાવે છે, તે સર્વમાં ભક્તવર્ગ પાસેથી ધન નિચોવવાનો માર્ગ છે. સર્વ બાબતોમાં પૈસો પૈસો ને પૈસો પહેલો કઢાવે છે. પૈસા વિના એ પૂજા, દાન, તપ, શીલ વિગેરે લાભકારક થતાં નથી; એટલે બધામાં પૈસો પહેલો જોઇએ! જે ગરીબ પૈસા વિનાનો છે તેનું સ્થાન ત્યાં રહેતું નથી. આજે પણ જ્યાં જોશો ત્યાં મૂડીદાર લોકો અગ્રસ્થાન ભોગવતા હોય છે. તેઓ હજારો નહિ પણ લાખો રૂપીઆનો ધૂમાડો કરતા હોય છે. એમનો ધર્મ લોકોમાં સ્તુતિપાત્ર તરીકે ગવાતો હોય છે. લોકો કહે છે કે ઉપધાન તપ અમુક ગૃહસ્થે કરાવ્યો, જેમાં લાખોનો ધુમાડો કર્યો; પણ જોશો તો દેખાશે કે એક દિવસ તપ હોય છે, ને બીજે દિવસે જીભને

મ્હાલવાનું મળે તેવાં ભાત ભાતનાં ભોજન હોય છે. એ માલપાણી ઇન્દ્રિયોના શોષણ નિમિત્તે છે કે તેના પોષણ નિમિત્તે છે? વેશધારીઓ લોકોના રૂપીઆના ધુમાડા જેમ તે વખતે કરાવતા હતા તેમ આજે પણ કરાવે છે.

તાત્પર્ય એ છે કે દાન શીલ તપ વિગેરેને સેવવાને જિનમંદિરમાં જઈ જિનબિમ્બની પૂજાઓ કરવી વિગેરે બાબતો ભક્ત લોકોને તે વેશધારીઓએ જે બતાવી છે, તે બાબતોથી ભક્તવર્ગનું કલ્યાણ થાય એમ આ ગ્રંથકારને લાગતું નથી. ગ્રંથકારને જિનબિમ્બ ઉપર ને દાનશીલ વિગેરે ઉપર પ્રેમ છે, પણ આવી બધી પ્રવૃત્તિઓથી ભક્તવર્ગ કલ્યાણ સાધી શકે કે સર્વ કર્મથી છૂટી શકે એ વાત તેમને બીલકુલ સંભવિત લાગતી નથી. એ મોક્ષ સમજાવનારા વેશધારીઓને ઐહિક સુખની અભિલાષા છે, ને જે ભક્તવર્ગ મોક્ષને માટે પ્રયત્ન કરે છે, તે તેમના મંડળના દબાણને લીધે કરી રહ્યો હોય છે; એટલે બન્નેનું ધ્યેય ઉચ્ચ નથી, છતાં જે પ્રવૃત્તિ કરે છે તે ઐહિક સુખની આશાથી ને દેખાદેખી કરે છે. આથી ગ્રંથકાર કહે છે કે જ્યાં વસ્તુ સમજાઈ નથી ત્યાં કર્મથી છૂટવાનું બને જ કેવી રીતે? જ્યાં દેખાદેખી છે ને અંતરનો થોડો પણ વિકાસ નથી, માત્ર ઘેલછા છે, ત્યાં કર્મનો છૂટકારો હોય જ ક્યાંથી? આરંભ અને પરિગ્રહ હોય, અને માત્ર દેખાદેખી હોય, ત્યાં આત્માની ઐહિક કે પારલૌકિક શાંતિ નથી.



# પ્રકરણ ૯ મું

## પૂર્વ પ્રકરણોની સમાલોચના

વાચકો સમક્ષ અહીંસુધી મહાનિશીથ, શતપદી ને સંઘપટ્ટકના થોડા થોડા ભાગો મૂકવામાં આવ્યા છે. મહાનિશીથ ઉપર શ્વેતાંબર મૂર્તિપૂજકો માન સાથે દૃષ્ટિ કરે છે, પણ તેમાં કેટલી બધી અવિશ્વસનીય હકીકત છે, તે શતપદી પુસ્તકે દર્શાવી આપી છે. છતાં મહાનિશીથે હિંસાની વિરૂદ્ધમાં કેટલો પોકાર ઉઠાવ્યો છે તે આપણે ઉપર દર્શાવી આપ્યું છે. કમલપ્રભા આચાર્યે કહી દીધું કે, હે ચૈત્યવાસીઓ, આ ચૈત્ય બનાવવામાં આરંભ ને પરિગ્રહ છે, કારણ કે પથ્થર ઇંટો ચૂનો પાણી વિગેરે વિના એ ચૈત્ય કે ચૈત્યાલયો કદી બને નહિ, ને એ બધું કરવું તે સાવદ્ય કરણી જ છે. નિર્ગ્રંથો એવી હિંસા કરતા નથી, કરાવતા નથી ને ક્યારે પણ તેમ કરવા સંમતિ આપતા નથી, ત્યારે તમે જે પ્રવૃત્તિ આચરી રહ્યા છો તે સાધુધર્મથી વિરૂદ્ધ છે. આ વખતે સાવદ્ય કરણીનો નિષેધ કરવાથી કમલપ્રભાચાર્યે તીર્થંકર નામ કર્મ ઉત્પન્ન કર્યું હતું. આવું સ્પષ્ટ મહાનિશીથ કહેતું હોવા છતાં આજે વીતરાગના અનુયાયીઓ હિંસાધર્મની પ્રવૃત્તિ કરી રહ્યા છે. જિનવલ્લભસૂરિએ હિસાધર્મની વિરૂધ્ધમાં 'સંઘપટ્ટક' ગ્રંથ તૈયાર કર્યો છે છતાં સમાજ આજે હિંસાની બાજુમાં વળતો જાય છે. દિન પ્રતિદિન સમાજ વધારે ને વધારે હિંસા કરી રહ્યો છે, ને તેમાં પોતાનું કલ્યાણ જોઇ રહ્યો છે.

### ચૈત્યવાસીઓના વારસદારો

આપણે ઉપર કહી ગયા કે ચૈત્યવાસીઓએ કેવળ પોતાના જીવનના નિર્વાહને અર્થે મૂર્તિઓ અને ચૈત્યો બનાવ્યાં હતાં, નહિ કે લોકોના કલ્યાણને અર્થે. તે વખતે 'સંઘપટ્ટક' ના કહેવા પ્રમાણે કહેવાતા યતિઓ પોતાનું પોષણ કરી શકતા નહિ હતા ને તેઓ મૂળ ધર્મથી બહુ જ

ખસી ગયા હતા. એટલે તેમણે પોતાના પોષણ માટે આ બધી યુક્તિ કે પ્રપંચજાળ ગૂંથી હતી. આજે પણ જ્યાં શિવાલય કે ઠાકર મંદિર કે એવાં સ્થાનો હોય છે ત્યાં તેના પૂજારીઓ, ગોઠીઓ વગેરે રહેતા હોય છે, ને તેઓ તે સ્થાનની પાછળ પોતાનું જીવન ગુજારતા હોય છે. આજે ચૈત્યોમાં જૈન યતિઓ રહેતા નથી, પણ તેમણે જે જે કરણી પ્રવૃત્તિ કરી હતી, તેની છાયા તો ચાલુ રહી જ છે. એટલે આજે સાધુઓ એ પૈસા ઉપર પોતાનો નિર્વાહ કરતા નથી એ વાત ઠીક છે, પણ તેની પાછળ થતી પ્રવૃત્તિ ને હિંસા તેઓએ રોકી નથી બલ્કે વધારી આપી છે. આજના સાધુઓ પોતાને પ્રાચીન મતાનુયાયી માનતા હોય વા પોતે અસલ છે કિંવા શ્રી સુધર્માસ્વામીના વારસદારો છે એમ ભલે માનતા હોય, પણ 'શતપદી' ના કર્તા મહેન્દ્રસૂરિ કહે છે કે બધા યતિઓ ચૈત્યવાસીઓની પેઢીમાંથી નીકળ્યા છે. આ લોકોનાં દેરાસરો ચૈત્યો કે પૌષધશાળાઓ જેવી કોઈ ચીજ નથી. જે છે તે ગમે તો હજાર વર્ષનાં હોય પણ તે બધાં સ્થાનકો ચૈત્યવાસીઓનાં છે, નહિ કે વસતિવાસીનાં કે શ્રાવકોનાં. મહેન્દ્રસૂરિ કહે છે કે આ વાત જો તમને બરાબર ન લાગતી હોય તો હે વસતિવાસીઓ! તમારા પુરાવા લાવો! આ લોકોએ 'શતપદી' પુસ્તક વાંચી અવશ્ય પોતાનું અભિમાન ઓગાળવું જોઇએ ને તેમણે જાણવું જોઇએ કે તેઓ ચૈત્યવાસીઓના વંશજો છે. આજના શ્રાવકો ને સાધુઓ મમત્વ કરે છે ને કહે છે કે એ ચૈત્યો અમારાં છે, વા અસલી છે, પ્રાચીન છે, તો તેમણે જાણવું જોઇએ કે તે ચૈત્યવાસીઓનાં છે. એ ચૈત્યવાસીઓ શ્રાવકો પાસે ચૈત્યની પૂજા કરાવતા હતા ને તે દ્વારા તેઓ પૈસો એકત્ર કરતા હતા. સંઘપટ્ટક કહે છે કે જે ચૈત્યો કરાવવામાં આવ્યાં છે તે જેમ મત્સ્યોને પકડવા માટે મચ્છીમારો જાળ નાંખે છે, ને માછલાંઓને કબજે કરે છે, તેમ આ ચૈત્યવાસીઓએ લોકોને ચૈત્યો બતાવી પોતાનો અર્થ સાધવા ઉપાય કર્યો છે. લાલચ વિના માછલાંઓ જાળમાં આવતાં નથી, તેમ જો

શ્રાવકોને ચૈત્યોને કલ્યાણનું કારણ ન બતાવવામાં આવે તો તેઓ તેમને કબજે થાય નહિ. સંઘપટ્ટકકર્તા બિમ્બના પરમ ભક્ત છે છતાં યતિઓ લોકોને જે બતાવી રહ્યા છે ને પ્રપંચની જાળ બીછાવી રહ્યા છે તે જોઇ તેમને જે લાગી આવ્યું છે તે ખુલ્લે ખુલ્લું તેમણે કહી નાંખ્યું છે. આખો સમાજ ધર્મ ને કલ્યાણને બહાને ભૂલ્યો છે. જોકે આજે સમાજ વિકાસ પામી રહ્યો છે, ને આગળ ઘણો વધતો જાય છે, તોપણ એ પોતાની અંધતા કહાડી શકતો નથી. ચૈત્યવાસીઓ ને વસતિવાસીઓ પ્રભુને નામે અઢળક દ્રવ્ય ખર્ચાવી રહ્યા છે. પ્રભુના શિરે હીરા ને માણિક્યના મુકુટો ને સુવર્ણનાં કીંમતી ઘરેણાં પહેરાવી રહ્યા છે! શું આ બાળચેષ્ટા નથી? શું આ કેવળ વૈષ્ણવોની નકલ નથી? એ બહાને આળસુ બેસી રહેનારાઓનો ખાવાનો ઉદ્યોગ નથી? પ્રભુનું સ્પષ્ટ કથન છે કે જ્યાં ધન ને આરંભ છે ત્યાં વીતરાગભાવિત વિચાર નથી કે ઉપદેશ નથી.

**ભાવગુરૂ અને ભાવતીર્થંકર**

હરિભદ્રસૂરિ વિદ્વાન થઇ ગયા છે, તે પણ સંબોધ પ્રકરણના પહેલા પ્રકરણમાં પ્રભુને પહેરાવવાને ને પ્રભુને શોભાવવા માટે એ પ્રમાણે લખી ગયા છે, ને તેમાં હિંસા થતી હોય તો ક્ષંતવ્ય છે, એમ તેમણે કહ્યું છે. પણ પછીના પ્રકરણમાં જ્યાં ગુરૂના ગુણનો અધિકાર આવે છે ત્યાં સુગુરૂની વ્યાખ્યા કરતાં તેમને વિષે ચાર ભેદ પાડ્યા છે. નામ ગુરૂ, સ્થાપના ગુરૂ, દ્રવ્ય ગુરૂ ને ભાવ ગુરૂ હોય છે, પણ તે વિદ્વાન કહે છે કે એમાંના ત્રણ ગુરૂ અર્થરહિત છે, એક માત્ર ભાવ ગુરૂ અર્થસૂચક છે.

भावेण सुद्धचरणो सुदंसणो तच्च मग्गकहण परो।
मूलुत्तरगुणरयणेहिं भूसियो गंजयो माहु ॥ ६ ॥

અર્થાત્—ભાવ સાધુ હોય તે નીચે જણાવેલા ગુણથી યુક્ત હોય છે. એ ગુણમાં શુદ્ધ ચારિત્ર હોય, સારી શ્રદ્ધા હોય, સત્ય

માર્ગને કહેવામાં તત્પર હોય, ને મૂળ તથા ઉત્તર ગુણથી શોભિત હોય. હકીકત એ છે કે આવા સાધુ હોય તે પૂજનીક ને વંદનીવ હોય, પણ જેનામાં એ વસ્તુ નથી, તે નામના સાધુ હોય, સ્થાપેલા સાધુ હોય ને સાધુનો દ્રવ્ય–વેશ હોય, તો તે વંદનીય નથી ને અર્થ-રહિત છે. આ ઉપરથી સમજી શકાય છે કે તે વખતે ઘણાઓ પોતાને સાધુ કહેવરાવતા હશે, પણ જેનામાં ગુણ નથી એ સાધુ નથી એ વાત બરાબર છે.

વાચક અહીં એ પ્રશ્ન કરશે કે જો સાધુમાં ભાવ ન હોય ને ગુણ ન હોય તો સાધુ નથી, તો પછી જે લોકો તીર્થંકરની પ્રતિમા પ્રતીક કે ફોટો કરીને તેની આગળ મસ્તક ધરે છે તેમાં કાંઇ ગુણ છે ? કે તેમાં અતિશય છે? સાધુના ગુણમાં એવું જણાવાય છે કે તે સત્ય ઉપદેશક હોવા જોઇએ, તો તીર્થંકરની પ્રતિમા શું ઉપદેશ આપે છે? જો તેમાંનું કાંઇ નથી તો પછી એ તીર્થંકરને કેવી રીતે માની શકાય? જો નામ સાધુ, સ્થાપના સાધુ ને દ્રવ્ય સાધુ (ગુરૂ) વ્યર્થ છે, તો નામ તીર્થંકર, સ્થાપના તીર્થંકર, ને દ્રવ્ય તીર્થંકર કેમ વ્યર્થ નહિ? જેમ નામ, સ્થાપના ને દ્રવ્ય ગુરૂ ઉપકારક નથી પણ નુકસાનકારક છે, તેમ નામ, સ્થાપના ને દ્રવ્ય તીર્થંકર ઉપકારક ક્યાંથી થશે? અર્થાત્ નામ, સ્થાપના ને દ્રવ્ય તીર્થંકર જગતના જીવોને તારી નહિ શકે. હરિભદ્રસૂરિએ સુગુરૂની વ્યાખ્યા કરવામાં જેવી નિષ્પક્ષતા સાચવી છે, તેવી નિષ્પક્ષતા તીર્થંકરની વ્યાખ્યા કરવામાં તે દર્શાવી શક્યા નથી. દ્રવ્ય (વેશધારી) સાધુ પોતાનું અહિત કરતાં છતાં કદાચ બાળા ભોળા જીવોને સન્માર્ગ બતાવશે, પણ પ્રતિમા તો તેમાંનો લક્ષાંશ ભાગ પણ કાંઇ કહી શકતી નથી. તો પછી એ કેવી રીતે જીવો પર ઉપકાર કરશે? પણ વસ્તુ એ છે કે હરિભદ્રસૂરિ ચૈત્યવાસી સાધુ હતા ને જન્મથી બ્રાહ્મણ હતા એટલે ન્યાયદૃષ્ટિને છોડી તેઓ જડતામાં ઘસડાયા છે. તેઓ જૈન દર્શનના સારા સંસ્પર્શક હોવા છતાં પ્રતિમાની તરફદારી કરવામાં હિંસાને

જતી કરી ગયા છે. તેઓ જ્યારે સુગુરૂની વ્યાખ્યા સંબોધ પ્રકરણના ત્રીજા પ્રકરણમાં કરે છે ત્યારે ૨૪ ને ૨૫ ગાથામાં કહે છે કે સાધુ (સુગુરૂ) પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય, એ નવ પ્રકારના જીવને મન વચન ને શરીરથી નવ રીતિથી હણે-હણાવે ને અનુમોદે નહિ; ત્રણે કાળે સાધુ એ પ્રવૃત્તિ કરે નહિ, કરાવે નહિ ને અનુમોદે નહિ. સાધુના ગુણને માટે આવી વ્યાખ્યા કરી છે, ત્યારે એ પ્રશ્ન થાય છે કે તીર્થંકરની પ્રતિમાની પ્રતિષ્ઠા વિગેરે કરાવતાં સાધુવર્ગને હિંસા થતી હશે કે નહિ? કે પ્રતિમાની પ્રવૃત્તિ કરવા સાધુવર્ગને છૂટ હશે? આજે ઘણીએ પ્રતિમાઓની પ્રતિષ્ઠાઓ થઇ ગઇ છે ને થઈ રહી છે તેમાં શું સાધુવર્ગનો હાથ નથી? શું શ્રાવક વર્ગ જ તે કરે છે? હકીકત એ છે કે હરિભદ્રસૂરિએ સંબોધ પ્રકરણમાં સાધુઓની, શ્રાવકોની, ને કુગુરૂની વ્યાખ્યા કરવામાં જે ડહાપણ ખેડયું છે, તે ડહાપણ તીર્થંકરની પ્રતિમાની પ્રતિષ્ઠાને અંગે થતી હિંસા ગણવામાં ખેડયું જણાતું નથી.

સાધુઓ પંચમહાવ્રતી હોય ને શ્રાવકો એકવિશ ગુણયુક્ત હોય તો સ્વર્ગ કે અપવર્ગમાં જઇ શકે છે, પણ નામધારી સાધુ કે શ્રાવકો સ્વર્ગ કે અપવર્ગમાં જઈ શકતા નથી. તો શું નામ તીર્થંકર કે સ્થાપના તીર્થંકર કે દ્રવ્ય તીર્થંકર ઉચ્ચ ગતિમાં જઇ શકશે ખરા કે? જો ન જ જઇ શકે અથવા કોઇનું પણ હિત ન કરી શકે તો પછી તેનો અર્થ શું? અર્થાત્ ભાવ વિના એ ત્રણેની સેવા દરેક વસ્તુ વિષે નિરૂપયોગી છે. સ્થાપના તીર્થંકર તો ઉપયોગમાં આવી શકે નહિ, પણ દ્રવ્ય તીર્થંકર એટલે તીર્થંકરના શરીરપણે દીક્ષિત થયા પહેલાં નગરમાં કે વસતિમાં હોય તો પણ કોઇ પણ જીવને ઉપકાર કરતા નથી. જ્યારે તીર્થંકર દીક્ષિત થાય છે ને કેવળ મેળવે છે ત્યારપછી જનતાને કે જનતાના મોટા સમૂહને અત્યંત ઉપકારક થાય છે, તે સિવાય તો નહિ જ.

શીલાંકસૂરિ

હરિભદ્રસૂરિ જેમ વિદ્વાન ને ચૈત્યવાસી હતા તેમજ શીલાંકસૂરિ પણ વિદ્વાન ને ચૈત્યવાસી હતા. શીલાંકસૂરિએ અણહિલપુર પાટણના રાજા પાસે રુક્કો લખાવી લીધો હતો કે ચૈત્યવાસીઓ વિના ઈતર સાધુ જનને પાટણમાં આવવા દેવા નહિ. તેમણે આચારાંગ ને સૂત્રકૃતાંગ એમ બે અંગ ઉપર વૃત્તિ લખી છે. ચૈત્યવાસીઓના જ પક્ષપાતી એ સૂરિ કેવી રીતે વૃત્તિ લખવામાં નિષ્પક્ષતા સાચવી શકયા હશે ને ટીકા લખતાં તેમણે કેવો ન્યાય આપ્યો હશે? 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ'માં પં. બેચરદાસજી અને બીજા વિદ્વાનો કહે છે કે આચારાંગમાં જે અર્થ કે આશય સ્થવિર કલ્પીઓને કે સામાન્ય સાધુઓને માટે છે, ત્યાં તેમણે જિનકલ્પી ઉપર એ આશય ચડાવી દીધો છે. શતપદીના કર્તાએ શતપદી ગ્રંથમાં તેમના જીવન ઉપર નોંધ લીધી છે. આજના તેમના અનુગામીઓ તેમના ઉપર ગમે તેટલો પ્રેમ ધરાવે, યા માન ધરાવે, પણ જેઓ પોતાને તેમનાથી ભિન્ન ગણાવે છે, વા વસતિવાસીઓ કહેવરાવે છે, તેમના ઉપર પુરોગામીઓનો પાકો વિરોધ હતો.

મૂર્તિ કોતરવામાં કે મૂર્તિ બનાવવામાં જૈન વર્ગ કદાચ પાપ નહિ માનતો હોય, પણ શતપદીના કર્તા કહે છે કે જિનવલ્લભસૂરિએ જે 'સંઘપટ્ટક' બનાવી તેના ૪૦ શ્લોકો ચિત્તોડના વીર સ્વામીના ચૈત્યમાં છજા નીચે પત્થરમાં કોતરાવ્યા છે તે સારૂં કર્યું નથી, કારણકે તેમાં પૃથ્વીકાયની હિંસા થઇ છે. જ્યારે શ્લોકો કોતરાવવામાં હિંસા થાય છે ને તે અસહ્ય છે, તો પછી પથ્થરની મૂર્તિ બનાવવામાં કેટલી બધી હિંસા થતી હશે તેનો ખ્યાલ એ લોકોને શું નહિ આવતો હોય? તે લોકો હિંસાને લીધે મૂળ ધર્મથી–સાધુ ધર્મથી ઘણા જ દૂર ગયા છે. તે લોકો સાધુ ધર્મની વ્યાખ્યાનુસાર વર્તતા નહિ હતા. સંઘપટ્ટક કહે છે તેમ તે લોકો આધાકર્મી ઔદ્દેશિક વિગેરે સર્વ દોષ સહિત આહારના ભક્ષક હતા. છતાં આવા સાધુઓની તે વખતે

પૂજા ચાલતી હતી. આમ થવાનું કારણ 'સંઘપટ્ટક' કાર કહે છે કે શ્રીમાન્ વર્ધ્ધમાનના નિર્વાણ થવા સાથે ભસ્મગ્રહ બેઠો હતો તે છે. ભસ્મગ્રહની સ્થિતિ બે હજાર વર્ષની હતી. ભસ્મગ્રહની અસર શ્રી વીરને કાંઈ થઈ શકી નહિ, પણ તેમના શાસનમાં ચારે તીર્થ ઉપર થઇ; એટલે ભસ્મગ્રહ બેઠા પછી સાધુવર્ગ સાધુ દશામાં મોળો પડી ગયો હતો. માત્ર વેશ ઉપર તેઓ પોતાનો ગુજારો ચલાવવા લાગ્યા હતા. તેઓ હિંસા કરતા, અસત્ય બોલતા, ચૌર્ય વિગેરે સર્વ અવ્રતો સેવતા હતા. શતપદીના કર્તા કહે છે તેમ તે લોકો શ્રાવકો પાસેથી રોકડા પૈસા પણ લેતા હતા. જ્યાં રોકડ નાણું આવ્યું, ત્યાં કયું પાપ ન આવી શકે? છતાં સેવકવર્ગ તેમની પૂજા કરતો હતો, ને તેમને સન્માનતો હતો. એ જ દશમું આશ્ચર્ય છે કે અસંયતિ જનોની પૂજા થાય છે. ચૈત્યવાસીઓ પોતાનું જોર, પોતાની બુદ્ધિ, ને સર્વસ્વ પોતાના ઇચ્છિત માર્ગે વાપરતા હતા. અન્ય દર્શનના ગુરૂઓ જેમ ચાલતા હતા તેમ જ આ જૈન દર્શનના પ્રવર્તકો પોતાની ઇચ્છા પ્રમાણે એક માત્ર જૈન ચૈત્યની ઓઠે ચાલતા હતા. 'સંઘપટ્ટક' ના રચયિતા કહે છે, હા! હા! અરે! અરે! આ જગત્ આમ નીરાજક કેમ થઇ ગયું? શું આનો કોઇ ધણી જ નથી? આની શું કાંઈ પણ વ્યવસ્થા જ નહિ? આવી સ્થિતિ ચાલશે તો જૈન દર્શનનું નામ વા નિશાન કેમ રહેશે?

આમ થવાનું એક કારણ ભસ્મગ્રહની છાયા હતી, તેમ બીજું કારણ હુંડાવસર્પિણી હતી, એટલે મનુષ્યો સહેજે નિર્દયતા ને હિંસાધર્મના પગથીએ ચડી જતા હતા. વીતરાગ ધર્મની વ્યાખ્યા કહે, પણ તેમના જીવનમાં અગણિત દોષોનાં પ્રવહણો ચાલતાં હતાં. આજસુધીનો ઇતિહાસ જોઇએ તો આ ધર્મના મંડળમાં સમર્થ પુરૂષો થઇ ગયા છે. તે મહાપુરૂષોનાં જીવનચરિત્રોની અનેક પુસ્તિકાઓ પ્રકાશમાં આવી છે. તે પુસ્તિકા વાંચીએ ત્યારે ખ્યાલ

આવે છે કે તેઓ ઘણા સમર્થ વિદ્વાનો થયા છે, પણ તે પુસ્તકો તેમના ચારિત્ર વિષે વા પાંચ મહાવ્રત વિષે, અને મુનિધર્મ વિષે, કાંઇ સજ્જડ ઉલ્લેખ મૂકતા હોય તેમ જણાતું નથી. હા, તેઓએ અવની ઉપર રહી ધર્મ માટે કેવાં કેવાં લૌકિક પરાક્રમો કર્યાં છે તે તે પુસ્તકોમાં દર્શાવ્યું છે, પણ તેમના આત્માની દિનચર્યા કેવી હતી, તે વિષે તે પુસ્તકકર્તાઓએ મૌન સેવ્યું છે.

**કાલકાચાર્ય**

પ્રભાચંદ્રસૂરિ કૃત 'પ્રભાવક ચરિત્ર' જુઓ, તથા મેરુતુંગાચાર્ય કૃત 'પ્રબંધ ચિંતામણિ' જુઓ. એવી અનેક ચોપડીઓમાં તે તે સમયના આચાર્યોનાં ચરિત્રો જોવા મળશે. પહેલો દાખલો આપણે કાલકાચાર્યનો લઇએ. કાલકાચાર્યો ઘણા થયા છે, જેની સંખ્યા પુસ્તકો જોવાથી સમજાશે; પણ જે કાલકાચાર્યે સંવત્સરી પાંચમની મૂકી ચોથની કરી છે તેમને વિષે આપણે કહેવાનું છે. એમના માટે એમ કહેવાય છે કે પોતાની બહેન સરસ્વતીના રક્ષણને માટે તેમણે પૂર્વ–પશ્ચિમ કંઇ દેશોમાં ભ્રમણ કર્યું હતું. કેટલાએ રાજાઓને એ રાજા સામે ઊતાર્યા હતા. પરિણામ ગમે તે આવ્યું હોય પણ તેમણે સંવત્સરી ચતુર્થીના દિવસે કરીને પોતાના જીવનને એક મોટા વિગ્રહને સોંપ્યું. હજીસુધી લોકો એ ચતુર્થીના દિવસે સંવત્સરી કરે છે. શાસ્ત્રકારોએ સંવત્સરી પાંચમના દિવસે કરવાની સ્પષ્ટ કહી છે, તો પછી શા આધારે ચોથની કરવી જોઇએ? ધારો કે કાલકાચાર્યે એ વસ્તુ કારણસર કરી હતી, પણ એ કારણ અત્યારે છે શું? જો નથી તો હવે એ વસ્તુ કેમ સુધરી શકે નહિ? આચાર્યે તેમ કરવા કહ્યું હતું કે? સમાજ માનશે કે કાલકાચાર્યે મહાન્ કષ્ટ સહન કરી હિતાવહ કાર્ય કર્યું છે, ને જૈન શાસનમાં મોટી છાપ બેસાડી છે. આપણે કહીએ છીએ કે તેમણે પોતાની બહેનનું રક્ષણ કર્યું ને પોતાનું મૃત્યુ સુધાર્યું એ સંબંધી કાંઇ વાત સ્પષ્ટ નથી; છતાં તે વસ્તુ બની હોય તો સારું; પણ તેમણે જે ચોથની સંવત્સરી પ્રતિક્રમી અને હજી

સુધી તેમના અનુગામીઓ ચતુર્થીના દિવસે સંવત્સરી તિથિ પ્રતિક્રમે છે, તે તેમણે સિદ્ધાંતકારો સામે કેવડો મોટો બળવો ઉઠાવ્યો છે! હવે એ વસ્તુને તેઓ સુધારશે કે? ચતુર્થી પ્રતિક્રમણ પછી શ્વેતાંબરોએ પૂર્ણિમા કે અમાવાસ્યાની પાખીને મૂકી ચૌદશ પ્રતિક્રમવી શરૂ કરી દીધી. ચતુર્થી ઉતાવળને લીધે પ્રતિક્રમી, પણ પાખીને મૂકી ચૌદશને શામાટે પ્રતિક્રમી? આમ એક પછી એક વીતરાગની આજ્ઞાનો ભંગ તે લોકો કરતા આવ્યા છે; છતાં પૂછો તો કહેશે કે સાચા જૈન અમે છીએ!

**સિદ્ધસેન દિવાકર**

હવે એ મંડળમાંનાં બીજા સમર્થ વિદ્વાનનો દાખલો લઇએ. સિદ્ધસેન દિવાકર કે જેમણે એક વખતે ચિત્તોડગઢ તરફ વિહાર કર્યો હતો, ત્યાં તેમની નજરે એક સ્તંભ પડ્યો. એમ કહે છે કે તે સ્થંભ ન હતો પથ્થરનો, કે ન હતો લાકડાનો, તેમ ન હતો માટીનો, પણ કોઇ લેપથી આચ્છાદિત હતો. તેમણે કોઈ વસ્તુ કે પદાર્થોથી એ સ્તંભને સુધારી તેમાં છિદ્ર પાડયું, તો કહે છે કે તેમાં તેમણે પુષ્કળ પુસ્તકો જોયાં! તેમાંના એક પુસ્તકમાંથી તે એક પત્ર વાંચે છે તેટલામાં કોઈ અદશ્ય દેવે તે પુસ્તક ખેંચી લીધું, પણ તેમાંથી તેમણે બે વસ્તુ મેળવી. એક સુવર્ણસિદ્ધિ ને બીજી સરસવથી બનાવવાની સેના. એક વખતે દેવપાળ રાજા ઉપર બીજા દેશનો રાજા ચડી આવે છે, ત્યારે બીજા દેશના રાજાનું લશ્કર જોઇને તે નિરાશ થાય છે, એટલે સિદ્ધસેન દિવાકર દેવપાલ રાજાને સુવર્ણસિધ્ધિથી દ્રવ્યની ને સરસવથી અગણિત લશ્કર કરવાની મદદ કરે છે. રાજા સિદ્ધસેનને દિવાકરની પદવી પોતે મુંઝવણરૂપ અંધકારથી છૂટવાથી આપે છે. સિદ્ધસેનને તેમના ગુરૂ વૃદ્ધવાદી એક વખત ગચ્છનિકાલ કરે છે, ને સિદ્ધસેન દિવાકર તેમના ગુરૂના કથનથી એક વખત વિક્રમરાજા પાસે જાય છે. દિવાકર ત્યાં રાજાના માનપાનના અખૂટ પ્રચાર સાથે પાલખીમાં આવે છે ને જાય છે.

ઇતિહાસ કહે છે કે એ દિવાકરને લાવવા માટે તેમના ગુરુ વૃદ્ધવાદી એક બાજુની પાલખીનો દાંડો ઉઠાવે છે. આ ઉપરથી સમજાવવાનું એ છે કે તેઓ સમાજની આંખે ગમે તેવા સમર્થ વા વિદ્વાન્ હોય પણ તેમના જીવન માટે કે પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિ માટે તેમની સ્થિતિ કેવી હતી. જેઓ પોતાનું જીવન આવી અધઃસ્થિતિએ મૂકી ગયા છે, તેઓ બીજાને ક્યાંથી સારી સ્થિતિમાં મૂકી શક્યા હશે? આ ઉપરથી સમજાશે કે તેઓ સાચી સાધુચર્યામાં નહિ હતા.

હરિભદ્રસૂરિ

હવે આપણે ત્રીજો દાખલો લઇએ કે જે હરિભદ્રસૂરિ વિષેનો છે. તેમની જીવનચર્યા કેવી હતી, તે પ્રભાવક ચરિત્રમાંથી જોઇએ. એમ કહે છે કે હરિભદ્ર ચિત્તોડ નગરના રાજાના પુરોહિત (રાજગુરુ) હતા, અથવા બીજા કોઇ ગામના રહેવાસી હતા. તે યાકિની નામની સમર્થ સાધ્વીના સ્થાન પાસેથી જતા હશે. તેમના મુખની વાણીનો અર્થ અગમ્ય થઈ પડવાથી હરિભદ્ર તે સાધ્વી પાસે આવે છે ત્યારે સાધ્વી તે વખતના તેમના ગુરુપાસે તેમને લઈ જાય છે, ને ત્યાં છેવટે હરિભદ્ર સાધુ (સૂરિ) થાય છે. એ હરિભદ્ર મૂળે બ્રાહ્મણ વિદ્વાન્ ને અધિકાર આવતાં ક્રોધ ઔર વસ્તુનો ઉમેરો કરે છે. ત્યારપછી તેમની પાસે હંસ ને પરમહંસ એ બે ભગિનીપુત્રો (ભાણેજો) દીક્ષિત થાય છે. તે બન્ને ઘણું ભણ્યા પછી બૌદ્ધ સાહિત્ય ને તર્ક ભણવા બૌધ્ધ લોકો પાસે જાય છે. ત્યાં એક હંસ બૌધ્ધ તરફથી હણાય છે, બીજો નાસી છૂટતાં અને ગુરુ પાસે આવતાં તદ્દન ખલાસ થાય છે. એમાંથી એકકે જીવતો રહેતો નથી એમ હકીકત પર જણાય છે. આથી હરિભદ્રસૂરિ બધા બૌધ્ધોને સાફ કરી નાંખવા આખા શરીરે ઉકલે છે, ને ઉપાશ્રયમાં તેલનો તાવડો, ઉકાળે છે. ક્રોધથી જાજ્વલ્યમાન થયેલ હરિભદ્ર બૌધ્ધોને સાફ કરે છે કે સાફ કરવા તૈયાર થાય છે, તે ઉપરથી હરિભદ્રસૂરિ પ્રાયશ્ચિત્ત માટે કે પોતાનું મન મનાવવા માટે ૧૪૪૦ ગ્રંથો લખે છે. તે વખતે

ઉપાશ્રયમાં અંધકાર હોવાથી લલ્લિગ નામનો ગૃહસ્થ લખવામાં મદદ કરવા માટે એક રત્ન ઉપાશ્રયમાં મૂકે છે. તે ગૃહસ્થ ઘણો ગરીબ હતો, પણ તેને હરિભદ્રસૂરિએ વિદ્યાથી ધનાઢ્ય કર્યો હતો. રાત્રીમાં અજવાળું થવાથી આચાર્ય જ્યાં ત્યાં ભીંત ઉપર કે પાટી ઉપર એ ગ્રંથો લખતા હતા. સવારમાં લેખકો તે ઉપરથી સારી રીતે બીજા ઉપર લખી લેતા. આટલી વાત કરવા ઉપરાંત આ ચરિત્રલેખક લખે છે કે હરિભદ્રસૂરિ જે વખતે ભોજન કરવા બેસતા હતા, ત્યારે લલ્લિગ ગૃહસ્થ શંખ વગાડતો હતો, જે સાંભળી યાચક ભિક્ષુ-વર્ગ ત્યાં ભોજન લેવા આવતો હતો, એટલે હરિભદ્રસૂરિ પોતે ભોજન કરતા હતા અને તે સાથે આ લોકોને પણ ભોજન અપાવતા હતા. યાચકવર્ગ ભોજન કરી હરિભદ્રસૂરિને આશીષો આપી જતો હતો. આ ચરિત્રના લેખક કહે છે કે કથાવલી પ્રમાણે તેમના શિષ્યો હંસ ને પરમહંસ નહિ, પણ જિનભદ્ર ને વીરભદ્ર નામના હતા.

આ ગ્રંથકારે હરિભદ્રસૂરિને આ પ્રમાણે સમાજ આગળ મૂક્યા છે. વળી હરિભદ્રસૂરિએ 'સમરાઇચ્ચ કહા' લખી છે, તેમાં એવી વાત છે કે કોઈ સાધુઓ વિહાર કરી શહેરમાં જાય છે, ત્યાં ભોજન લેવા જતાં ગૃહસ્થ સ્ત્રી તે સાધુને ઓળખે છે, ને સાધુ ઉપર પ્રેમ લાવી પોતાને ત્યાં પોતાના વાસણમાં તેને જમાડે છે. સાધુ પોતે પણ ગૃહસ્થને ઘેર વાસણમાં જમે છે. આ ઉપરથી ખ્યાલ એ કરવાનો કે હરિભદ્રસૂરિને પંચમહાવ્રતધારી સાધુ ગણવા કે તે વખતે જેવા સાધુઓ હતા તેમાંના ગણવા. આ ગ્રંથલેખક સ્થળે સ્થળે લખે છે કે તે સમય શિથિલાચારનો હતો. હરિભદ્રસૂરિ જેવા સમર્થ કે જેણે જૈન શાસનને દીપાવવા અનેક ગ્રંથો લખ્યા છે, ને ચૈત્ય-વાસીઓ કે કુગુરુઓના આચાર વિચારને વખોડી કહાડ્યા છે, તે હરિભદ્રસૂરિ કેવી સ્થિતિમાં રહેલા છે તે આ પુસ્તક આપણને કહે છે. આ ગ્રંથમાં આલેખાએલ એક એક પુરુષના ચરિત્રને જો આપણે વાંચીશું તો આપણા દિલમાં તે તે પુરુષો વિષે શું શું ખ્યાલ આવશે,

તે સ્પષ્ટ કહેવું કઠણ છે. તે પુરૂષો ધર્મને બહાને પોતાની શક્તિ ને વિદ્વત્તાનો કોઈ વિચિત્ર ઉપયોગ કરતા હતા. આવા ગ્રંથો જ્યારે જોઈએ છીએ ત્યારે લાગે છે કે સમાજ અને ધર્મમંડળો તદ્દન છિન્નભિન્ન થઈ ગએલાં હતાં. જેઓ સમર્થ હતા તેઓ પોતાની વિદ્વત્તા કે મંત્ર તંત્રના યોગે જ્યાં ત્યાં મોટા લોકમાં કે રાજ્યમાં ઘૂસી જતા હતા. તેઓની રીતભાત, આગમન કે ગમન રાજાલોકને અંગે કોઈ જુદી રીતે ચાલતાં હતાં.

**બપ્પભટ્ટિ સૂરિ**

આ ગ્રંથમાં બપ્પભટ્ટિ સૂરિ ને આમ રાજા વિષે કેટલીક હકીકત જણાવી છે. બપ્પભટ્ટિ સૂરિ ઘણી વખત આમ રાજાને ત્યાં જાય છે. આમ રાજા શૈવપંથી છે, ને પોતાનો ધર્મ છોડતો નથી. આમ રાજા ઘણી વખત બપ્પભટ્ટિ વિષે વહેમાય છે ને ખાનગી રીતે પરીક્ષા કરે છે. બપ્પભટ્ટિના ગુરૂભાઈઓ બીજા રાજ્યમાં રાજ્યના આસનમાં બેસે છે ને સવારીનો ઉપયોગ કરે છે. ગ્રંથકાર કહે છે કે આ "બપ્પભટ્ટિ સૂરિએ પોતાનું જીવન રાજાઓની સોબતમાં જ ગાળ્યું હતું, અને એ જ કારણે એમનું 'રાજપૂજિત' એવું ઉપનામ પડ્યું હતું." બપ્પભટ્ટિ સૂરિ આમ રાજાની સોબત રાખવા છતાં અને રાજાને ધર્મ સ્વીકારવાનું કહેવા છતાં આમ રાજા શિવપંથને છોડી શક્યો નથી. એટલું જ નહિ પણ તેણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે 'સ્રીઓ ને અજ્ઞાની લોકો તમારો ધર્મ સ્વીકારશે, વાક્‌પતિ જેવા સંસ્કારી વિદ્વાનોને જૈન ધર્મમાં લ્યો ત્યારે તમારી શક્તિની પ્રશંસા થાય.' આમ, આમ રાજા ને બપ્પભટ્ટિ સૂરિ વિષે આ ગ્રંથકારે અનેક પ્રસંગો ચિતર્યાં છે. છતાં આ ગ્રંથલેખક તે સાથે લખે છે કે એ સમય ઘણો શિથિલાચારનો હતો.

આ ગ્રંથમાં બાવીશ વ્યક્તિઓ વિષે હકીકતો જણાવી છે. તે મહાપુરૂષોએ શું શું કાર્યો કર્યા યા સમાજમાં પોતાની કેવી પ્રસિદ્ધિ

કરી ને વિષે તેમનાં જીવનચરિત્રો જણાવે છે. એકંદરે ગ્રંથકારે તેમનું પુરૂષાર્થ લૌકિક ને લોકોપયોગી જણાવ્યું છે. તેમણે કેવું ઉત્તમ ચારિત્ર પાળ્યું, વા કટોકટીના વખતે પોતાના સંયમને કેવી રીતે તેઓ જાળવી શક્યા હતા, અથવા પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિનો સંયમમાં કેવો ઉપયોગ કરતા હતા તે વિષે લેશ પણ હકીકત કહી નથી. ઘણી હકીકતો રાજાઓને- ત્યાં પોતાનો પ્રભાવ બતાવ્યાની છે; કોઈ રાજાઓ વિદ્વત્તાને અંગે તેમના પ્રેમી થાય છે, તો કોઈ રાજાઓનાં કાર્ય કરવાથી રાજાઓ તેમના પ્રેમી થાય છે. કોઇને લશ્કરમાં. તો કોઇને પૈસામાં તે સમર્થ નાયકો મદદ કરે છે. કેટલાકો આ સમર્થ મહાપુરૂષોને અઢળક રૂપીઆ આપે છે. કેટલાકો આ મહા-પુરૂષનું કહ્યું કરે છે. શાન્તિસૂરિ જેવા જેઓ વૈતાલવાદિ બિરૂદ મેળવે છે, તેમને લોકો લાખો રૂપીઆ આપે છે, ત્યારે એ મહાપુરૂષ જૈન મંદિરોમાં પૈસા નાંખે છે, ને મોટાં જૈન મંદિરો કરાવે છે. આમ પોતાને સાધુ કહેવરાવવા છતાં પાપની પ્રવૃત્તિમાં પડેલા અનેક જણાય છે. આ પ્રભાવક પુરૂષો પોતાનો પ્રભાવ જગતમાં કેવો પાડી ગયા તે આ પુસ્તક સમજાવે છે.

**વજ્રસ્વામી**

શરૂઆતમાં જ આ લેખક વજ્રસ્વામીનો ઇતિહાસ આપે છે, તેમાં વજ્રસ્વામી શું કરતા હતા તે કહે છે કે 'વજ્રસ્વામીનો સમય સંયમપ્રધાન હતો. જૈન સમાજમાં મૂર્તિપૂજાનો મહિમા છેલ્લી હદે પહોંચેલો જણાય છે. અન્યધર્મીઓના પ્રતિબંધ સામે સંઘશિરોમણિ વજ્રસ્વામી જેવા જૈન ચૈત્યો માટે પુષ્પ નિમિત્તે કમર કસે છે, અને બહુ દૂર પ્રદેશમાંથી પુષ્પો લાવીને શ્રાવકવર્ગની ઇચ્છા પૂર્ણ કરે છે. એ બધું બતાવે છે કે તે કાળમાં ચૈત્યપૂજાનું કાર્ય ધર્મનું એક મહાન અંગ મનાવા લાગી ચૂક્યું હતું. અને જો ઉંડા ઊતરીને જોઇએ તો વજ્રની આ પ્રવૃત્તિનું આલંબન લઇને જ પાછળના આચાર્યો ધીમે ધીમે ચૈત્ય સંબંધી સાવદ્ય કાર્યોમાં પ્રવૃત્ત થયા હતા. આવશ્યક નિર્યુક્તિ—ભાષ્ય

ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે ચૈત્યવાસીઓ વજ્રના આ દૃષ્ટાંતથી સંયમધારીઓને પણ દ્રવ્યપૂજા કરવાનો ઉપદેશ કરતા હતા અને પોતાનાં સાવદ્ય કાર્યોનો બચાવ કરતા હતા. (જુઓ પ્રબંધ પર્યાલોચન)

આ વિચારોથી સમજી શકાશે કે વજ્રસ્વામી પોતે જ દૂર દેશમાંથી પુષ્પો લાવતા હતા. આજના સાધુઓ ગમે તેવું પાપ કરવાનું કહેતા હોય પણ પોતે પુષ્પને અડતા નથી, ત્યારે વજ્રસ્વામી પોતે જ પુષ્પો લાવતા હતા એનો અર્થ શું સમજવો? ઉપરના વાક્યમાં લખે છે કે વજ્રસ્વામીનો સમય સંયમપ્રધાન હતો; તો તે સંયમપ્રધાન સમય ક્યાં રહ્યો? વજ્રસ્વામીનું આલંબન લેઈ બધા ચૈત્યવાસીઓ સાવદ્યની પ્રવૃત્તિ કરતા હતા. આવશ્યક નિર્યુક્તિ-ભાષ્ય પણ એ જ ચીલે ચાલવાનું કહે છે, આ ઉપરથી એ સ્પષ્ટ થઈ ગયું કે વજ્રસ્વામી પોતે જ એ સાવદ્ય પ્રવૃત્તિ કરતા, ને બીજાઓ પણ તેમજ કરતા હતા. હવે વિચારો કે તે વખતના સાધુઓ કેવા હશે? જેઓ પુષ્પની હિંસા થતાં ડરતા નથી તેઓનો સંયમ કેવો હશે? લોકો જેમને માનવંતા સાધુ તરીકે જુએ છે, તેઓ પોતે જ પુષ્પોને ચૂંટે છે ને લાવે છે, ને પ્રતિમાને ચડાવે છે. આમાં ક્યાં સાધુતા રહી? એ કઈ જાતિની વિદ્વત્તા? વજ્રસ્વામીના ગુરુ બીજા કેટલાક શિષ્યો વજ્રસ્વામીને સોંપી બહાર જનપદમાં ગયા, ત્યારે બધા શિષ્યોને વજ્રસ્વામીએ વાચના આપી-બહાર દેશથી ગુરુ આવ્યા પછી શિષ્યોએ વજ્રસ્વામી વિષે ઘણો સંતોષ બનાવ્યો. આ પરથી શંકા થાય છે કે વજ્રસ્વામી જેવા નિષ્ણાત સાધુ જૈન ધર્મના તત્ત્વને જરા પણ નહિ સમજ્યા હોય કે-હિંસા ત્યાં ધર્મ નથી અને પુષ્પ પાંખડી જ્યાં દુભાય ત્યાં જિનવરની નહિ આજ્ઞાય?

**આર્યરક્ષિતાચાર્ય**

શ્રીમાન્ મહાવીરના નિર્વાણ પછી ચાર પાંચ શતાબ્દી પછી ચૈત્યોની શરૂઆત થઈ હતી ને ૮૮૨ વર્ષમાં ચૈત્યવાસ શરૂ થયો હતો. "સંઘપટ્ટક"ના કથન પ્રમાણે દુષ્કાળના લીધે ને આસપાસના અનેક

સંયોગોના લીધે જૈન દર્શનનું આખું શરીર-ખોખું બદલાઈ ગયું હતું, અર્થાત્ જૈન સાધુઓની રહેણીકરણી તદ્દન પલટાઈ ગઈ હતી. માત્ર આત્મારૂપી સિદ્ધાંત કંઠોપકંઠ સચવાઈ રહ્યો હતો. સાધુઓ વેશ રાખતા હતા, પણ મંત્ર યંત્ર ઉચ્ચાટના વિગેરે સાધુઓને ન ઘટે તેવી અગણિત બાબતોમાં તેઓ ઉતરી પડ્યા હતા. આજના સાધુઓ તેમના તેવા પુરોગામીઓને મહાન્ ને સમર્થ માને છે, પણ તે બધાઓનું જીવન શ્રીમાન્ મહાવીરના શાસનને શોભાવે તેવું હતું નહિ. હિંસામાર્ગમાં તેઓ ઘણા આગળ વધી ગયા હતા. દુનિયામાં કેટલાકો રાજાઓ જેવાના રોગ મટાડે એટલે પ્રખ્યાત ગણાય. પાદલિપ્ત આચાર્યનું નામ આ ગ્રંથમાં આવ્યું છે. તેઓ વનસ્પતિમાં ઔષધિ મેળવી પગે લેપ કરતા હતા, ને તેથી તેઓ આકાશમાં માઇલો સુધી ઊડતા હતા! તેમની ઈચ્છા થાય ત્યાં તે જતા હતા. એ રસસિદ્ધિ તૈયાર કરવામાં કેટલા વનસ્પતિના જીવોની હિંસા કરી હશે તેનો ખ્યાલ તેમણે શું કર્યો હશે? એટલું જ નહિ, પણ એ સિદ્ધિઓ મેળવવામાં કંઇ દેવ-દેવીઓની ઉપાસનાઓ તેમણે કરી હશે. પ્રબંધ ચિંતામણિમાં લખે છે કે સ્તંભતીર્થ (ખંભાત)માં પાર્શ્વનાથની પ્રતિમા આગળ પાદલિપ્ત આચાર્યના શિષ્ય નાગાર્જુન રસકુપિકાને માટે શાલિવાહન રાજાની સ્ત્રી પદ્મિની જે સુલક્ષણયુક્ત છે તેને લાવે છે, ને રસસિદ્ધિ કરવા એ સ્ત્રી પાસે ઘસાવવાની પ્રવૃત્તિ કરાવે છે. સવાર થતાં તે સ્ત્રીને તેના પતિની પાસે નાગાર્જુન આકાશમાં ઉડી મૂકી આવે છે, ને સ્ત્રીને ધમકી આપે છે કે ગમે તે થાય પરન્તુ તારે આ વાત રાજા પાસે મૂકવી નહિ. આથી સ્ત્રી શરીરે સુકાતી જાય છે, પરન્તુ રાજા કારણ જાણી શકતો નથી. એક વખતે સ્ત્રી ગઈ છે ને દરમીયાન રાજા જાગે છે, ને સ્ત્રી કુલટા છે તેવો વ્હેમ લાવે છે. સ્ત્રી આવ્યા પછી રાજા ધમકી આપે છે પરન્તુ નાગાર્જુનની બીકથી ને તે કુળનો ક્ષય કરી નાંખશે તેવા ભયથી સ્ત્રી કાંઇ પણ કહેતી નથી. છેવટે રાજા છેલ્લી સ્થિતિ પર જાય છે, ત્યારે સ્ત્રી બધું કહી

નાંખે છે. પછી રાજા નાગાર્જુનને ખુશ કરવા પત્ની ને બે પુત્રો સાથે તેનાં દર્શન કરવા જાય છે. જીવનને માટે રાજા નાગાર્જુનની આજીજી કરે છે. નાગાર્જુન રસનો કુંપો કોઈ ગુપ્ત સ્થાનમાં સંતાડવા જાય છે, ત્યાં રાજાના બે પુત્રો તલવારથી તેનું માથું નીચે પાડી નાંખે છે. એમ એ રસકુંપાઓને ઉત્પન્ન કરનાર જ મૃત્યુને વશ પડે છે. પ્રભાવકચરિત્ર કહે છે કે શત્રુંજય પર્વતની તળેટીમાં એ નાગાર્જુન પોતાના ગુરુનું નામ અમર રાખવા પાલીતાણા વસાવે છે ને શત્રુંજય પર્વત ઉપર અનેક ચૈત્યો તથા તેમની ગુરુપ્રતિમા કરાવે છે.

**સાવદ્ય કરણીમાં ડૂબેલા મહાપુરુષો**

વસ્તુ એ છે કે તે બધા સુવર્ણસિદ્ધિ ને આકાશગામિની વિગેરે વિદ્યાઓ–સિદ્ધિઓ મેળવવામાં પડી ગયા હતા, ને જગતમાં પોતાની પ્રસિદ્ધિ કેમ થાય તેની તજવીજમાં રોકાઈ ગયા હતા. આંતર જીવન ગમે તેવું હોય પણ તેઓની પ્રવૃત્તિ કેવળ શરીર ઉપયોગી ને આ ભવને લગતી હોય તેમ જણાય છે. આખો ગ્રંથ વાંચતાં તેમની અનેક કડાકૂટવાળી પ્રવૃત્તિ જણાશે. છેવટે રાજાઓ ને શ્રીમન્તો દ્વારા તે સમર્થ પુરુષો એક પછી એક જિનાલયો કરાવવામાં રોકાઈ ગયેલા જણાશે. તેમાંના કોઈએ એવો ખ્યાલ કર્યો જણાતો નથી કે વીતરાગ કે જેને આપણે વળગી રહ્યા છીએ તેમનાં વચનો શું કહે છે ને આપણે શું કરીએ છીએ? તેઓ બધા, એક હિંસામાર્ગને વધાવી પોતાનું જીવન પૂર્ણ કરી ગયા જણાય છે. હા, તેઓ બ્રાહ્મણ લોકો કે જેઓ યજ્ઞને બહાને પશુહોમ કરતા હતા તેમની વિરુદ્ધમાં ને દયામાર્ગ બતાવવા તૈયાર થયા છે, પણ તેઓ પોતાના ઈષ્ટદેવ આગળ જ્યાં અગણિત સ્થાવર ને ત્રસની હિંસા થતી હોય ત્યાં દયા બતાવવાને શ્રીમાન મહાવીરનાં વચનો વિચારવા તૈયાર થયા જણાતા નથી. તેઓ દયાનો ઝંડો ઝાલી રહ્યા છે અને કહે છે કે न धर्महेतुर्विहितापि हिंसा (જુઓ હેમચંદ્રાચાર્યનો અન્ય યોગ-વ્યવચ્છેદ). વેદમાં કહેલી હિંસા પણ ધર્મનું નિમિત્ત થતું નથી

એમ જ્યારે દ્રંતરને કહે છે, ત્યારે તે જ્ઞાન શ્વેતાંબર મૂર્તિપૂજકોને કેમ આવતું નથી? અર્થ એ છે કે શ્વેતાંબરો બીજાની સામે થવામાં કમર કસી ઊભા થયા છે, પણ પોતે ને પોતાનું આખું મંડળ જે કરી રહ્યું છે તેની સામે થવામાં થોડી પણ કમર કસી નથી. તેઓ સમર્થ હોય કે સામાન્ય હોય, તોપણ એક ચૈત્યની પાછળ તે બધાની લગની લાગેલી જણાય છે; જાણે કે, ચૈત્ય કરાવવાથી જ બેઠાં બેઠાં મોક્ષે જવાતું ન હોય! તેઓની ચૈત્યપાછળની ઘેલછા જોઈ મહાનિશીથ સૂત્ર યાદ આવે છે. જ્યારે કમલપ્રભાચાર્યને તે વખતના ચૈત્યવાસીઓ આમંત્રણ આપે છે કે અહીંઆ જ રહો ને મોટું વિશાલ શિખરબંધ દેરાસર કરાવો, તે વખતે સ્થળે સ્થળે મહાનિશીથ કહે છે કે દેરાસરો ને ચૈત્યો ચૈત્યવાસીઓ કરાવી રહ્યા હતા. એ બધાને કમળપ્રભાચાર્યે સાવદ્ય પ્રવૃત્તિ કરનાર કહ્યા હતા, ને એ સાવદ્ય પ્રવૃત્તિ કરવાની તીર્થંકરોએ ના કહી છે. તે વખતે એ વેશધારી સાધુઓએ તે કમળપ્રભાચાર્યનું સાવદ્યાચાર્ય નામ પાડ્યું હતું, પણ ગ્રંથકાર કહે છે કે સાવદ્યની પ્રવૃત્તિમાં વિરોધ કરવાથી ને તીર્થંકરની આજ્ઞાનું પાલન કરવાથી કમલપ્રભાચાર્યે તીર્થંકરનામ કર્મ ઉત્પન્ન કર્યું હતું. હવે એટલું વિચારો કે એ પુસ્તકકાર કમળપ્રભાચાર્યની કરણીની બાજુમાં છે કે એ વેશધારીઓની કરણીની બાજુમાં છે? સ્પષ્ટ સમજાય છે કે એ વખતે સ્થળે સ્થળે જે જે વેશ (લિંગ) ધારીઓ દેરાસરો કરાવતા હતા ને લોકોના રૂપિયા ખેંચતા હતા તે બધી સાવદ્ય કરણી હતી, પણ નિરવદ્ય કરણી નહોતી. એ દાખલો જેમ મહાનિશીથમાં છે, તેમ આજે શ્રીમાન્ વર્દ્ધમાનના ગયા પછી પણ એવી પ્રવૃત્તિ ચાલુ છે. એ પ્રવૃત્તિમાં અને આ પ્રવૃત્તિમાં કાંઈ તફાવત નથી. એ વખતે લોકોના રૂપીઆથી ચૈત્યો-દેરાસરો એ લોકો કરાવતા હતા, આજે પણ લોકોના રૂપિઆથી દેરાસરો કરાવવામાં આવે છે. એ જેમ આરંભ હતો, તેમ આ પણ આરંભ છે. તેમાં છકાયના જીવનો

હિંસા થતી હતી, આમાં પણ છકાયના જીવની હિંસા થાય છે. એ લોકો જેમ પ્રતિષ્ઠા યજ્ઞ કરતા હતા તેમ આ લોકો પણ એ વિધિથી બધું કાર્ય કરે છે. તફાવત એ છે કે વખતે લોકો એ ચૈત્ય–દેરાસરમાં નિવાસ કરતા હતા, આજના લોકોને બીજી જગ્યા–ઉપાશ્રયો નિવાસ માટે મળે છે, એટલે નથી કરતા. પણ આરંભ ને છકાયની હિંસા કરવામાં કાંઈ તફાવત નથી.

પ્રભાવક ચરિત્રના લેખકે તે તે પુરૂષોને મહાપ્રભાવક કહ્યા છે, પણ શરૂઆતમાં પ્રબંધ પર્યાલોચનના લેખક કલ્યાણવિજયજી એ સમય કેટલો ગંભીર ને શિથિલાચારનો હતો તે પણ સાથે સાથે કહી ગયા છે; અર્થાત્ સાધુજીવન કેવું હોવું જોઇએ, તે તે સમજતા હોવાથી લખતાં લખતાં સાથે ક્ષોભ પણ દર્શાવતા ગયા છે. એ પ્રભાવક પુરૂષો માનના ને સ્વચ્છંદના પવને ચડયા ન હોત ને આત્માના જ માર્ગે ચડયા હોત, તો તેઓ પોતાના જીવનને સુધારી શકયા હોત. પણ વસ્તુસ્થિતિ ઉપરથી સમજી શકાય છે કે જેમ જગતના જીવો સ્વેચ્છાચારી છે, તેવા એ લોકો પણ હતા. જગતના જીવોનું ઓઠું અન્ય મિથ્યાત્વી દેવનું ને ધર્મનું છે, ત્યારે આ મહાપુરૂષોનું ઓઠું જિનેશ્વર દેવનું ને જૈન ધર્મનું છે; તે સિવાય તે લોકો જેમ માયા પ્રપંચને આશ્રયે કાર્ય કરતા હતા, તેમ આ લોકો પણ માયા પ્રપંચનો આશ્રય લઇ પ્રવૃત્તિ કરતા હતા. એ લોકોનાં સાધનો જેમ મલિન હતાં, તેમ આ લોકોનાં સાધનો મલિન હતાં. તે લોકો કરતાં આ લોકોનાં સાધ્યો–દેવ ધર્મ ભલે ઉંચા હોય, પણ એ સાધ્યો ભૂલી ગયા હતા. સાધનોની મારામારીમાં ને ચડસાચડસીમાં એ લોકોની જેમ આ લોકો ઉતરી પડયા હતા. સભામાં પોતાનો વિજયધ્વજ ફરકાવવા ઇતર- લોકો પ્રયત્ન કરતા હતા, તેમ આ લોકો પણ કરતા હતા. રાજાને પક્ષમાં લેવાને ઇતર લોકો જે પ્રયત્ન કરતા હતા, તે કરતાં આ લોકો વધારે પ્રયત્ન કરતા હતા. આ લોકોનું સાધ્ય ઉંચું હોય, પણ તેઓએ સાધ્યની ચિંતા છોડી દીધી હતી. જૈન અનુયાયીઓ ભલે

તેમને પોતાના માની ઉંચામાં ઉંચા ગણે, પણ તેઓ સાધુજીવનના વ્યવહારથી ઊતરી ગયા હતા.

**ચૈત્યને કારણે ભૂલા પડેલાઓ**

વક્તવ્ય એ છે કે આ બધા એક ચૈત્યને લઇને ભૂલા પડ્યા હતા. જો ચૈત્યનો આશ્રય ન લીધો હોત તો તેઓને સુધરવાનો માર્ગ રહ્યો હોત. તેઓ માનતા હોવા જોઇએ કે આપણી કરણી ગમે તેવી હોય, પણ આપણે જિનેશ્વર દેવના બિમ્બની પૂજા કરીએ છીએ એટલે આપણને વાંધો આવવાનો નથી, કારણકે આપણા દેવ સાચા છે ને વીતરાગ છે, એટલે આપણને સાચા ધર્મની ઓળખાણ છે, તેથી હવે આપણે બીજી ગતિમાં નહિ જઇએ. આમ તેમની માન્યતા ભલે હોય, પણ જ્યાં દયા નથી ને આંતર અનુકમ્પા નથી ત્યાં ઉદ્ધાર ક્યાંથી હોય? વીતરાગનો ધર્મ દુનિયાના ધર્મ સાથે સરખાવતાં ઘણો ન્યાયશાળી છે. ન્યાયશાળી એ માટે છે કે ખુદ ઇશ્વર હોય કે ગરીબ હોય પણ કર્મઘટના બધાને સરખી હોય છે. ઇશ્વરે પોતે પોતાના વર્તન માટે ક્યારે પણ હિંસા ઇચ્છી નથી ને હિંસા કરી નથી; સાધુઓને હિંસા કરવા માટે ત્રિવિધે ત્રિવિધે અટકાયત કરી છે. સાધુઓને રહેવા માટે, આહાર ને પાણી માટે નિર્દોષ રીતે વર્તવા સૂચવ્યું છે. દુનિયાના ધર્મો ઉપદેશ આપવામાં ને ખાનગી વર્તનમાં ભિન્નતા રાખે છે, ત્યારે વીતરાગનો ધર્મ એવી સ્થિતિનો નથી. બ્રાહ્મણ લોકો સામાન્ય સિધ્ધાંત 'न हिंस्यात् सर्वानि भूतानि' કહે છે, પણ વિશેષમાં જ્યારે વ્યાખ્યા કરે છે ત્યારે કહે છે કે 'मा ब्राह्मणं हन्यात्' અર્થાત્ બ્રાહ્મણોને હણશો નહિ. આમ વીતરાગ દર્શન કદિ નહિ કહે. છતાં શ્રીમાન્ મહાવીરના અનુયાયીઓ આજે ઘોર અંધકારમાં આથડી રહ્યા છે એટલે શ્રી મહાવીરના કેવળ દયામય સિધ્ધાંતને ઠોકરે મારી તેઓ આગળ ધપી રહ્યા છે, ને કહે છે કે પ્રભુની ખાતર થતી હિંસા તે હિંસા નથી. પ્રભુને અર્થે ગમે તે કરવામાં આવે પણ તે અયોગ્ય નથી! આ બધાનું કારણ મહાનિશીથના

કથન પ્રમાણે તેઓ બધાનો એક સ્વચ્છંદ છે, ને બીજી તેમની ચૈત્ય પાછળની પ્રવૃત્તિ છે.

ચૈત્ય-પ્રવૃત્તિનું મૂળ કારણ બૌદ્ધ લોકો છે એમ આપણે ઉપર કહી દીધું છે; પણ વખત જતાં આ લોકોએ બ્રાહ્મણ લોકોની પણ કેટલીક નક્કલ કરી છે. બ્રાહ્મણ લોકોએ દ્રવ્યતીર્થનો મહિમા વધાર્યો હતો ને તે તીર્થોમાં સ્નાન કરવાથી પવિત્ર થવાનું મનાવ્યું હતું. લોકોનો સ્વભાવ સહેજે મોજશોખ કરવાનો ને તે નિમિત્તે દેશાટન કરવાનો હોય છે. બ્રાહ્મણ લોકોએ જગન્નાથ, હરિદ્વાર, દ્વારકા ને સેતુબંધ રામેશ્વર વિગેરે તીર્થોનું સંયોગવશાત્ માહાત્મ્ય વધાર્યું છે, તેમ આ લોકોએ શત્રુંજય, ગીરનાર, આબુ, સમેતશિખરે જવા ને તીર્થંકરોને જોઈ પવિત્ર થવા માર્ગ કરી આપ્યો છે. બ્રાહ્મણ લોકોએ ગંગા યમુના સરસ્વતી વિગેરે નદીમાં સ્નાન કરવા ને ત્યાં પાપ મૂકવા જેમ બતાવ્યું, તેમ આ લોકોએ પણ સ્નાન કરવા સમજાવ્યું છે. શત્રુંજી નદીમાં સ્નાન કરવાથી જીવ જલદી મોક્ષે જાય છે. (જુઓ શત્રુંજય માહાત્મ્ય પુસ્તક ધનેશ્વર સૂરિકૃત). તાત્પર્ય એ છે કે તીર્થ માટે ભ્રમણ ને નદીસ્નાન વિગેરે બ્રાહ્મણ લોકોની નક્કલ આ લોકોએ કરી છે. આમ થવાનું ખરું કારણ એ હતું કે જૈન દર્શનમાં સુજ્ઞ શિક્ષિત ને ઉચ્ચ જાતિમાંથી થતો સાધુવર્ગ અટકી ગયો હતો. હવે જે વર્ગ થતો હતો, તે બહુધા બ્રાહ્મણ વર્ગ હતો. જે બુદ્ધિમાન્ વ્યક્તિ થતી, તે પોતાના ધર્મનું જીવન ઉંચે કેમ લાવવું ને વિચાર ઉપર જતી હતી, એટલે બ્રાહ્મણ સાહિત્યના રીતિરિવાજમાં ટેવાયેલા હોવાથી તેઓએ બ્રાહ્મણોની કેટલીક રીતિ રસમો ઉતારી દીધી. તફાવત એ રાખ્યો કે જ્યાં બ્રાહ્મણ દેવ હોય ત્યાં જૈન દેવને સ્થાપન કરવા. સેવક વર્ગ બિચારો પામર ને બુદ્ધિવિહીન હોવાથી એ વસ્તુને સમજી શકતો ન હતો. સેવ્ય વર્ગ જ્યારે ધર્મવૃત્તિમાં નિકૃષ્ટ હોય ત્યારે સેવક વર્ગ એ વસ્તુમાં કયાંથી ઉત્કૃષ્ટ હોય? એટલે સેવ્ય વર્ગ જેમ

ધર્મક્રિયામાં શિથિલ થઇ ગયો હતો, તેમ જ સેવક (ભક્ત) વર્ગ ત્યાગ ને સંયમમાં શિથિલ થઈ ગયો હતો. ઉત્તરાધ્યયનમાં હરિકેશબલના અધિકારે ને જયઘોષ ને વિજયઘોષના અધિકારે તીર્થ વિષે ને સ્નાન વિષે સ્પષ્ટ વ્યાખ્યા સમજાવી છે, ને મોક્ષે જવામાં ઇન્દ્રિય-દમન ને સંયમનું પ્રાધાન્ય સમજાવવામાં આવ્યું છે; તથાપિ સેવ્ય-વર્ગે પાછળ આવતા લોકોને કેવી રહેણીકરણીમાં ઘસડી નાંખ્યા છે તે એક દશમા આશ્ચર્યનો વિષય છે.

**લુંકાશાહની ઘોષણા**

સમાજને દોરનાર સમર્થમાં સમર્થ વ્યક્તિ શ્રીમાન્ મહાવીર મળ્યા હતા; પણ તે આજે છે નહિ. તેમની પાછળ ઘણા અનુયાયીઓ થઇ ગયા. થોડી વાર સુધી એ આપ્ત પુરુષો તરીકે રહ્યા હતા, પણ પછી એ પાટ ઉપર બેસનાર, ભસ્મ ગ્રહની મજબૂત છાયામાં અવરાતા પોતાની ઇચ્છા પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા. 'સંઘપટ્ટક' કહે છે કે એ ભસ્મગ્રહની સ્થિતિ બે હજાર વર્ષની હતી; એટલે જે પુરુષો થયા તેમણે હિંસામાર્ગમાં વળે એવી પ્રવૃત્તિ ચૈત્ય પાછળ કરવા માંડી પણ હિંસામાર્ગ અટકે તેવું કોઈ પુરુષે બીડું ઝડપ્યું નહિ. શ્રીમાન્ મહાવીરનું નિર્વાણ થયાને બે હજાર વર્ષ થવા સાથે એક લુંકાશાહ નામે દયાળુ વ્યક્તિ થઈ. મૂળ, નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય, ટીકા વિગેરે પંચાંગી પુસ્તકો હતાં; પણ તેમાં મૂળ પુસ્તકો કે જે ગણધરને મુખેથી નીકળેલાં આગમો હતાં, તે બધાં ચૂર્ણિ ભાષ્ય ટીકા વિગેરેમાં ઢંકાઇ ગયાં હતાં. તે વખતે લુંકાશાહ શ્રીમાન્ મહાવીરના સિદ્ધાન્તો કહેવા લાગ્યા. તેમણે કહ્યું કે હિંસામાર્ગ એ વીતરાગનો માર્ગ નહિ. એ વાત જેમ લુંકાશાહે કરી છે તેમજ 'સંઘપટ્ટક'ના કર્તા કહે છે. તફાવત એ છે કે 'સંઘપટ્ટક'ના કર્તા હિંસા ને ચૈત્યવાસી સાધુઓનો વિરોધ કરે છે પણ ચૈત્ય-જિનબિમ્બનો વિરોધ કરતા નહોતા; ત્યારે લુંકાશાહે એ બધી વસ્તુનો વિરોધ કર્યો છે. લુંકાશાહ કહેતા હતા કે જિનેશ્વરદેવની પૂજા ને ભક્તિ એ બિમ્બની

આગળ કરવાથી થાય તેમ નથી. તે તો આપણા હૃદયથી, વાણીથી ને શરીરથી થાય છે ને એ ત્રિકાળદર્શી પ્રભુને આપણી સમક્ષ લાવવાથી થાય છે. જેની પૂજા કે ભક્તિ કરવી છે તે તો જ્ઞાની છે, ને તે પ્રભુ સર્વ ભક્તિક્રિયા કે પ્રેમ તેમના જ્ઞાનથી જુએ છે. એ ધાતુ કે પાષાણની બનાવેલી પ્રતિકૃતિ કે જિનબિમ્બો આપણી ભક્તિને જોઈ કે સમજી શકતાં નથી. એટલે જડમાં ચૈતન્ય ભાવ આરોપવો તે આપણા આત્મામાં જડતા આરોપવા બરાબર થાય છે. જડ ચેતન ન થતાં ચેતન જડનો સ્વભાવ સ્વીકારે છે; એ વસ્તુ લુંકાશાહ સમજી શકયા ને બીજાને સમજાવવા તેમણે કમ્મર કસી. ઉપરાંત એ જડની પાછળ થતો હિંસાવાદ રોકવા તેમણે પ્રયત્ન કર્યો. અહિંસાવાદની તેમણે ઉદ્‌ઘોષણા કરી, ને શ્રીમાન્ વર્દ્ધમાનનો સત્ય માર્ગ સમજાવવા પ્રયત્ન કર્યો.



# પ્રકરણ ૧૦ મું

## શ્રીમાન્ વર્દ્ધમાનનો સિદ્ધાંત

લુંકાશાહે કોઈ નવીન પુસ્તક રચ્યું નથી, પણ શય્યંભવ સૂરિએ જે પૂર્વોમાંથી ઉધ્ધૃત કરી પોતાના શિષ્ય ને પુત્રને ભણવા તૈયાર કર્યું હતું એ પુસ્તક જે દશવૈકાલિક હતું તેમાંથી એમણે જનતા આગળ એક શરૂઆતની ગાથા કહી કે 'धम्मो मंगलमुक्किठं अहिंसा संजमो तवो' અહિંસા સંયમ ને તપ જેમાં છે, તે ધર્મ કલ્યાણ રૂપ ને શ્રેષ્ઠ છે. જો અહિંસા નથી તો તે ધર્મ નથી. જ્યાંસુધી તીર્થ ઉપર ભસ્મ ગ્રહની છાયા હતી, ત્યાંસુધી અહિંસાધર્મની વ્યાખ્યા જનતા સ્પષ્ટ સમજી શકી નહિ; પણ એ છાયા ખસી ત્યારે અહિંસાધર્મ પ્રકાશમાં આવ્યો. જડની પાછળ જે સમાજ રોકાયો હતો, ને જડની પૂજા ઉપર જે મંડળને પ્રેમ હતો, તેને એ વાત સારી લાગી નહિ. પણ જેઓ મુમુક્ષુઓ હતા તેઓએ આ ધર્મને ઝીલી લીધો. જેઓ જડને બહાને સુખભોગ કરનારા ને સ્વેચ્છાવિહારી હતા, તેઓને આ વ્યક્તિ ઉપર દ્વેષ લાવવાના પ્રસંગો ઊભા થયા. હંમેશાં એ વસ્તુ બનતી આવી છે કે જ્યારે ધર્મ ઝળહળ થતો પ્રકાશમાં આવે છે, ત્યારે અંધકારમાં રહેલા ઉલૂક જીવો એને જોઈ શકતા નથી. લુંકાશાહે શ્રીમાન્ વર્દ્ધમાનનો દયામય ધર્મ યથાતથ્ય સ્વરૂપમાં લોકો આગળ ખુલ્લો કર્યો. તેમણે ચૂર્ણિ ભાષ્ય વૃત્તિ વિગેરેને છોડી મૂળ આગમો શું કહે છે તે સમજાવવા પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું કે લેશ પણ હિંસા હોય ત્યાં પ્રભુની—સર્વજ્ઞની આજ્ઞા નથી. છકાયમાંના એક પણ જીવની હિંસા થાય ત્યાં પ્રભુનું હૃદય ધ્રૂજતું હતું. પ્રભુ કહે છે કે હે જીવો! કોઈ પણ જીવોને મા હણો, મા હણો—નહિ મારો, નહિ મારો; કારણકે જેમ તમને જીવવું વહાલું છે, તેમ સર્વ જીવોને જીવવું

ગમે છે. તમે એવું સમજો કે પૃથ્વી જળ વાયુમાં જીવ નથી, વા એ જીવો બહુ ઉપયોગી નથી; તો હે જીવો ! એ તમારી સમજણ ભૂલવાળી છે. એ જીવો મનુષ્યની પેઠે સ્પષ્ટ નથી એ વાત ઠીક છે, પણ એ જીવો નથી એ કથવું અસત્ય છે, જૂઠી ભાષા છે. ધારો કે કોઇ વખતે તમે સૂઈ ગયા છો ને ભરઉંઘમાં છો, તે વખતે તમને કોઈ કહે કે એનામાં જીવ નથી, તો શું એ બરાબર છે? જો એ વાત બરાબર નથી, તો પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ ને વનસ્પતિમાં જીવો નથી એમ કહેવું તે બરાબર નથી. તેમાં જીવો ઉંઘતા છે, એટલે મનુષ્યને એમાં જીવો છે તેમ લાગતું નથી; પણ તમારામાં જેમ જીવ છે, તેમ તે બધામાં છે. મનુષ્યો જેમ હાલે છે ચાલે છે બોલે છે ને પ્રવૃત્તિ કરે છે, તેમ તે કરતા નથી; પણ પગ આંખ જીભ ને હાથથી રહિત મૂઢના જેવો કોઈ મનુષ્ય હોય ને તેને કોઇ મારે કૂટે તો તે મૂઢ મનુષ્ય કકળાટ કરે પણ સ્પષ્ટ કહે નહિ; તેમ એ એકેન્દ્રિય જીવો પગ હાથ જીભ આંખ કાન રહિત છે, એટલે અવાજ ઘોંઘાટ ચેષ્ટા ચાળા કરી શકતા નથી; પણ તે અંદરખાને રૂએ છે, કકળે છે, થરથરે છે. ( જુઓ આચારાંગ સૂત્ર. )

**ભક્તિ નિમિત્તે થતી સ્થૂળ-સૂક્ષ્મ જીવોની હિંસા**

જેઓ શ્રી મહાવીરના પ્રેમી હોય, જેઓને પ્રભુની આજ્ઞા ગમતી હોય તેઓએ અવશ્ય 'આચારાંગ સૂત્ર જોવું' જોઇએ. એના શ્રુતસ્કંધ પહેલાના પહેલા અધ્યયનમાં સાત ઉદ્દેશાઓ છે, તેના બીજા ઉદ્દેશામાં એકેન્દ્રિય જીવોને કેવું દુઃખ થાય છે તે કહેલું છે. કોઇ જીવની ઘૂંટી, જંઘા, ઢીંચણ, સાથળ, કેડ, નાભિ, ઉદર, પાર્શ્વ, પૃષ્ટ, ઉર, હૃદય, સ્તન, સ્કંધ, જીભ, હાથ, આંગળી, નખ, ડોક, હડપચી, હોઠ, દાંત, કાન, આંખ, લલાટ વિગેરેને કોઇ છેદે ને કૂટે ત્યારે તે જીવને કેટલું દુઃખ થતું હશે ? શું કોઇ કહી શકશે કે આટલું જ દુઃખ થાય છે ? એ વસ્તુ આપણા અનુભવની છે કે એક અવયવ લેશ દુઃખતાં આખું શરીર નંખાઈ જાય છે; તો પછી હરેક હરેક

અવયવમાં જ્યારે શત્રુ ઘણ કે મુદ્દગર લેઈ કૂટે ત્યારે કેટલી વેદના થતી હશે ? જગતના સ્વાર્થી લેભાગુ ને સ્વચ્છંદી જીવોની ક્રિયા સામું જોશો તો બુદ્ધિ જાડી થઈ જશે, સત્ય સમજાશે નહિ. જૈન દર્શનના અગણિત ગ્રંથોમાં મુખ્ય ગ્રંથ આચારાંગ છે. એ સૂત્ર કહે છે કે—

इमस्स चेव जीवियस्स परिवंदण–माणण–पूयणाए, जाइमरणमोयणाए दुक्खपडिघायहेउं से सयमेव पुढवीसत्थं समारंभइ अण्णेहिं वा पुढवीसत्थं समारंभावेइ अण्णे वा पुढवीसत्थं समारंभंतं समणुजाणाइ, तं से अहियाए तं से अबोहिए ॥

અર્થાત્—શ્રી તીર્થંકર ભગવાન્ કહે છે કે જે જીવો પોતાના જીવની વંદના માન પૂજા માટે પૃથ્વીકાયની હિંસા કરે છે, વળી જન્મ–મરણ મૂકાવા માટે હિંસા કરે છે ને તમામ દુઃખનો નાશ કરવા માટે એ પ્રવૃત્તિ કરે છે, એટલું જ નહિ પણ હિંસા બીજા પાસે કરાવે છે ને કોઈ પણ પોતાની જાતે કરતો હોય તો તેમાં અનુમતિ આપતો હોય છે, તે સર્વ હિંસા તે તેના અહિત માટે છે ને તેના અબોધ માટે છે. એમ જ જે જીવો જળની, અગ્નિની, વાયુની, વનસ્પતિની, ને ત્રસજીવોની હિંસા કરે છે અને માને છે કે તેથી આપણે સર્વ દુઃખથી મુકાઈશું, તો તે હિંસા જીવોના અસુખ માટે ને અકલ્યાણ માટે છે.

આમ પ્રભુ કહે છે કે જન્મ મરણથી મુકાવા માટે થયેલી હિંસા જન્મ મરણ વધારવા માટે થશે. હવે પ્રભુ કહે છે તે ખરું છે કે લોકો કહે છે તે ખરું છે? ચૈત્યની પાછળ ચાલનારા સાધુઓ ને તેમના અનુયાયીઓ કહે છે કે પ્રભુની ખાતર કરાતી હિંસા તે હિંસા નથી, ને સ્વર્ગ પ્રતિ લઈ જનારી છે. તો સત્ય વચન આચારાંગ સૂત્રનું છે કે જે લોકો પોતાના ઉદારનિર્વાહને અર્થે અનેક પ્રપંચો રચી રહ્યા છે તેમનું સત્ય વચન છે? શ્રી વીતરાગ કહે છે કે જે લોકો એવી હિંસા કરે છે તે કર્મની મહાગાંઠ બાંધે છે, તે મોહને વધારે છે, મરણ ભણી જવા ઉપાય કરે છે ને છેવટે

નરકમાં જવાનો માર્ગ લે છે. જુઓ તેને લગતું સૂત્ર: एस खलु गन्थे एस खलु मोहे एस खलु मारे, एस खलु निरए। અર્થાત્–જે લોકો ધર્મને ઓઠે રહી આવી હિંસા કરે છે તે તેમની અજ્ઞાનતા બતાવે છે. એ નિરપરાધી જીવો ઉપર પોતાની નિર્દયતા ખુલ્લી જણાવે છે. પ્રતિમાની ઉપર ને આગળ અગણિત પાણી ઢોળવું, પુષ્પોના ઢગલાઓ કરવા, ને માળાઓ કરી કરી પ્રભુને પહેરાવવી, એથી શું પ્રભુ ખુશ થાય છે? કે શું પ્રભુ એને ભક્તિ કહે છે? જો આ ભક્તિ થતી હોય તો જગતના લોકો લોહી ને માંસના તરસ્યા તેમના દેવો પાસે એમને ખુશ કરવા અગણિત નાનાં મોટાં પશુઓને ચડાવે છે–તો ત્યાં શું ભક્તિ નહિ થાય? એ ભક્તિ નથી એ કયા આધારે કહી શકશો? અલબત્ત, એ પંચેન્દ્રિય જીવો છે, ત્યારે જિનની મૂર્તિ આગળ એકેંદ્રિય જીવો છે; પ્રભુને તો પંચેન્દ્રિય ઉપર જેટલી દયા છે; તેટલી એકેન્દ્રિય ઉપર છે. જેમ મોટા જીવમાં જીવ છે, તેમ જ નાના પ્રાણીમાં પણ જીવ છે. બીજાઓ કરે છે તે ખોટું છે, ને પોતે કરે છે તે સાચું છે, એ શું ન્યાય છે?

વીતરાગ પ્રભુ કહે છે કે अणगारा मो त्ति एगे पवयमाणा जमिणं 'विरूवरूवेहिं सत्थेहिं'. અર્થાત્–એકેક લોકો પોતે સાધુ છે એમ કહેવા છતાં અગણિત પૃથ્વીકાયના જીવોની તેમજ જળ અગ્નિ વિગેરેના જીવોની હિંસા કરે છે, કરાવે છે, ને તેને અનુમોદે છે. હવે, તેમના હૃદયમાં દયા જેવી વસ્તુ ક્યાં રહી? બીજાઓ હિંસા કરે છે, ત્યાં તે હિંસા છે એમ કહેવા દોડે છે; પણ પોતાનું પોષણ જેમાં રહેલું છે ત્યાં થતી હિંસાને હિંસા કહેવા તેઓ તૈયાર નથી. ત્યાં તે લોકો કહે છે કે અલ્પ દોષ ને મહાનિર્જરા છે! પ્રભુ કહે છે કે, ખરેખર તે જીવો પોતે જ પોતાના હાથે પોતાનું અહિત કરે છે અને પોતાનો વિનાશ નોતરી રહ્યા છે.

પ્રભુ કહે છે કે આ જગતના સૌ કોઈ જીવો માયાવી છે ને સ્વાર્થી છે. જેઓ માયારહિત ને તદ્દન ઋજુ છે તેઓ મોક્ષના

પંથે ચાલે છે. જેઓ પોતાના આત્માને જાણે છે, વિચારે છે ને સમજે છે, તેઓ જ પૃથ્વી, જળ, અગ્નિ વિગેરેના જીવોને જાણે છે, સમજે છે, ને તેમનું અહિત ન થાય તેમ વર્તે છે. સુજ્ઞ જીવો જાણે છે કે આપણને જેમ હરવું ફરવું નાચવું કૂદવું ગમે છે, તેમજ તે જીવોને પણ તે બધું ગમે છે. વળી પ્રભુ કહે છે કેઃ

सव्वे पाणा पियाउया सुह-सांया दु:खखपडिकुला अंप्पियवहा पिय जीविणो जीविउं कामा सव्वेसिं जीविय पियं ॥

અર્થાત્—સર્વ પ્રાણીઓને આયુષ્ય પ્રિય છે, સુખશાતા તેમને ગમે છે, દુઃખને તેઓ પ્રતિકૂલ માને છે; તેમને વધ અપ્રિય છે, જીવવું પ્રિય છે, ને જીવવાના તેઓ અભિલાષી છે. તાત્પર્ય એ છે કે સર્વ જીવોને જીવન વહાલું છે. આવું ઉંડું સૂત્ર શ્રી મહાવીરે જગતને આપ્યું હોવા છતાં ખુદ શ્રી મહાવીરના જ અનુયાયીઓ તેમની પ્રતિમા સમક્ષ છકાય જીવોને હણી રહ્યા છે, ત્યારે હવે એ સૂત્ર કોને સમજાવવું? પ્રભુ કહે છે કે સર્વ જીવોને જીવવું ગમે છે, ત્યારે પ્રભુ આગળ દીવાની હારમાળા કરવાથી અગ્નિકાયના જીવો ભયશે કે તેમનો ખુદો નિકળી જશે? અગ્નિકાયના જીવોમાં કેટલા ત્રસ જીવો પતંગ કુદાં વિગેરે ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય ને પંચેન્દ્રિયો હોમાઈ જતાં હશે! ઉના પાણીમાં એક માખી કે પતંગ જો પડે છે, તો તે જોતાં ને તેમાંથી તેને કાઢતાં હૃદય કેટલું કંપે છે તો પછી અગ્નિથી દીપ્તિમાન થએલા દીવામાં કેટલા જીવો મરતા હશે? દયાળુ પ્રભુએ છકાય જીવની દયા પાળવાનું કહ્યું ત્યારે વિવેકભ્રષ્ટ ભક્તોએ એ જ છકાય જીવનો પ્રભુની આગળ જ ધ્વંસ કરવાનું વિચાર્યું!

'સંઘપટ્ટક'ના કર્તા કહે છે કે જે જીવો પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી રહ્યા છે તેઓનું આ બધું ધાંધલ છે. તેમને પ્રભુના માર્ગમાં રહેવું ગમતું નથી. તેમને અજવાળા વિના વખત જતો નથી.

અજવાળું ન હોય તો રાસલીલાનો આનંદ આવતો નથી. પણ પ્રભુ તો કહે છે કે—

जे आयारे न रमन्ति, आरंभमाणा विणयं वयन्ति । छन्दोवणिया अज्झोववन्ना, आरंभसत्ता पकरेन्ति संग ॥

( આચારાંગ, અધ્યયન ૧ લું–ઉદ્દેશ ૭ મો )

અર્થાત્—જે લોકોને આચારમાં રહેવું ગમતું નથી, તેઓ આરંભ કરવા છતાં, તે ધર્મ છે તેમાં પ્રભુની મરજી છે, એમ લોકો આગળ કહે છે. કારણકે તેઓ પોતાના સુખને અર્થે તેવી પ્રવૃત્તિ કરે છે. તેઓ પંચઇંદ્રિયના વિષયમાં ઘણા આસક્ત છતાં ને આરંભ કરવા છતાં વારંવાર વધારે સંગને ઇચ્છે છે.

પ્રભુ કહે છે કે જેઓ એમ કહે છે કે તે જીવો મારવાલાયક છે, પકડવાલાયક છે, કબજે કરવાલાયક છે, ને તેને તેમ કરતાં કાંઈ પણ દોષ નથી, તો તે તેમનું બોલવું સારૂં નથી. તે તેમનું અનાર્ય વચન છે ને તે તેમનું જોવું દુષ્ટ છે. તેમણે એવું સાંભળ્યું હોય તોપણ તે દુઃશ્રુત છે. એ વિચાર, એ શ્રદ્ધા ને એ પ્રતિલેખના સારાં નથી, પણ ખોટાં છે. (જુઓ આચારાંગ, અધ્યયન ચોથું, ઉદ્દેશ બીજો ).

હવે જે જૈન એમ બોલે કે પ્રભુ ખાતર હિંસા થતી હોય તો તે હિંસા નથી, પણ ભકિત છે, અધર્મ નથી પણ ધર્મ છે, અહિત નથી પણ હિત છે, તે જૈન ધર્મના રહસ્યને પામ્યો છે એમ કેમ કહી શકાય? જો પ્રભુને સારૂ હિંસા કરવામાં પાપ નથી તો પ્રભુ પોતાનાં વચનો દ્વારા શામાટે હિંસા કરવાની ના પાડે? વળી પ્રભુ શામાટે એમ ઉપદેશ આપે ને ઉદ્દ્ઘોષણા કરે કે અરે! જીવો! જીવોને ન હણો, ન મારો, ન પીટો, ને તેને થોડો પણ ત્રાસ ન આપો.

हं भो पावाउया ! किं मे सायं दुक्खं उदाहु असाय ? समिया पडिवन्नेयावि एवं बूया—सव्वेसिं पाणाणं सव्वेसिं भूयाणं सव्वेसिं जीवाणं

सव्वेसिं सत्ताणं असायं अपरिणिव्वाणं महभयं दुक्खं त्ति बेमि ॥

(આચારાંગ, અધ્યયન ૪ થું, ઉદ્દેશ બીજો)

અર્થાત્—હે પ્રાવાદુકો! બોલો કે શાતા દુઃખ રૂપ છે કે અશાતા દુઃખ રૂપ છે? સારા વિચારકો ને સમ્યક્ દશાને પામેલા સુજ્ઞો બોલ્યા કે હે પ્રભુશ્રી! સર્વ પ્રાણી, સર્વ ભૂત, સર્વ જીવ, ને સર્વ સત્ત્વને અશાતા ને અશાન્તિ મોટા ભયરૂપ છે ને તે જ દુઃખ છે.

સારાંશ એ છે કે સર્વ જીવોને શાતા જોઇએ છે ને તેઓ બધા સુખમાં રહેવા ઇચ્છે છે. ત્યારે જૈનના અનુયાયીઓ કાંઇ પણ અર્થ વિના પ્રભુને ખુશ કરવા પુષ્પોને ચુંટી ચુંટીને સોયથી વીંધી, દોરામાં પરોવી, હાર કરી, પ્રભુના ગળે પહેરાવે છે. એમાં એ જીવો ચૂંટાવાથી, સોયથી વિંધાવાથી, સુખ માનતા હશે કે તેમને અગાધ પીડા થતી હશે?

હવે થોડા દાખલા સૂત્રકૃતાંગમાંથી આપીએ.

सयं तिवायए पाणे अदुवान्नेहि घायए ।
हणंतं वाणुजाणाइ वेरं वड्ढइ अप्पणो ॥ ३ ॥

(સૂત્રકૃતાંગ, શ્રુતસ્કંધ ૧, અધ્યયન ૧)

અર્થાત્—જે મનુષ્યો પોતે હણે છે, બીજાને હણવા કહે છે, ને હણતાં પ્રતિ અનુમોદન આપે છે, તે મનુષ્ય ખરેખર પોતાના વેરને વધારે છે. જો મનુષ્યો પોતાના નાના મોટા સ્વાર્થ માટે હણે છે તો વેરને વધારે છે, તો પછી વિનાસ્વાર્થે અથવા ભક્તિનિમિત્તે કે કલ્યાણની કામનાથી હણે છે, તે તો કેવળ પોતાના દુઃખનો ઘણો જ વધારો કરે એ સ્પષ્ટ છે.

सव्वाहिं अणुजुत्तिहिं मतिमं पडिलेहिया ।
सव्वे अकंत दुःखाय अओ सव्वे न हिंसया ॥ ९ ॥
एय खु नाणिणो सार जं न हिंसइ कं च णं ।
अहिंसा समयं चेव एतावत वि जाणिया ॥ १० ॥

(સૂત્રકૃતાંગ, અધ્યયન ૧૧)

અર્થાત્—મતિમાન્ મનુષ્ય સર્વ અનુયુક્તિ ને પ્રયુક્તિથી ચારે તરફ જોશે તો સમજાશે કે સર્વ જીવોને દુઃખ અપ્રિય છે, માટે સુજ્ઞ પુરૂષે કોઈ પણ જીવને મારવો નહિ. જ્ઞાની પુરૂષોનો એ સાર (અર્થ) છે કે કોઈ પણ જીવોને તે હણે નહિ, ને અહિંસા એ જ સિદ્ધાંત છે એવું સમજે. આમ હિંસા એ ત્રાસરૂપ છે, એ સમજાવવાનો શ્રીમાન્ મહાવીરનો ઉદ્દેશ છે, ને આ વિચાર સ્થળે સ્થળે પ્રભુએ બતાવ્યો છે; છતાં જેઓ પોતાના આત્માના વિરોધી છે, તેમને આ વાત ગળે ઊતરતી નથી. શ્રી વીતરાગ પુનઃ પુનઃ કહી રહ્યા છે, કે હે ભવ્ય જીવો! હિંસા કરતાં અવશ્ય ધ્રૂજો ને ડરો, કારણકે હિંસા એ જીવના હિત માટે નથી, પણ અહિત માટે છે. જૈન દર્શન કહે છે કે દુઃખ તમને પોતાને જેવું અપ્રિય છે, તેવું જ ભલે નાના જીવો હોય પણ તેમને પ્રિય અપ્રિય છે. તેઓ જીવોને કહે છે કે જેમ તમને થતું દુઃખ તમારા હૃદયને કંપાવે છે ને ગભરાવી નાંખે છે, તેમ તમારા તરફથી થતું દુઃખ તે જીવોને ગભરાવે છે ને બીવરાવે છે; જો તમને જૈન સિદ્ધાંતમાં પૂર્ણ પ્રેમ હોય ને તમારા જીવનમાં સમ્યક્ દશા જાગ્રત થઇ હોય તો આ સિદ્ધાંતોને—વિચારોને મધ્યસ્થ ભાવે વિચારો ને સમજો કે પ્રભુનું શું કથન છે?

> अज्झत्थं सव्वओ सव्व दिस्स पाणे पिआयए ।
> न हणे पाणिणो पाणे भय वेराओ उवरए ॥

(ઉત્તરાધ્યયન, અધ્યયન ૬ ઠું)

અર્થાત્—સર્વ તરફથી ઉંડામાં ઉંડું જુઓ તો સર્વ જીવોને પોતાના પ્રાણ વહાલા છે; માટે કોઇ પ્રાણીના પ્રાણને ન હણે તો જીવ ભય ને વૈરથી બચી શકે છે.

**જૈન સાધુઓનો મૂળ ધર્મ શો હતો?**

આજે જૈન દર્શનમાં હિંસાનો દાવાનળ સળગી રહ્યો દેખાય છે, એટલે જ્યારથી જૈન સાધુઓ પતનને માર્ગે ચાલી રહ્યા છે,

ત્યારથી તેઓ વીતરાગની આજ્ઞાને વેડરી રહ્યા છે. આ વાતનો પૂરાવો આપણે મહાનિશીથ, શતપદી ને સંઘપટ્ટક ગ્રંથો ઉપરથી જોઈ શકયા છીએ. એ ગ્રંથોમાં સાધુઓના જીવન વિષે ઘણી ઉંડી નજરથી ટીકા કરી છે. સાધુઓ પોતાનો આચાર ને નિર્દોષ ભોજન લેવાનું ચૂકી ગયા હતા. ઘણાએ ચૈત્ય પાછળ રૂપીઆનો સંગ્રહ કરવા લાગી ગયા હતા, ત્યારે કેટલાક મોટા રાજા લોકોને ત્યાં માનપાન પામવાની–સિંહાસનોમાં વિરાજવાની પ્રવૃત્તિ કરી રહ્યા હતા. એટલે સાધુઓના મૂળ ધર્મ પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ને ત્રણ ગુપ્તિના પાલનમાંથી તેઓ નીકળી ગયાં હતા. એમની ભોજન લેવાની વિધિ જેમ શાસ્ત્રોમાં કહી છે તેમ રહી નહિ હતી. હરિભદ્રસૂરિ માટે ઉપર કહેવામાં આવ્યું છે તેમ તે પ્રભાવક પુરૂષો કોઈ બીજી રીતિમાં ઉતરી ગયા હતા. આધાકર્મી–ઔદ્દેશિક વિગેરે ઉદ્ગમનના ૧૬ દોષ, તથા ઉત્પાદનના ૧૬ દોષ, એષણા સમિતિના દશ દોષ, એમ બેંતાલીશ દોષોથી તે વખતના સાધુઓ બચી શકયા ન હતા. પ્રભુશ્રી કહે છે કે એકલા વેશથી સાધુતા આવતી નથી. પવિત્ર સુંદર વેશ સાથે સાધુઓએ નિર્દોષ ભોજન લેવું જોઇએ. જે ભોજન ગૃહસ્થોએ પોતાને અર્થે તૈયાર કર્યું હોય ને લેતી વખતે જેમાં પૃથ્વી, જળ, અગ્નિ વિગેરેનો સંસર્ગ ન હોય તેવું ભોજન લેવું જોઇએ. આવું નિર્દોષ ભોજન લેવાની ઇચ્છા હોય તો સાધુઓએ રૂપીઆનો ને પૈસાનો સંગ્રહ નહિ કરવો જોઇએ. સાધુઓ પૈસાનો તો શું પણ એક પાઈ કે સોયનો સંગ્રહ કરતા નથી. જેઓ વીતરાગની આજ્ઞામાં છે, તેઓ ગૃહ છોડયા સાથે ગૃહનાં કે ઉપાશ્રયનાં બંધનો બાંધતા નથી. તેમને પર્ણકુટી કે પાંચ લાખનો મહેલ કોઈ પણ વખતે પ્રલોભન ઉપજાવતાં નથી. તેમને મન નાના જીવની પણ હિંસા ને ધાતુનો પરિગ્રહ એ ઝેર છે. સાધુતાનો જ્યાં ખરો ખ્યાલ છે, ત્યાં એ વસ્તુ નજીક આવતી નથી. જ્યાં જ્યાં ને જે જે અંશે હિંસા આવી છે, ત્યાં ત્યાં સ્થૂળ સુખની ભરતી થઈ છે, અને સ્થૂળ સુખની ભરતી સારૂ હિંસા ને પરિગ્રહને આવકાર અપાયો છે.

રાજાલોક ને શ્રીમંતોને ત્યાં ભોજન વિના જે સાધુવર્ગ જવા-આવવાની પ્રવૃત્તિ કરી રહ્યો છે, તેમાં સાધુવર્ગ ને સેવકવર્ગ કદાચ હિત જોતો હોય, પણ તેમાં હિત નથી, પણ અહિત છે. રાજા લોકોનો પ્રેમ ને માનપાન સમર્થ લોકો મેળવે છે, ને તે મેળવતાં વિદ્વત્તા, વકતૃત્વ, જડીબૂટી, મંત્ર યંત્ર, વિગેરે સાધનોની જરૂર પડે છે. તેથી જ સેવકવર્ગની દૃષ્ટિમાં સાધુવર્ગ પ્રભાવક જણાય છે ને સમર્થ ગણાય છે. પણ ઉંડાણમાં ઊતરીએ તો જૈન ગ્રંથો કહે છે કે રાજા લોકના પરિચયથી પરિણામ સારૂં આવતું નથી, પરન્તુ ખરાબ ને અસમાધિકારક આવે છે. જેઓ વિદ્વત્તાને લીધે કે પોતાની અંગત શક્તિને લીધે માનપાન ને કીર્તિ ખાતર ત્યાં આવજા કરે છે, તેઓ પોતાની સાધુ દશાથી ખસી જતા હોય છે, અર્થાત્—સાધુઓ પોતાના ઉચ્ચ ને નિર્લેપ જીવનનો વારસો ગુમાવી નાંખતા હોય છે; એટલે સાધુઓનો મૂળ ધર્મ તેમના સંસર્ગથી દૂર રહેવાનો છે.

સાધુજનો અહિંસા વિહારી હોય છે. તેઓ ખાવાપીવામાં લલચાતા નથી. આધાકર્મી ઔદ્દેશિક ભોજન તેઓ લેતા નથી. પ્રાશુક ભોજનના પ્રેમી હોય છે. સંઘ ગમે તેટલું આમંત્રણ આપે તો સંઘ સાથે જવા વિચાર રાખતા નથી. સંઘ સાથે જવામાં શાસ્ત્રો સંમત થતાં નથી. શતપદી ગ્રંથ કહે છે કે હેમ સૂરિ વિગેરે સંઘમાં ગયા હતા, પણ દેવસૂરિએ જવાની ના કહેવરાવી હતી. સાધુઓ કોઈ પણ નિમિત્તે હિંસા કરતા નથી ને હિંસા થાય તેવા પ્રસંગમાં ઊભા રહેતા નથી. તેઓ સાચા વૈરાગી છે. તેઓ અસત્ય ભાષા વાપરતા નથી. રાજાલોક, શ્રીમંત ને સુખી ગૃહસ્થોની તેઓ પ્રશંસા કરતા નથી કે તેમની ભાટાઈ કરવા તેઓ ક્યારે વખત લેતા નથી. આજે આપણે અનેક ગ્રંથો ને ચરિત્રો જોઇએ છીએ કે જેમાં સાધુવર્ગે રાજાઓની કે શ્રીમંતોની પ્રશંસા કે સ્તવના કરેલી હોય છે. તેઓ એવાં પુસ્તકો રચતા હોય છે, કે જેમાં તીર્થંકરોનાં કે પવિત્ર સાધુ-ઓનાં વર્ણનો હોય છે અથવા હિંસા અસત્ય ચૌર્ય અબ્રહ્મચર્ય

વિગેરેનો જેમાં વિરોધ હોય છે. તેઓ સંઘ કાઢવા વિષે ઉપાશ્રય, મઠ, ચૈત્ય, જિનબિમ્બ, પૌષધશાળા વિગેરે વિષે ઉપદેશ આપતા નથી. મતલબ કે આસ્રવ કરણી થાય તેવું મુનિજનો બોલતા ન જ હોય. મહાનિશીથ કહે છે કે જેઓ ચૈત્ય કે જિનબિમ્બો બનાવવાનું કહે છે તેઓ સાવદ્યાચારના પ્રવર્તક છે. વસ્તુ એ છે કે જેઓ શ્રી વીતરાગની આજ્ઞાને સમજે છે ને માન આપે છે તેઓ હિંસા થાય તેવો ઉપદેશ આપતા નથી ને અસત્યને માર્ગે જતા નથી.

જેઓ આવી અહિંસા ને સત્યની પ્રવૃત્તિ કરતા હોય છે, તેઓ અચૌર્ય અવ્રત આચરતા નથી; એટલે જેને શિષ્યચોરી કહેવામાં આવે છે તેવા માર્ગે જતા નથી. સંસારના અર્થી જનો સહજે અર્થના આતુર હોય છે. તેઓ ગમે તેવી ચોરી કરે છે, પણ જેઓ સંસારને ધૂળ સમાન જુએ છે, તેઓ શિષ્ય હોય કે ગમે તે હોય પરન્તુ ચૌર્ય કહેવાય તેવું કામ કરતા નથી. આજકાલ જગતમાં જ્યાં ત્યાં શિષ્યચોરીના કેસ ઘણા થાય છે. તેઓ તેમ કરવામાં પોતાની જાતને હુંશિયાર માને છે ને તેમ કરવામાં વૃત્તિ ગ્રંથો વિગેરેના પુરાવા ઊભા કરે છે. પરન્તુ સમાજની દૃષ્ટિએ કે શાસ્ત્રકારોની દૃષ્ટિએ એ વસ્તુ ઘણી નિંદનીય છે. સજ્જન ને ગુણવંત પુરુષો ચૌર્ય અવ્રતથી ઘણા દૂર રહે છે. જેઓ આવાં અહિંસા, સત્ય ને અચૌર્ય વ્રતને સ્વીકારી રહ્યા છે, તેઓ બ્રહ્મચર્યવ્રતના સાચા સાથી બને છે. તેઓના મનમાં હમેશાં પરભવ ઉપર પૂરું લક્ષ્ય હોય છે. એટલે અબ્રહ્મચર્યથી છેટા રહેતા હોય છે. વીતરાગની આજ્ઞાનો રખે ભંગ થાય એવો પળે પળે તેઓ વિચાર કરતા હોય છે. બ્રહ્મચર્યની વૃત્તિ સાથે પ્રભુશ્રીની સ્મૃતિનો ક્ષણે ક્ષણે તેઓ તાર સાંધતા હોય છે, એટલે કે બ્રહ્મચર્ય ઉપર પૂર્ણ પ્રેમ રાખતા હોય છે. આવી મુનિદશા હોય તેમને મન પરિગ્રહની લાલસા હોતી નથી. તેમનું મન સુવર્ણ ચાંદીને સર્પની કંચુકીવત્ લેખે છે. સર્પ કંચુકીને ભય જુએ છે, તેમ એ સાધુઓ કોઈ પણ ધાતુને ભય સમાન ગણે છે.

જેઓ આવું જીવન ગુજારવા ખુશી હોય, તેઓ સુવર્ણ ચાંદી કે કોઈ પણ ધાતુની પ્રભુની પ્રતિમા પાસે રાખવા ચાહે એમ બને નહિ. કાંટો કાઢવા માટે સોયને પાસે રાખવાની વીતરાગશ્રીની આજ્ઞા નથી, તો પછી તેમની પ્રતિમા ધાતુની બનાવીને રાખે ને તેમાં પ્રભુશ્રીની આજ્ઞા હોય એ કેટલું બધું અસંભવિત છે? પ્રભુની ભક્તિને બહાને એ વાત કદાચ સાધુ લોકો ઉપજાવી કાઢે તો તેમની ખુશી, પરન્તુ એમાં પ્રભુશ્રી ખુશી હોય અથવા તેમાં થોડું પણ કલ્યાણ હોય તે વાત કેવળ નિર્મૂલક છે ને અર્થવિહીન છે. જ્યાં ભક્તિ ને પ્રેમ હોય ત્યાં નિરૂપાધિ હોય; પણ જે ભક્તિમાં ઉપાધિ ને ભય છે તે તો એક મોટો સંસાર છે. સંસાર વધવાનું કારણ પૈસો છે, ને પૈસો ત્યાં સંસાર છે. એટલે પૈસો કારણ ને સંસાર કાર્ય છે. જ્યાં સંયમ છે, ત્યાં પૈસો હોય નહિ, અને જ્યાં પૈસો કે કોઈ પણ ધાતુ આવી ત્યાં સંયમ રહેતો નથી. મત્સ્યેન્દ્રને ગોરખનો દાખલો મોજુદ છે. સોનાની ઈંટો ઝોળીમાં હોવાથી મત્સ્યેન્દ્રને ભય લાગતો હતો. ગોરખે ભયનું કારણ જાણી એ વસ્તુને કુવામાં પધરાવી દીધી! અર્થ એ છે કે ભક્તિને બહાને સુવર્ણ કે ચાંદીની પ્રતિમાઓ—પછી ભલે છેક છોટી હોય તે રાખવી, તે એક પરિગ્રહ છે.

તાત્પર્ય એ છે કે મુનિજનો વીતરાગના માર્ગમાં આવીને આવા લેશ પણ પરિગ્રહનો આદર કરતા નથી. એક વસ્ત્ર વધારે રાખવું તે પણ પરિગ્રહ છે, તો પછી ધાતુની કોઈ પણ ચીજ રાખવી એ પરિગ્રહ કેમ નહિ? અર્થાત્ મુનિજનો એવા પરિગ્રહથી હજારો ગાઉ દૂર હોય છે. ગ્રાહ જલચર જેમ હાથી જેવા જબરદસ્ત પ્રાણીને બાંધી રાખે છે, તેમ પરિગ્રહ સાધુ જેવા મહાન્ નરને પટકી જમીનદોસ્ત કરી નાંખે છે. અર્થાત્ પ્રભુની ભક્તિને ઓથે પરિગ્રહ રાખતાં ભયની ઉત્પત્તિ થાય છે, ને સંયમમાર્ગથી દૂર જવાય છે. પ્રભુની સાથે પ્રીતિ રાખવી તે ઉપાધિરહિત હોવી જોઇએ. સોપાધિક ભક્તિ કરતાં સંયમ ધન ખોવાય છે. આવો જ અર્થ શ્રી આનંદઘનજીએ ઋષભ જિનેશ્વરની સ્તુતિ કરતાં ગાયો છે:

ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું, પૂજા અખંડિત એહ,
કપટરહિત થઇ આતમ અર્પણા, આનંદઘન પદ રેહ.

અર્થાત્–લોકો ભક્તિ કરે છે, પણ ચિત્તની સર્વ રીતે પ્રસન્નતા ઉત્પન્ન કરો, ને કપટરહિત થઈ પ્રભુના પાદપંકજમાં સર્વ આત્માની અર્પણતા કરો, તો એ જ ભક્તિ છે ને એ જ પ્રેમ છે. જગતના લોકો પુષ્પ જળ નૈવેદ્ય ને ધનથી પ્રભુની પૂજા કરે છે, પણ જૈન દર્શનનાં સાચા પ્રેમીઓએ જાણવું જોઇએ કે જગતનાં દેવદેવીઓ –સાધ્યો સદોષ છે, ને પૂજા કરનારાઓ પણ દોષ સહિત છે. તેમને (દેવદેવીઓને) માનપાન અહંકાર ને ભક્તિ જોઇએ છે, અને લોકો–સેવકોને આ લોકની વસ્તુઓ–પુત્ર ધન સુખ વૈભવ જોઇએ છે. તેથી તેમને તે લોકો તેવું અર્પણ કરે છે; પરન્તુ જૈનોના પરમેશ્વરો તેવા નથી. તે તો શુદ્ધ, બુધ્ધ, મુક્ત, પરિગ્રહ ને સિધ્ધ છે. વળી તેઓ નિરંજન નિરાકાર છે. તેમને પુષ્પ, જળ, નૈવેદ્ય, ધન શું ઉપયોગના છે? માયાવી દેવોને તે જોઇએ છે. શુધ્ધ દેવોને તે જોઇતું નથી. જગતના લોકો જે ભક્તિ કરે છે, તે તો આ ભવને અર્થે કરે છે, ત્યારે આ લોકો કેવળ કર્મથી છૂટવા માટે કરે છે. એટલે બન્નેનાં સાધ્યો ને સાધનોમાં કે કાર્યકારણોમાં મહાન અંતર છે. તેમ જ બન્નેની દૃષ્ટિમાં વિશાળ ભિન્નતા છે. જૈન દર્શનના અનુયાયીઓએ સમજવું જોઇએ કે ઇતર વર્ગ જેમ વર્તે છે, તેમ તેમણે વર્તવું જોઇએ નહિ. આજસુધી ચૈત્યવાસીઓ જે પ્રવૃત્તિ કરતા હતા, તે તેમની મુશ્કેલીના લીધે હતી કે સુખમાં ગૃધ્ધિપણાને લીધે હતી; પણ હવે એ વખત બદલાયો છે. આજે જનતામાં વખત પલટાતાં જુના વિચારો ઘણા ભૂલભરેલા લાગે છે, ને તે વસ્તુને સુધારી લે છે. તેમ જૈન દર્શનના અનુયાયીઓ એ વસ્તુને સુધારી લે તો સુધારવાનો વખત છે. સાચા પ્રેમ ને સાચી ભક્તિમાં હિંસા ને પરિગ્રહની વસ્તુ આવવા ન દેવી એ સુધારી લેવાની આવશ્યકતા છે. આંતર ભક્તિ ને આંતર પ્રેમની આહૂતિ આપતાં વીતરાગ જિનેશ્વર દેવો પ્રસન્ન થાય છે. તેઓ તેવા માર્ગે ગયા છે, ને બીજાને તેવા માર્ગે જ જવા કહે છે.



# પ્રકરણ ૧૧ મું

## જૈન દર્શન

જૈન દર્શનથી શ્રી ઋષભદેવથી માંડી મહાવીર સુધીના ઘણાએ જીવો મુક્તિપુરીમાં ગયા છે. જેઓને મોક્ષે જવાનું હોય, તેઓ નિષ્કર્મ ને વીતરાગ થવાથી મોક્ષે જાય છે. મુખ્યત્વે જૈન વેશથી મોક્ષે જાય છે, ઉપરાંત અન્ય વેશથી પણ મોક્ષે જાય છે. પરન્તુ તદ્દન નિષ્કષાયી ને નિર્વિષયી થયાં સિવાય મોક્ષે જવાતું નથી. એટલે જે જીવો ઋજુ અને સદ્દગુણી હોય તે મુમુક્ષુ–મોક્ષે જવા ઇચ્છુક–હોય છે. તે જીવો પ્રથમ મોહનીયાદિ કર્મ ઉપર વિજય મેળવવા ચાહે છે કે જે મોહનીય કર્મમાંથી રાગદ્વેષની પરિણતિ ઊભી થાય છે, ને રાગદ્વેષની પરિણતિથી કષાય ને વિષય ઊભા થાય છે. કષાય વિષય અને અજ્ઞાનનાં રજકણો જ્યારે તોફાને ચઢે છે, ત્યારે આત્મા પરવશ બને છે અને ત્યારપછી એ સાતે કર્મોની સાંકળ વધતી જાય છે. આથી જૈન દર્શન કહે છે કે જીવ સંસારમાં રોકાઈ ગયો છે. સંસારની મીઠાશ થવાનું કારણ જીવમાં મોહનીયાદિ કર્મો છે. કોઈ વખત જીવને વીતરાગ વચન સાંભળવાનો વખત મળે અથવા સહજે અંતરમાં નિર્મળ વૃત્તિ થાય તો જીવને વીતરાગ ધર્મ ઉપર રૂચિ થાય છે. જેમ કોઇ જીવને જ્વર આદિ વ્યાધિ હોય ને ઔષધ આપતાં તે દબાય છે, કે કોઇને વખત જતાં વ્યાધિ સહજે દબાય છે ને અન્ન ઉપર રૂચિ થાય છે, તેમ જીવને મોહનીય કર્મની મૂળ સાત પ્રકૃતિનો ક્ષયોપશમ થતાં વીતરાગ ધર્મ ઉપર રૂચિ–પ્રેમ થાય છે. આ વખતે જીવને ન્યાયશાળી વીતરાગ ધર્મ ઉપર અહોભાવ આવે છે. વીતરાગ દર્શન કહે છે કે જીવ આ વખતે પોતાનો મૂળ સ્વભાવ શું છે અને તે ઉપર મેલ સમાન ચઢી ગયેલો કૃત્રિમ સ્વભાવ શું છે તે સમજે છે, વિચારે છે ને વધારે તપાસ કરે છે. આવી સ્થિતિ જ્યારે આવે ત્યારે તેને સમ્યક્ જ્ઞાન–દર્શન

ની પ્રાપ્તિ થાય છે અથવા તે વખતે તેને સાચી સમજણ છે એમ કહેવાય છે. અનંત કાળથી સેવેલા દોષો અને પાપો તે સમજે છે. આવી સ્થિતિ આવે ત્યારે જીવ ચતુર્થ જીવસ્થાનકે આવ્યો છે એમ કહેવાય છે. આ સ્થાનમાં રહેલો જીવ વીતરાગધર્મને યથાતથ્ય રૂપે સમજે, પરન્તુ ત્યાગ ભાવનો અમલ નથી કરતો. આથી જીવ વધે તો પાંચમા સ્થાનકે આવે છે ને કેટલાક જીવો છઠ્ઠા જીવસ્થાનકે આવે છે. પાંચમા જીવસ્થાનકે અનુવ્રતી થાય છે, અને છઠ્ઠા જીવસ્થાનકે મહાવ્રતી થાય છે. અર્થ એ છે કે જીવ જેમ સ્વભાવમાં ને ગુણમાં સારો થાય છે તેમ તેનું સ્થાન ઉંચું આવે છે. વીતરાગ કહે છે કે સમ્યક્ જ્ઞાન એ સાચી સમજણ લાવે છે, પરન્તુ ત્યાગ વિના સાચા ચારિત્રમાં જીવ આવતો નથી. સાચી સમજણ સાથે સારા ત્યાગની જીવને આવશ્યકતા છે. પાંચમા જીવસ્થાનકે જીવ વ્રતી શ્રાવક કહેવાય છે. છટ્ઠા જીવસ્થાનકે મહાવ્રતી શ્રમણ કહેવાય છે. જીવ ઘણો કાળ આથડ્યો, કુટાયો છે, પરન્તુ સદ્ભાગ્ય વિના વીતરાગ દર્શનને સ્વીકારી શક્યો નથી. અલબત્ત, મનુષ્ય થયો પરન્તુ હિંસા, અસત્ય, ચૌર્ય, વિષય આદિથી રહિત ધર્મનો પ્રેમી તે જીવ ન થયો. સંસારમાં અનેક ધર્મો પંથો અને વિચારણાઓ છે. કોઈમાં ભક્તિ, કોઇમાં જ્ઞાન, કોઇમાં ત્યાગ ને કોઇમાં વિચારણા થતી હોય તેમ જણાય છે. જીવનું સાચું સ્વરૂપ શું છે અને શા હેતુથી જીવ આમ ગુંચવાતો જાય છે, એ સંબંધી યથાતથ્ય વિચારો વીતરાગ દર્શન સિવાય અન્યત્ર જણાતા નથી. જ્યારે જીવસંબંધી ખરી સમજણ નથી, તો પછી તેનું ભાવિ કેવું ઘડવું અને તેને માટે કેવા ઉપાયો લેવા એ સંબંધી સત્ય તો ક્યાંથી હાથ આવે? પૂર્વાપરનો સંપૂર્ણ ને સત્ય અહેવાલ આ વીતરાગદર્શન આપે છે.

વીતરાગદર્શને શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એમ બે રીતે વ્યાખ્યા કરી છે. શ્રુતધર્મ તે કર્ણદ્વારા સાંભળી હૃદયમાં ઉતારવું તે છે; અને ચારિત્રધર્મ તે મન વાણી અને શરીર સારા વર્તનમાં મૂકવાં

તે છે. શ્રુતધર્મથી જીવાજીવાદિ પદાર્થોને યથાતથ્ય સ્વરૂપને જીવ સમજે છે. જે જ્ઞાનથી આત્માને શાન્તિ મળે છે, એ જ્ઞાન જ શ્રુતધર્મ છે. એ શ્રુતધર્મ અંગ અને અંગ બહારનાં પુસ્તકોથી જીવ હૃદયમાં લાવે છે. અંગ અને અંગ બહારનાં પુસ્તકો, ષટ્દ્રવ્ય, છકાય જીવનું સ્વરૂપ, સાત નય, સાત ભંગ, ચાર પ્રમાણ, ચાર નિક્ષેપ, દ્રવ્ય, ભાવ, વ્યવહાર અને નિશ્ચય વિષે વિશેષ વિશેષ રીતે સમજણ આપે છે. એ શ્રુતધર્મ જીવને મોક્ષે જવામાં આલંબન છે. જીવ ચારિત્ર પાળે, પરન્તુ શ્રુતધર્મની થોડી પણ સમજણ ન હોય તો જીવ ચારિત્રધર્મને ન જ પાળી શકે. સંસારરૂપી સમુદ્રને ઉલ્લંઘવાને એ શ્રુતધર્મ નૌકા સમ કાર્ય કરે છે. શ્રુતધર્મ ચારિત્રધર્મ લાવવાને અગ્રણીય સ્થાન ભોગવે છે.

ચારિત્રધર્મ તે જીવને દુર્ગુણમાંથી બહાર કાઢે છે. ચારિત્રધર્મ આવતાં હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ વિગેરે મોટા લુંટારા ચોરથી જીવ બચી જાય છે. ચારિત્રધર્મ જીવને સદ્ગુણ વાડીમાં આરામ સેવરાવે છે. જગતના જીવને જે કષાય વિષયો હરામચાવી મારે છે ને ક્લેશ—કંકાસમાં નાંખી દે છે, તે કષાય વિષયો ચારિત્રધર્મમાં રહેવાથી દૂર ભાગતા હોય છે. આ ચારિત્ર મુનિ દશા કે સાધક દશા આપે છે. વીતરાગ દર્શન કહે છે કે હે જીવ! જો મોક્ષ જોઇતો હોય તો આ કષાય અટવીમાં નિવાસ ન કર. હકીકત એ છે કે શ્રુતધર્મ અને ચારિત્રધર્મ બન્ને સાધક જીવને મોક્ષે જવામાં પાંખ તુલ્ય કાર્ય કરે છે. પક્ષીને ઉડવું હોય પણ જો પાંખ ન હોય તો એ પોતાના ધારેલા સ્થાને જઇ શકતું નથી. તેમ જીવને મોક્ષે જવું હોય પરન્તુ બન્ને પાંખો તુલ્ય ધર્મ ન હોય તો ત્યાં જીવ પહોંચી શકતો નથી. જીવને શ્રુત હોય પરન્તુ ચારિત્ર ન હોય, ત્યારે કોઇ જીવને ચારિત્ર હોય, પરન્તુ શ્રુતજ્ઞાન ન હોય, તો એ મોક્ષરૂપ કાર્ય સાધી શકે કે નહિ? એમ કદાચ કોઇ શંકા લાવે તો કહેવાનું એ કે એક પાંખથી પક્ષી જેમ ઉડ્ડયન કરી શકતું નથી તેમ જીવ એક વસ્તુથી મોક્ષે પહોંચી શકતો નથી. પક્ષીને

બે પાંખોની આવશ્યકતા છે, તેમ જ એ બે ધર્મની જીવને આવશ્યકતા છે.

જૈન દર્શન કહે છે કે ચરિત્ર એ વિશાળ સદ્‌ગુણરૂપ દરિયો છે. એ સદ્‌ગુણરૂપ જળમાં હમેશાં રહેવું ને દુર્ગુણરૂપ કષાય અને વિષયો જીવની ઉપર આક્રમણ ન કરે એ બનવું ઘણું અસંભવિત છે. દરિયામાં મુસાફરી કરનાર મનુષ્યને જલચર, નક્ર, ચક્ર, મકર, મચ્છ, વિગેરે પ્રાણીઓ હરકત ન કરે એ બનવું જેમ અસંભવિત છે, તેમ આ દુર્ગુણોથી બચવું પણ અસંભવિત છે. કષાય ચોકડી એવી જબરદસ્ત છે કે જીવને ક્ષણે ક્ષણે તે મુંઝારો કરાવે છે. જીવને તે ભુલાવે છે અને ક્રોધ કે માનના પંથે લેઇ જાય છે. એ વખતે જીવ ક્ષમા અને મૃદુતાનાં સ્મરણો કરે ને તેના સિદ્ધાંતો વિચારે તો એ દુર્ગુણો પોતાનું આક્રમણ પાછું ખેંચી લે છે.

પરન્તુ જૈન દર્શન કહે છે કે સંસાર ઓઘને નહિ તરવા દેનારા ક્રોધ અને માન મોટા ચડસીલા દુશ્મનો છે. ક્રોધ અને માન મોટા વિરોધી મનુષ્યોની જેમ તલવાર ખેંચી જીવને સદ્‌ગુણ મૃદુતા ને ક્ષમા ન લાવવા દેવા માટે પાસે ને પાસે ઊભા રહે છે. જીવ નમ્ર થઈ સદ્‌ગુણની સેવા કરે તે વાત તેને ગમતી નથી. એટલે અંદર રહી તે દુશ્મનો જીવને ક્રોધી અને અહંકારી કરે છે. જીવ ચારિત્રવાન હોય પરન્તુ એ દુર્ગુણો જીવમાં આવી જાય છે ત્યારે જીવ ચારિત્રથી ઊતરી જાય છે. જીવનું ધ્યેય ચારિત્ર હોય પરન્તુ માનપાન અને હુકમ હોદ્દાની તૃષ્ણા આવી ચડે છે, ત્યારે તેનું ધ્યેય ખસી જાય છે. માન રૂપી કાંટો તેને શરીરમાં વાગે છે, પરંતુ મહત્તાની તૃષ્ણામાં તે એને કાંટો માનતો નથી, પણ અનુકૂળતા માને છે. વસ્તુ એ છે કે જીવ દેખાવમાં ત્યાગી હોય છે, ત્યારે એમ માને છે કે હું કેવો સમર્થ ત્યાગી છું, તેથી બીજાને હચમચાવું તો કાંઇ વાંધો નથી; પણ જૈન દર્શન કહે છે કે ઘણાએ જીવો ત્યાગના દેખાવના ઓઠે ક્રોધ અને માનના ફુંફાડા મારતા હોય છે.

જૈન લેબાસ જીવને ઉંચે ચડવા માટે અગત્યનો છે, અને ઘણાએ જીવો ઉંચે ચઢી ગયા છે. પરન્તુ વર્તમાન કાળે ઘણાએ જીવો કાંઇક સદ્દગુણ આવતાં ભૂલા પડ્યા હોય એમ જણાય છે; એટલે પૂજ્ય પંન્યાસ કે આચાર્યની પદવી પર આવતાં માનના મદભર હાથી ઉપર સવારી કરતા હોય તેવા તેઓ દેખાય છે. જે ઉપદેશથી ગરીબ ને તવંગરનું હિત કરવાનું હોય, તે ઉપદેશથી તેઓ વાયુના વેગે માનના શિખરે ચડતા હોય છે. મૂડીદારને દેખતાં તેમની સેવા કરતા હોય છે. વિદ્વત્તા કે મૂડીદારનો ચાંદ જેમની પાસે ન હોય તેમની સાથે તેઓ વાત કરવાનો વખત પણ લેતા નથી. નમ્રતા ને મીઠાશ મનુષ્યનો મૌલિક ગુણ છે, તથાપિ પોતે અહંતાના આવેશમાં આવી બીજાઓ સાથે ધિક્કારથી અસુયાના ચસ્મે જોતા હોય છે. જૈન દર્શન કહે છે કે જે પુરૂષો બીજાઓને પરાભવે છે, પાછા પાડે છે, ને પોતાથી ઊતરતા જુએ છે, તેઓ સંસાર પરિભ્રમણ કરે છે. (જુઓ સૂત્રકૃતાંગ અધ્યયન ૨ જું)

હકીકત એ છે કે જીવ ચારિત્રમાં કદાચ આવે છે, પરન્તુ આત્માના વિરોધી ગોઠીઆઓ જે ક્રોધ અને માન છે, તેઓ આત્માને ચારિત્રમાં રહેવા દેતા નથી. તેઓ ગોઠીઆઓ થઈ આકરા દુશ્મનનું કાર્ય કરે છે. જો જીવ આ બન્નેને દુશ્મન માને અથવા પોતાનું અહિત કરનાર છે એમ જુએ, તો અવશ્ય તેમને પોતાના પગથીએ ચડવા ન આપે. પરન્તુ આત્મા માનના શિખરે ચડેલો હોવાથી તે વાતની વિસ્મૃતિ કરે છે.

વીતરાગો કહે છે કે સાધુઓએ આત્માના આનંદમાં રહેવું જોઇએ. તેમણે આ જગતના જીવોની સોબત નહિ કરવી જોઇએ. જગતના જીવો સાધુઓ ને માનપાનના હાર પહેરાવવા હરવખત ખડા પગે ઊભા હોય છે. લોકો ભૂલાવામાં નાંખવા તૈયાર હોય છે. લોકોમાં કોઇ ઓર રંગ હોય છે. એ રંગ સાધુઓમાં ઊતારવા તેઓ રાજી હોય છે. લોકો તેમની રહેણીકરણી જોઇ પ્રશંસા કરવા લાગી

જાય છે. જેમ તેમને ગળે ઊતરે તેમ વાહવાહની વાતો કરતા હોય છે. અનાજનું કણુસલું દેખી જેમ સૂયર આવે છે; તેમ માનપાન વાહવાહ ભક્તિ વિગેરે જોઇ સાધુઓ લલચાય છે. અર્થ એ છે કે સાધુપુરૂષોએ આવી સ્થિતિમાંથી ઉગરી જવા માટે ધર્મ ધ્યાનની પ્રવૃત્તિ કરવી જોઇએ. ધર્મ ધ્યાનમાં રમણ કરવું એ આત્માનો સ્મરણનો વિષય છે. આત્મામાં રમણ કરનારને સંસારની ખટપટ ગમતી નથી. સંસારનું જીવન મોહમય છે. મોહાસક્ત જીવો સંસારને અમૃત તુલ્ય જુએ છે, ત્યારે જે સાધુપુરૂષો જ્ઞાનમાં રમણ કરે છે, તેમને એ ઝેર તુલ્ય લાગે છે. અનંત કાળથી સંસાર અને મોક્ષ બન્ને ચાલુ છે. સંસારનો ઉચ્છેદ થવાનો નથી તેમ મોક્ષની નિવૃત્તિ થવાની નથી; એટલે જે જીવો પૌદ્‌ગલિક સુખમાં–વિષયસુખમાં રસ લે છે, તેમને વીતરાગ માર્ગદર્શનમાં રસ નથી આવતો. જ્વરવાળા જીવને અન્નની રૂચિ થતી નથી, તેમ તે લોકોને ન્યાયશાળી વીતરાગધર્મની મીઠાશ સ્પર્શી શકતી નથી. પૌદ્‌ગલિક સુખાભિલાષી જીવો સુખની પાછળ શું આવશે તે સમજી શકતા નથી. અપાર દુઃખના સમૂહ એ સુખની પાછળ હોય છે, એવું જ્ઞાની પુરૂષો સ્પષ્ટ સમજી ગયા છે. તેથી તે લોકો પૌદ્‌ગલિક પ્રપંચથી પાછા હઠી આત્મીય શાન્તિમાં આરામ લે છે. આથી આ લોકો હિંસા અસત્ય ચૌર્ય વિષય પરિગ્રહરૂપ મહાપાપ–આસ્રવના ભંડારથી ખસી ગયા છે. સ્વપ્નમાંએ એ વસ્તુને ચાહતા નથી. હિંસા એ કોઈ પણ જીવને ભય કરનાર છે, ત્રાસ આપનાર છે, અને ક્ષણે ક્ષણે અસંતોષ વધારનાર છે, તેવું તે લોકો સમજી ત્યાંથી દૂર ભાગ્યા છે. આત્માને તેઓ પળે પળે સમજાવે છે કે અહો! સદ્‌ભાગી આત્મન્! તારા સ્વાભાવિક સદ્‌ગુણ સામું જો! કોઇ પણ જીવની હિંસા કરવી, કોઈ પણ ઉપર ક્રોધ કરવો, કોઇનું પણ અપ્રિય બોલવું, એ સાધુતાનો ગુણ નથી.

જૈન દર્શન એ જ આત્માનો ગુણ–સિદ્ધાંત છે. આત્માના ગુણમાં રહેતાં વિઘ્નો આવે છે. એ વિઘ્નો બીજાં નહિ પરન્તુ વિષયો

છે, જેને ઉલ્લંઘી જવા ઘણા આકરા છે. સંયત જીવનમાં રહેવું એ એટલું આકરૂં છે. જે વિષયો સારૂ લોકો ઝૂરે છે, અશ્રુ પાડે છે ને પરિતાપના વેઠે છે, એ વિષયોને આ :સાધુપુરૂષ કે જેનાં વિશાળ ચક્ષુ છે, લાંબી નજર છે, અપવર્ગ સમીપે જેનો ખ્યાલ છે, તે જીતી શકે છે. તે સાધુપુરૂષો વિચારે છે કે વિશ્વમાં જે દૂરમાં દૂર સ્થાન છે તે જ મોક્ષ છે, અને જે મોક્ષ છે, તે સૌથી ઉચ્ચ સ્થાન છે. આ વિચારો હૃદયમાં રમતા હોય, પુનઃ પુનઃ ઘુંટાતા હોય, તો વિષયોમાં વિચાર જાય નહિ. મુનિ પુરૂષો સમજે છે કે મુનિ દશામાં રહેવા માટે તીર્થંકરોએ દશ પ્રકારે સાધુધર્મ કહ્યો છે. ક્ષમા, નિર્લોભતા, ઋજુતા, મૃદુતા, અલ્પોપધિ, વિગેરેમાં રહેવાથી જીવો સહજે પોતાના સદ્‌ગુણમાં આવે છે. જેઓ દશ પ્રકારે આ ધર્મનું સેવન કરે છે, તેઓ દશ સામાચારીને પણ માન આપી વર્તે છે. મુનિદશા એ અનંત સંસારથી છૂટવાનો ઉંચામાં ઉંચો એક કીમીઓ છે. આ કીમીઓ જગતના જીવોને સમજાયો નથી. જેઓને ઘણા ભવની પરંપરા કરવી છે, તેઓ આ કીમીઆને—તીર્થંકરના દર્શાવેલ વિચારને હસી કહાડે છે. તેઓને મન સત્યનો વિશ્વાસ નથી. આ પરલોક—ગામી જીવ છે તેનો પણ વિશ્વાસ નથી. મનુષ્ય બુદ્ધિથી સ્પષ્ટ કારણ—કાર્યની વ્યવસ્થા સમજાય છે. કોઈ પણ કારણ કર્યું કે તેના પ્રમાણે કાર્યનો ઉદ્‌ભવ થઈ જાય છે. નાનું કારણ હોય તો નાનું કાર્ય થાય છે, મોટું કારણ હોય તો મોટું કાર્ય થાય છે. જ્ઞાની જનોએ વિષયોમાં આનંદ, રસ, મીઠાશ અને મસ્તી મેળવતા અનંત જીવોને જોયા છે. એ મસ્તી મીઠાશ ને સુખ લ્હાવો, તે રોગ, વ્યાધિ, પીડા, ત્રાસ, ક્લેશ, વિગેરેનાં કારણો છે. એ કારણો સેવ્યાં ન હોત તો જીવને એ કાર્યો સહેવા વખત ન આવત.

આથી જ સુજ્ઞ પુરૂષો એ વિષયોથી દૂર નાઠા છે. 'કારણ-કાર્યનો ભાવ સમજી તેઓ ત્યાગી થયા છે. ભોગ એ સહેજે દુઃખનું કારણ છે, અને ત્યાગ એ સહજે સુખનું કારણ છે. બહુ શાસ્ત્રો ન

કે દ્રષ્ટિએ અને ઘણુ લાંબા વિચારમાં ન ઉતરીએ તોપણ સમજાય છે કે 'ભોગે રોગમય'—ભોગ એ જ રોગનું મૂળ છે. સંસાર એ જ વિષય છે, અને વિષય એ જ સંસાર છે. એટલે ઇન્દ્રિયોની વૃત્તિ જ્યાં ઠરે છે તે જ સંસારને તે જ ગમાગુ છે. આવી સ્થિતિમાં રહેવું. સૌ જીવને ગમ્યું છે, અને આખો સંસાર એકબીજાને એમ વળગીને રહ્યો છે. જૈન દર્શન કહે છે કે જીવો એકબીજાના સ્નેહનો આશ્રય કરીને રહ્યા છે. જો પુત્ર હોય તો કહેશે કે આ મારા પિતા છે, આ મારી માતા છે, અને આ બધા મારા સ્નેહીઓ છે. એમ જ પુરુષ હોય તો કહેશે કે આ મારી પત્ની છે, પત્ની હોય તો કહેશે કે આ મારો પતિ છે; આમ પતિ–પત્ની, પિતા–માતા, બહેન–ભાઈ વિગેરે અગણિત સંબંધોથી એક બીજાના પ્રતિ એક બીજાઓ વસડાય છે. પોતાને કાંઇ થાય તો તે એના સામું જુએ છે. સુખ દુઃખમાં તેઓ એક બીજાઓમાં ભાગ લે તેવો દેખાવ કરે છે. એક બીજાના સ્નેહમાં પરસ્પર તેઓ મુંઝાય છે. પરન્તુ જૈન દર્શન કહે છે કે જીવની કસોટીનો ખરો વખત આવે ત્યારે તેઓમાંથી કોઈ ખડું રહેતું નથી. સૌ સૌના કાર્યમાં રોકાઇ ગયા હોય છે, અથવા કહો કે તેમને દુઃખથી છોડાવવા આવતા નથી ત્યારે જીવને ખરી ખાત્રી થાય છે કે તેનું કોઇ નથી અથવા તે પણ કોઈનો થઈ શકતો નથી. અલબત્ત; સૌ કોઇ ઉપરના દેખાવો કરે છે, પરન્તુ સાચી મુશ્કેલીને ટાણે કોઇ ઉભા રહેતા નથી. આવું સંસારનું સ્વરૂપ છે એમ સાચા સાધુ પુરુષો જ્યારે અનુભવમાં ઉતારે છે, ત્યારે તેમને સંસારમાં પડવાની તૃષ્ણા થતી નથી, પરન્તુ તેઓ સંસારમાંથી નિકળવાનો રસ્તો શોધતા હોય છે.

**સમાધિમાં રમણ**

વીતરાગ આપ્ત પુરુષો કહે છે કે આત્માને સમાધિ હોય તો કોઇ વખત તે દુઃખને માને નહિ. જૈન શાસનમાં રહેનાર વ્યક્તિ સહજે કેટલીક વખત દુઃખને વેદે છે, દિલ નાખુશ કરે છે, અને

અંતરમાં બળાપો કરે છે. ઉપરીનું-વડાનું કાર્ય કરવું કે તેમની સેવા કરવી એ વાત નવદીક્ષિત સાધુને ઘણી વખત ગમતી નથી. પરન્તુ તીર્થંકરો કહે છે કે જેઓ પોતાનું હિત સમજે છે, ગુરૂદેવની સેવા કરે છે, તેમને આવતા દેખી ઊભા થાય છે, બે હાથ ભેગા કરી વિનયભાવે ગુરૂ પાસે હાજર થાય છે, ગુરૂ આવે તો આસન-પાટ-પાટલા આપે છે, આવો વિનય કરે તે મુનિ નવદીક્ષિત હોય તોપણ તે પોતાને સમાધિમાં રાખી લે છે. વિનય એ સમાધિ છે. મોક્ષની અભિલાષા રાખનાર સાધુ પ્રથમ વિનયી હોવો જોઇએ. વિનયી પોતે પોતાને સમાધિ આપે છે. બીજા શિષ્યો-સાધુઓને જોતાં પણ તેને સમાધિ-આનંદ થાય છે. જેનામાં વિનય હોય તે શ્રુતધર્મનો અધિકારી થાય છે. ગુરૂદેવ એવા શિષ્યને શ્રુતજ્ઞાનની સંપત્તિ-લક્ષ્મી આપવા ખુશી હોય છે. વર્તમાનકાળે અસંતોષ ને ઝગડા હોય તો વિનયધર્મ ન હોવો એ તેનું મુખ્ય કારણ છે. એથી વીતરાગોએ પ્રથમથી કહ્યું છે કે મુનિજનોએ પ્રથમ વિનય મેળવવો, ગુરૂદેવનો અથાગ પ્રેમ મેળવવો, તેમની પ્રસન્નતાથી પોતાનો આત્મા પ્રસન્ન થશે. એ પ્રસન્નતાની છાયા બીજા બધામાં ઊતરશે. જ્યાં વિનય છે ત્યાં શ્રુત છે, જ્યાં વિનય છે ત્યાં ગુરૂદેવનો પ્રેમ છે, આ પ્રેમ અને શ્રુત બન્ને સાથે રહેવાથી ચારિત્ર આવે છે. ચારિત્ર એ જ મોક્ષનું નિદાન છે. વિનયશાળી જીવો મોક્ષને મેળવી શકે છે. બીજ વાવવાથી, તેનું રક્ષણ અને પોષણ કરવાથી, બીજમાંથી જબરદસ્ત વૃક્ષ થાય છે; એમ જ પરમ જે મોક્ષ છે તેનું બીજ વિનય છે. (જુઓ દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૯ મું.) "एव धम्मस्स विणओ-मूल परमो से मोख्खो." અર્થાત્-ધર્મનું મૂળ વિનય છે, અને છેવટ ફળ એ જ મોક્ષ છે.

વસ્તુ એ છે કે સમાધિનિષ્ઠ આત્મા પોતાના જીવનનું પૂર્ણ સાર્થક્ય કરે છે. જગતમાં ગમે તે સ્થિતિ હોય પરંતુ તેને તેની સાથે કાંઈ નિસ્બત નથી. જગતના દુઃખથી કે સુખથી તેને ડોલાયમાન

થવાને કાંઈ કારણ નથી. બહુધા તેમનું કલ્યાણ તેમના જીવનની આત્મદશા ઉપર અવલંબે છે. મતલબ એ છે કે બધાથી છૂટા રહેવું ને એકત્વ સામી નજર રાખવી એ જ એમનું હિત છે.

**મુનિદશા**

આચારાંગ સૂત્ર દ્વારા તીર્થંકરો કહે છે કે જગતના જીવો કે જેઓ અમુનિઓ છે તેઓ હંમેશાં સૂતા છે, અર્થાત્ ઉંઘતા છે, ત્યારે મુનિજનો હંમેશાં જાગતા છે, અર્થાત્ તેમની જ્ઞાનદૃષ્ટિ ખુલી છે. તેમના ઉપર વિષયો હૂમલો કરવા આવે છે, પરન્તુ તેઓ જાગતા છે, એટલે ચેતતા રહે છે. જગતના જીવોની તેવી સ્થિતિ નથી. તે તો જાગતા છતાં વિષયજ્વાલામાં હોમાઈ ગયેલા છે. તેઓ પોતાનું અહિત વિષયોથી છે એવું સમજતા નથી. તેઓ વિષયોને અમૃત તુલ્ય માની તેમાં ખૂંચી રહ્યા છે. મુનિ જનોમાં એ તફાવત છે. તેઓ સમજ્યા છે કે જો એનો સ્પર્શ કરીશું, જિહ્વાથી આસ્વાદ લઈશું, અને એમ દરેક ઇન્દ્રિયથી અનુભવ કરીશું, તો એ ઝેર જીવને અવશ્ય લાગી જશે, અને જીવ અવશ્ય મૃત્યુવશ થઇ જશે. પછી શું થશે એ કહેવું પણ દુષ્કર છે. વસ્તુ એ છે કે મુનિપુરુષો એ વસ્તુને ઓળખી જાગતા રહ્યા છે, એટલે વિષયોનો હૂમલો થતાં તેઓ સકંજામાં આવતા નથી. આ તેમની સમજણ છે. આ તેમનું જ્ઞાન છે. તીર્થંકરો કહે છે કે એ વિષયો—મંદસ્પર્શો છે. એકદમ ખબર પડે નહિ, પણ ધીમે ધીમે એ સ્પર્શો સાધુજનોને લોભાવે છે. સોયને જેમ ચમક ખેંચે છે, તેમ સાધુજનને પ્રેમદ્વારા એ ચમક તુલ્ય વિષયો પોતાનું ખેંચવાનું કાર્ય કરે છે. આથી જ સાધુજનો બહુ ચેતતા રહે છે. મુનિજનો જ્યાં જ્યાં પોતાનો પગ મૂકે છે, ત્યાં ત્યાં તેઓ અવશ્ય વિચાર કરે છે કે રખે અહીં સપડાઇ જવાય. જેમ પશુઓ ખાવાની લાલચે જરા આગળ ધસે છે કે પાશમાં ભરાઈ પડે છે, તેમ મુનિજનો વિચરતાં—જતાં આવતાં પૂરો ખ્યાલ ન રાખે તો પશુઓની જેમ સપડાઈ પડે છે. હકીકત એ છે કે મુનિજનો આવા વિચારમાં

અને સંસારથી ઔદાસિન્ય ભાવમાં રહે તો પોતાના જીવનને શાન્તિમાં રાખી શકે છે. છેક વિચારશૂન્ય ને નિર્ભયપણે વિચરે તો મૂષકને બિલાડીથી નાશ પામવાનું થાય છે, તેમ નાશ પામવાનું મુનિઓને માથે આવી પડે છે. જ્ઞાની પુરુષો કહે છે કે જળથી ભરેલો દરિયો તરવો સુતર છે, પરન્તુ ભવથી ભરેલો સંસારદરિયો તરવો ઘણો દુસ્તર છે. ઘણા પુરુષો સંસાર તરવાને નિકળી પડેલા છે, પરન્તુ વિષયરૂપી જળમાંથી નિકળી શકયા નથી. આ જળ અથાહ–અપાર છે, જેનો તાગ લેવા ચાહે પણ ઘણા જીવો વાતો કરતા કરતા ત્યાં જ રોકાયા છે.

**માયા અને લોભ**

માયા અને લોભ આ બન્ને પ્રકૃતિઓ જીવના સ્નેહી થઇ જીવની ઉપર કાતિલ કેર વર્તાવે છે. સાધુ પુરુષોએ ગમે તેવો લાલચનો પ્રસંગ હોય પણ માયા નહિ સેવવી જોઇએ. લોભ ને લાલચને અંગે જીવો માયા સેવે છે. સ્વાર્થ ન હોય તો જીવ માયા ન કરે. તેમ જીવમાં સાચી ઋજુતા આવી જાય તો માયા ન કરે. તેમ જીવ તદ્દન નિર્મોહ દશામાં આનંદ કરે તો કુટિલ માયા જેવી નીચ ગણાતી વસ્તુ ઊભી ન રહે. પરન્તુ મનુષ્યોને અનુભવ મળે છે કે ગરીબમાં ગરીબ કે મૂર્ખમાં મૂર્ખ મનુષ્ય, માયાનો ચેપ કોઇ રીતે છોડતો હોતો નથી; તો ધનિક ને સુજ્ઞ ગણાતા મનુષ્યોને માટે કહેવું જ શું? સંસારી જનો એ માયા રાણીની તાબેદારી કરતા હોય છે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી. બાવા, યોગી, સંન્યાસી, ત્રિદંડી વિગેરે પણ એની તહેનાતમાં હાજર હોય છે. પરન્તુ જેઓ મોક્ષપંથને માટે નિકળ્યા છે તેઓ પણ એ માયાસુંદરીના સપાટામાં આવી જતા હોય છે. જૈન દર્શન કહે છે કે જીવો આગળ વધવા ચાહતા હોય છે, પરન્તુ તેમને માયા શાકિની આગળ વધવા દેતી નથી. ઘણા જ્ઞાની પુરુષો એ વસ્તુને બરાબર સમજી શકયા છે, ને તેનાથી દૂર રહેવા વિચારી રહ્યા છે, પરન્તુ

જેઓ યશોકીર્તિના અર્થી છે, દુનિયામાં :પૂજાવાની જેમને લાલસા લાગી છે, અંદરમાં કાંઇ ને બહારમાં–દેખાવમાં કાંઇ જેઓ કરતા હોય છે, તેઓની પાસે આ માયા ઉંડાણમાં રહી હોય છે. જૈન દર્શન કહે છે કે માયાની લેશ પણ ઝાંખી હોય કે તેની ચીણગારી હોય, ત્યાંસુધી જીવ ઉચ્ચ ને શુદ્ધ સ્વરૂપમાં આવી શકતો નથી. જ્યાંસુધી શુદ્ધિ ને નિર્મળતા ન હોય, ત્યાંસુધી જીવમાં એ શુદ્ધ ધર્મ રહી શકતો નથી. સૂત્રકૃતાંગ કહે છે કે:

"ધારો કે બહુશ્રુતિ હોય, ધાર્મિક મહાભિક્ષુ હોય,
પરન્તુ માયાવશ કર્મ કરે છે, તીવ્ર કર્મથી તે ચિરાય છે.
ધારો કે સાવ નગ્ન હોય, ધારો કે માસે માસે છેક સ્વલ્પ ખાય,
પરન્તુ જે માયામાં રહેતો હોય, તે મનુષ્ય પુનઃ પુનઃ ગર્ભમાં આવે છે."

આવી માયા વસ્તુમાં પણ જીવ ઘણો કાળ રહેવા ઇચ્છા કરે છે. જીવનો એ સાહજિક દોષ છે કે પોતાની ઇચ્છા કે કૃતિ ખાનગીમાં ગમે તે હોય, પરન્તુ તે કોઇની આગળ ખુલ્લી કરવા ઇચ્છતો નથી. તે સમજે છે કે ગમે તે હોય પરન્તુ મારૂં કોઇ જાણતું નથી. ગમે તેમ કરવું એ જીવની પ્રકૃતિ છે, છતાં એ વાત કોઇ ઉપાયે બહાર ન મૂકવી એ એની ઇચ્છા છે. કારણ કે બહાર મૂકાય છે, તો સમાજમાં–પડોશમાં તેની કીર્તિ ઘટે છે.

જીવને અંદરખાને કીર્તિની ઘણી ઇચ્છા હોય છે. દુનિયામાં મૂર્ખ હોય તોપણ પંડિતમાં કેમ ખપવું એમ તે ઇચ્છતો હોય છે. થોડું દાન આપે ને પોતે કર્ણ જેવો દાનેશ્વરી છે એમ લોકોમાં ગુણગાન કરાવવા ઇચ્છતો હોય છે. ત્યાગ થોડો હોય પણ જાણે કેમ મહાન્ ધર્માત્મા ન હોય એમ સમાજમાં કહેવરાવવાની તેની ગણતરી હોય છે. આવી ગણતરીમાં રમતો જીવ માયા કરવી પસંદ કરે છે. માયા છોડી દે તો છોડી શકાય તેમ છે, પરન્તુ તેમ કરવા જતાં જીવ પોતાને ખુલ્લો પાડવા ખુશી નથી. માયા જેવો દોષ અંતરમાં રમે છે, તેમ લોભ તૃષ્ણા દોષ પણ અંતરમાં રમે છે.

વિશ્વમાં અનેક ચીજો છે, એ ચીજો મેળવવાને જીવને અનેક વખત જોતાં–સાંભળતાં–વાતો કરતાં ઇચ્છા થાય છે. ધન ધાન્ય જેવી ચીજો દુનીયાદારીના લોકો લેવા તણાય છે. સાધુપુરૂષોને તો તેવી ચીજો ખપતી નથી, સાધુ પુરુષો તેના પૂર્ણ ત્યાગી છે, પરન્તુ જે ચીજો વપરાશમાં આવતી હોય અથવા ખાદ્ય પેય અને સ્વીકાર્ય હોય તે ચીજો ઉપર વૃત્તિ જાય છે. જોકે તેવી વધુ પડતી ચીજોનો સાધુઓએ સંગ્રહ કરવો ન જોઇએ, તથાપિ એ વસ્તુ તરફ તેઓ ખેંચાતાં હોય છે. સંયમનાં ઉપકરણો હોય અને જે વસ્તુથી સંયમ સચવાતો હોય તેમાં તીર્થંકરોએ પરિગ્રહ કહ્યો નથી. આ વાત બરાબર છે, પરન્તુ આ જ ઉપકરણો અને એ જ સંયમનાં સાધનો જે મોક્ષના હેતુઓ છે, તેમાં જ જીવ સંગ્રહ કરવા રોકાઇ જાય છે. એમાં જ મૂર્છા ઉદ્દ્ભવે છે. એ વસ્તુ વધુ પડતી હોય તોપણ આગળ ઉપયોગમાં આવશે એ વિચાર તેના દિલમાં રહ્યા કરે છે. એ વસ્તુ બીજાને હિતકારક ને ઉપયોગમાં આવતી હોય તોપણ તે વસ્તુ તેના હાથથી છૂટી શકતી નથી. તીર્થંકરો કહે છે, હે સાધુઓ! એ ઉપકરણોથી સંયમનું રક્ષણ કરો અને દેહને અનુકૂળ થાય તેમ કરો, પરન્તુ તેમાં મમત્વ તો નહિ જ કરો. વસ્તુ એ છે કે જીવ આમ લોભમાં મુંઝાયો છે. આટલેથી જીવ અટકી શકયો નથી, પરન્તુ એ ઉપકરણો જ્યાં હોય ત્યાંથી રખે કોઈ એને લેઈ જાય, લૂંટી જાય, કે એનો નાશ થાય એ વિચારમાં પણ જીવ રહ્યા કરે છે.

તાત્પર્ય એ છે કે આવી માયા અને લોભ જીવની ચારે તરફ ફરી વળ્યાં છે. સાધુ પુરુષોએ એ પાશથી મુક્ત રહેવું જોઇએ. એ પાશ સાધુઓને ફસાવતો ન હોવો જોઇએ, પરન્તુ ઉંડી નજર કરીએ. છીએ ત્યારે સમજાય છે કે સાધુપુરુષો ત્યાં જ અટકી ગયા છે, યા તેઓ એ પાશમાં બરાબર ફસાયા છે.

પૂજા–સત્કાર

આ ઉપરાંત સાધુ પુરુષોને પૂજા–સત્કારની અભિલાષા બહુ

રહે છે. વીતરાગ તીર્થંકરો કહે છે કે, હે સાધુજનો ! પૂજા-સત્કારની ધાંધલમાં તણાશો નહિ. એ અભિલાષા કાતિલ શસ્ત્ર છે. એ શસ્ત્ર શરીરમાં ઊતરી ગયું, તો પછી બચી શકાશે નહિ. જૈન દર્શન તો કહે છે કે ઉચ્ચ જીવન જીવતા સાધુઓ, લોકો સામા આવે, ઘણા ઊંચા સાદે મહારાજા મહારાજા કહે, મોટા રાજાઓ આવી નિમંત્રણ કરે, પરન્તુ તેથી ઉભરાઇ કે ફૂલાઇ જાય નહિ. કોઇ જગ્યાએ કહ્યું છે કે 'વંદે ચક્રી તથાપિ ન મળે માન જો.' ચક્રવર્તી જેવાઓ આવે, વધાવે, સત્કાર સન્માનથી ઓવારણાં લે, પરન્તુ સાધુઓ કે જેઓ વિશ્વની સંપત્તિને ધૂળ સમાન લેખે છે, તેઓ એ માનપાનમાં જરા પણ રાચતા નથી. જેઓ બુભૂક્ષિત છે, તેઓને ભોજન વિના તૃપ્તિ થતી નથી; તેમ જેઓને એ માનપાનની તૃષ્ણા જાગી છે અને જેઓને માનપાન એ દુનિયાની ઊંચી વસ્તુ લાગી છે, જેઓને આ વસ્તુથી ઊંચી બીજી વસ્તુ સમજાણી નથી, તેઓને એ પૂજા-સત્કાર સારાં લાગે છે અને ઘણાઓ તેમાં અટકી ગયા છે. પરન્તુ જેઓ તીર્થંકરના માર્ગના સાચા ઉપાસક છે, તેઓ પૂજા-સત્કારની તૃષ્ણામાં તણાતા નથી. જ્ઞાની પુરૂષો જોઈ રહ્યા છે કે જેઓ પૂજા-સત્કાર અને માન-પાનના અભિલાષી છે, તેઓ ઊંડાણમાં માયાને સેવતા હોય છે. બહારથી ઊંચા વૈરાગ્યને છાજે તેવું બોલતા હોય છે, પરન્તુ અંદર પૂજાની હોળી સળગતી હોય છે. પૂજા-સત્કારના અભિલાષી જીવો માયા સાથે યુક્તિ કરતા હોય છે એટલે અસત્યની પ્રણાલિકામાં પણ તેઓ ઝૂકતા હોય છે. આજે માનવસમાજમાં, રાજપ્રપંચમાં અને અનેક સ્થળે એવાં પૂજા-સત્કાર માટે ચોપાટ રમાતી હોય છે; તેમ જ ત્યાગી થયા છતાં એ વસ્તુની ખ્વાહેશ ઓછી થતી નથી બલ્કે વધતી જતી હોય છે. પૂજા-સત્કાર અને લોભને સાચવવામાં માયા ઉંડી પેટીની જેમ કાર્ય કરે છે. જૈન દર્શન કહે છે કે જીવો ઊંચે ચડે છે, પરન્તુ તેમને ઊંચે જતાં રોકવા આ દોષો કોઈ અજબ કાર્ય કરે છે. જીવો ત્યાગ, ઉપવાસ,

શરીરની અશુશ્રૂષા—મીનસાચવણી વિગેરે તથા વૈરાગ્યનાં ઝરણાં દેખાડતા હોય છે, પરન્તુ આ દોષોથી તેઓ છૂટવા ઇચ્છતા હોતા નથી. અનંત જીવોનું ભૂંડું તે દોષોએ ગતકાળે કર્યું હોય છે, અને હમણાં એ દોષો જ મોક્ષમાર્ગમાં ચાલનાર જીવોનું ભૂંડું કરી રહ્યા છે. જૈન દર્શન કહે છે કે જેઓ આ દોષોથી સાવધ રહ્યા છે કે ચેતતા રહ્યા છે તેઓ જ આ દોષોમાં ભૂલાવો ખાતા નથી.

## સંબોધિ—સમ્યક્ત્વ

જૈન દર્શન કહે છે કે જીવો ઘણા કાળથી રખડતા આવ્યા છે, પરન્તુ સંબોધિ—સમ્યક્ત્વ પામવું બહુ દુર્લભ છે. જીવો સાચી સમજણમાં આવતા નથી, અને કદાચ આવે છે, તો આવા દોષો તેમને ભૂલાવામાં નાંખી દે છે. સમ્યક્ત્વ પામેલાઓ પણ આવા ભૂલાવામાં બહુએ પડી ગયા છે. પૂજા—સત્કારની અભિલાષા, લોભ અને માયા, આ દોષો જેવા તેવા નથી. જેમ સામાન્ય મનુષ્યો રૂપીઆ દેખી અનેક લાલચોમાં ફસાય છે, તેમ ત્યાગને પંથે ચાલનારાઓ પૂજા—માનપાનને દેખી સહજે ભૂલા પડયા છે. એનો પૂરાવો પ્રભાવક ચરિત્ર, પ્રબંધ ચિંતામણિ વિગેરે ગ્રંથો વાંચી જોશો તો સમજાશે. આથી જૈન દર્શન કહે છે કે, હે સુજ્ઞ જીવો ! આ મનુષ્ય ભવ, સાચી સમજણ, અને ચારિત્ર હસ્તગત થયાં છે તો તેમાં પૂરી સાવધાનતા રાખો. મનુષ્યભવમાં પ્રમાદને લીધે જતું કરશો, તો પછી સમ્યક્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. અહીંથી જો ખસ્યા તો આવા શુભ વિચાર, આવી શુભ—ઉજ્જવલ લેશ્યા પુનઃ હાથમાં નહિ આવે. આકાશમાંનાં વાદળાંની જેમ અનેક દોષાવરણો ભૂલાવવા તૈયાર રહે છે. જેઓ પુરૂષાર્થના વખતે પુરૂષાર્થ કરે છે ને ધીર પુરૂષો આ પ્રમાદ જીવિતમાં જીવવા ચાહતા નથી. હકીકત એ છે કે જ્ઞાનપૂર્વક યથાતથ્ય ચારિત્રમાં જેઓ નિવાસ કરે છે, તેઓ મોક્ષમાં કે મોક્ષની નજીકમાં પહોંચી જાય છે.

સંલેખના.

આ જગતમાં સૌ જીવોને દેહ છોડવાનો હોય છે. પાપીમાં પાપી જીવો હોય તોપણ તેમને મરવાનું છે, અને જેઓ સંપૂર્ણ જ્ઞાનીઓ છે તેમને પણ જવાનું છે. પરન્તુ તફાવત એ હોય છે કે પાપી જીવો ખરાબ અધ્યવસાયવશે અને દુર્બુદ્ધિવશે મરે છે, ત્યારે જ્ઞાની જીવો ઉંચા અધ્યવસાયે અને શાન્તપણે જ્ઞાનપૂર્વક મરતા હોય છે. પાપી જીવો મરતાં ઘોંઘાટ અને ખળભળાટ કરતા હોય છે. તેમને મરવું ગમતું હોતું નથી. મરવાનું આવે છે, એમ જ્યારે તેઓ જાણે છે ત્યારે તેઓ ધમપછાડા કરતા હોય છે. જ્ઞાની જીવો મરતી વખતે આનંદ સેવતા હોય છે. એટલે જ્ઞાની જીવોનું પંડિત મરણ હોય છે, ત્યારે અજ્ઞાની જીવોનું બાળમરણ કહેવાય છે. આથી પંડિત જીવોને પંડિત મૃત્યુ કેમ થાય. એ સંબંધી ખાસ જૈન દર્શન સમજાવે છે. જૈન દર્શન કહે છે કે તે જીવને પ્રથમ પોતાના વિષે વિશ્વાસ આવે છે. તેને શુભ વિચારો હોય છે. તે માને છે કે હું એક છું, અને આ બધા મારાથી ભિન્ન છે. તેઓ બધા મારા સુખ કે દુઃખમાં ભાગ આપે તેમ નથી, તેમ હું તેમના સુખ કે દુઃખમાં ભાગ આપું તેમ નથી. તેઓ મારા થતા નથી, હું તેમનો થતો નથી. આમ સુજ્ઞ આત્માઓ પોતાના આત્માને શિખામણ આપતા હોય છે, જેથી કોઇ ઉપર તેના દિલમાં રાગ કે દ્વેષ આવતા નથી. તે આત્મા માને છે કે આ વિશ્વમાં કંઈ કાળસુધી હું રખડયો પરન્તુ કોઇએ મને સુખમાં કે આનંદમાં મૂક્યો નહિ. સુખમાં મૂકનાર માત્ર એક જ ધર્મ છે. જો હું ધર્મને સાચા દિલથી સેવું તો ધર્મ મને સાચા સુખના નિત્ય સ્થાનમાં મૂકે. સગાં વહાલાં, સ્ત્રી પુત્ર, અને સર્વ સંબંધ માત્ર સ્વાર્થને લીધે છે. સ્વાર્થ છૂટી જતાં કોઇ કોઇનું શરણ થતું નથી. એટલે તેઓ બધાં સુખનાં સ્થાન નથી, પરન્તુ દુઃખ આપનારાઓ છે. તે જીવને કર્મરહિત થવામાં મદદ

નહિ કરે, પણ જીવને કર્મમાં સપડાવવામાં મદદ કરે છે. સુજ્ઞ જીવો માને છે કે સંસાર એવો જ છે. સૌ કોઈ પોતાના સ્વાર્થ ને હિતને જુએ છે, તેમાં શું ખોટું લગાડવું ?

વસ્તુ એ છે કે જે જીવો મુક્ત થવાને ઇચ્છતા હોય અને છેવટે મૃત્યુવખતે સંલ્લેખના કરવા ઇચ્છતા હોય તે જીવો આ સંસારના જીવોથી રાગ અને દ્વેષમાં ઊતરવા ઇચ્છતા નથી. તેઓ પોતાની કરણી વિષે વિચાર કરતા હોય છે. જે ક્રિયા–કરણી કે કર્મ છે, તે પોતાનાં જ છે, તેનો પોતે જ કર્તા છે, જે કર્તા છે તે જ ભોક્તા છે; એટલે તેમાં બીજાં કોઈ કારણ નથી, તેમાં બીજા કોઈનો દોષ નથી, એમ તેઓ માનતા હોય છે. આવું પંડિત મૃત્યુ જીવને કદાચ્ કેટલીક વખત આવે છે, પરન્તુ ઘણી વખત ન આવે તો છેવટ ઓછામાં ઓછું એક વખત તો આવે છે. આ પંડિત મરણ પુન્યવાન્ જીવોને આવે છે, ઉંચામાં ઉંચા ચારિત્રવાન્ સંયત પુરુષોને આવે છે, અને એવા દૃઢ વ્રતવાન્ શ્રાવકજનોને પણ આવે છે. પરન્તુ બધાય સાધુપુરુષોને કે બધાય શ્રાવકજનોને એવું પંડિત મૃત્યુ આવતું નથી. જૈન દર્શનનું કથન એ છે કે જેઓ સંસારસાગરને તરી ગયા છે તે પુરુષોને જ આ મૃત્યુ આવે છે. ઘણાએ સાધુ પુરુષો અને શ્રાવકજનો આવા મૃત્યુની ઇચ્છા કરતા હોય છે, પરન્તુ એવા મૃત્યુને પામી શકતા નથી. હકીકત એ છે કે એવા મૃત્યુને પામવાને જે યોગ્યતા જોઇએ અથવા જેવી અગાઉથી તૈયારીઓ જોઇએ એ વસ્તુ તેઓની પાસે આવી ન હોય એટલે એવા પંડિત મૃત્યુને પામવું એ સૌ કોઇ જીવનો હક્ક છે, પરન્તુ યોગ્યતા સિવાય એ વસ્તુ આવતી નથી. યોગ્યતા એ છે કે પંડિત મૃત્યુની અભિલાષા થવા સાથે, ચારે કષાયની મંદતા આવવી જોઇએ. સર્વ જીવો સાથે વૈરની વૃત્તિ નિર્મૂલ થવી જોઇએ. ઋજુભાવ તદ્દન પરિણમી જવો જોઇએ. માયા અને લોભનાં ફરી ફરી ઉત્પન્ન થતાં મોજાંઓ નરમ પડી જવાં જોઇએ. આવી સ્થિતિ ઉપર આવતાં અને હમેશાં એ જ

વિચારોનું પુનઃ પુનઃ સેવન કરતાં જીવ-આત્મા પંડિત મરણને યોગ્ય થઈ શકે છે.

**જૈન દર્શનનો સાર**

જૈન દર્શનનો આ ઉપદેશ જીવોને નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ રૂપ સંસારથી છોડાવે છે અને મોક્ષમાર્ગનો રસ્તો બતાવે છે. જીવો પોતાના રાગ-દ્વેષ-કામ-ક્રોધ વિગેરે દોષોને મૂકે છે, પંચ-મહાવ્રત સાથે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું સાચા દિલથી ને જ્ઞાનપૂર્વક પાલન કરે છે, તો અવશ્ય જીવો મોક્ષમાં પહોંચી જાય છે. મનુષ્યસ્વભાવમાં અનેક વિચિત્રતાઓ અને ઘટનાઓ પ્રવર્તી રહી છે. એ સધળી ઘટનાઓમાં વીતરાગની આજ્ઞા નથી તો સાચો માર્ગ લેશ પણ નથી. જ્યાં વીતરાતની આજ્ઞા છે ત્યાં મોક્ષે પહોંચવાનો માર્ગ છે. આજે ધર્મનાયકો પોત-પોતાની અનુકૂળતામાં વીતરાગની આજ્ઞા બતાવે છે, અને ઉત્સર્ગ-અપવાદ માર્ગનું શરણુ લે છે; પરન્તુ જ્યાં અઢાર પાપ-સ્થાનકનો અંશ છે, અથવા જ્યાં ચાલતાં એક પણ પાપસ્થાનક સેવાય છે, ત્યાં વીતરાગ દેવની આજ્ઞા નથી; પછી ત્યાં ભલે ભક્તિ હોય કે આવશ્યકતા હોય, પરન્તુ વીતરાગવિહિત કથન નથી.



## : પરિશિષ્ટ :

## 'શતપદી'માં મૂકેલ ઐતિહાસિક વર્ષો

શ્રી વીરાત્ ૧૬૪ વર્ષે ચંદ્રગુપ્ત રાજા થયો.
" ૪૭૦ વર્ષે વિક્રમ સંવત્ ચાલ્યો.
" ૬૦૫ વર્ષે શાલિવાહન રાજાનો શક ચાલ્યો.
" ૬૦૯ વર્ષે દિગંબર મત નીકળ્યો.
" ૬૭૦ વર્ષે સાચોરમાં વીર સ્વામીની પ્રતિમા સ્થપાઈ.
" ૮૨૦ વર્ષે ચૌદશની તિથિએ પાખી ચાલી.
('શતપદી'માં ચતુર્થી થયા પછી કેટલેક કાળે ચતુર્દશી ચાલુ થઇ એમ કહે છે.)
" ૮૮૨ વર્ષે ચૈત્યવાસ શરૂ થયો, એટલે તે વખતના સાધુઓએ ચૈત્યમાં રહેવાની શરૂઆત કરી.
" ૯૮૦ વર્ષે દેવર્દ્ધિ ગણિએ સૂત્રો પત્ર પર આરૂઢ કર્યાં.
" ૧૦૦૦ વર્ષે દેવર્દ્ધિ ગણિ સ્વર્ગે ગયા ને પૂર્વનો વિચ્છેદ થયો.
" ૧૦૦૮ વર્ષે પૌષધશાલામાં વાસ કરવો શરૂ થયો.
વિક્રમાત્ ૯૨૧ મા વર્ષે વડગચ્છ ચાલ્યો (ઉત્પાદક સર્વદેવસૂરિ)
" ૧૧૫૯ મા વર્ષે પૂર્ણિમા ગચ્છ સ્થપાયો, (ઉત્પાદક ચંદ્રપ્રભસૂરિ)
" ૧૧૬૯ મા વર્ષે અંચલ ગચ્છ સ્થપાયો. (ઉત્પાદક આર્યરક્ષિતસૂરિ)
" ૧૨૦૪ મા વર્ષે ખરતર ગચ્છ (ઉત્પાદક જિનદત્તસૂરિ)
" ૧૨૩૬ મા વર્ષે સાધુપૂર્ણિમા ગચ્છ.
" ૧૨૫૦ મા વર્ષે આગમિયા (ત્રિસ્તુતિક) ગચ્છ નિકળ્યો.
" ૧૨૮૫ મા વર્ષે તપગચ્છ કહેવાયો (ઉત્પાદક જગત્ચંદ્ર સૂરિ)
" ૧૫૩૨ મા વર્ષે લુંકાશાહથી પ્રતિમાનો નિષેધ થયો.
" ૧૫૬૨ મા વર્ષે પાર્શ્વચંદ્ર ગચ્છ નિકળ્યો.

# પ્રખ્યાત આચાર્યોની યાદી

શ્રી વીરાત્ ૩૭૬ વર્ષે શ્યામાચાર્ય થયા જેમણે પ્રજ્ઞાપના રચ્યું.
,, ૬૮૪ વર્ષે ગંધહસ્તિ થયા, તેમણે પહેલી વહેલી ટીકાઓ કરી
,, ૯૮૦ વર્ષે દેવર્દ્ધિ ગણિએ પુસ્તકો લખ્યાં.
,, ૧૦૫૫ મા વર્ષે હરિભદ્રસૂરિ થયા, ૧૪૪૪ પ્રકરણો બનાવ્યાં
,, ૧૧૫૦ મા વર્ષે જિનભદ્રગણિ, તેમણે ભાષ્યો કર્યાં.
વિક્રમાત્ ૭૦૦ મા વર્ષે શીલાચાર્ય (આચારાંગ ટીકાકાર)
,, ૮૯૬ મા વર્ષે બપ્પ ભટ્ટી સ્વર્ગે ગયા.
(આમ રાજાને સમજાવ્યો)
,, ૧૦૯૬ મા વર્ષે વાદી વેતાલ શાંતિસૂરિનું સ્વર્ગગમન.
,, ૧૧૩૫ મા વર્ષે અભયદેવ સૂરિનુ સ્વર્ગગમન
,, ૧૨૨૬ મા વર્ષે વાદિદેવ સૂરિનું સ્વર્ગગમન
,, ૧૨૨૯ મા વર્ષે હેમચંદ્રાચાર્યનું સ્વર્ગગમન.

